# ભવાનીનો ભોગ

અથવા

# રાજપૂતોનો રણોન્માદ !

---

## દ્વિતીય વિભાગ

---

પ્રયોજક


ત્ર્યંબકલાલ જીવરાજ જોશી

બાળીલા ( અમરેલી—કાઠિયાવાડ. )


---


પ્રકાશક

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

બુકસેલર અને પબ્લીશર

ત્રણ દરવાજા—અમદાવાદ

---

સંવત ૧૯૭૪ સને ૧૯૧૮

પ્રથમાવૃત્તિ પ્રત ૧૦૦૦


---



---


અમદાવાદ—શાહપુર વનમાળીવાંકાની પોળમાં આવેલા પોતાના શ્રી 'અંબિકા વિજય' પ્રિન્ટીંગ પ્રેસમાં પટેલ લક્ષ્મીચંદ હીરાચંદે છાપ્યું.


---

મૂલ્ય. ૧—૧૨—૦.

# સ્નેહસમર્પણ

પરમ પ્રિય ભાઇશ્રી

**વિઠ્ઠલદાસ પુરૂષોતમદાસ દલાલ**

સેક્રેટરી, લોહાણાબોર્ડિંગ.

પોરબંદર.

પ્રિયભાઇ !

આપના મારાપરના અપૂર્વ સ્નેહ તથા અનુપમ
વાત્સલ્યના સ્મરણાર્થે, આપના નિખાલસ દિલ
અને ઉચ્ચ સ્વભાવથી આકર્ષાઇને હું
મારો આ સામાન્ય પ્રયાસ આપને
સમર્પણ કરી કૃતાર્થ
થાઉં છું.

આપનો શુભચિંતક

ત્ર્યંબકલાલ જોશી

# પ્રસ્તાવના



પ્રસ્તુત પુસ્તકના સંબંધમાં પાઠક બંધુઓને જે નિવેદન કરવાનું હતું, તે હું પ્રથમ વિભાગમાંજ કરી ચૂક્યો છું, એટલે આ સ્થળે વિશેષ વિવેચન કરવાની અગત્ય નથી.

આ વિભાગમાં ભવાનીપ્રસાદના આત્મભોગ–આત્મત્યાગની પરાકાષ્ટા, રાજકુમાર દેવળરાયના ભ્રાતૃપ્રેમની પરિસીમા, રાજનંદિની ઉર્મિબાલાના પવિત્ર પ્રણયની પરિપૂર્ણતા, રાજા અનંતરાયના પાપોના પશ્ચાતાપનો પૂર્ણ ચિતાર તથા જનાર્દનની આદર્શ સ્વામિભક્તિનું જ્વલન્ત ચિત્ર આલેખવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

આશા છે કે, મારો આ પ્રયાસ મારા અન્ય સર્વ પ્રયાસો પ્રમાણે પાઠક બંધુઓના આદરને પ્રાપ્ત થશે તો હું મારા આ પ્રયત્નને પૂર્ણ થયો માનીશ.

અંતે જે અનંતનામી ઇશ્વરના અનુગ્રહથી હું મારા આ પુસ્તકને સમાપ્ત કરી શક્યો છું તેમનો આભાર માની અહીંજ વિરમું છું. ઇતિશમ્.

અમદાવાદ  સાહિત્યાનુરાગી

તા. ૧–૭–૧૯ પ્રયોજક.

# અનુક્રમણિકા

# ભવાનીનો ભોગ

## દ્વિતીય વિભાગ

### પ્રથમ ખણ્ડ

### મોહાન્ધકાર

निवृत्ता भोगेच्छा पुरुषबहुमानो विगलितः ।
समानाः स्वर्याताः सपदि सुहृदो जिवितसमाः ॥
शनैर्यष्ट्युत्थानं घनतिमिररुद्धे च नयने ।
अहोधृष्टः कायस्तदपि मरणापाय चकितः ॥

भर्तृहरि

ॐ तत्सत्परमात्मने नमः

# ભવાનીનો ભોગ

અથવા

## રાજપૂતોના રણોન્માદ !

### દ્વિતીય વિભાગ.

### તૃતીય ખણ્ડ

પ્રથમ પરિચ્છેદ

### ફૂલમાળા

શબકો ચમનમેં વાહવાહ ક્યાહી બહાર થી મચી;
ફૂલ ખીલે થે ફુલ ફુલ ગુન્ચે ખીલે કલી કલી;
બેલા ચંબેલી, રાઈ, બેલ મોતીયા, જોઇ સેવતી;
બાદેસબાભી ચલતીથી ઇતરો ગુલાબ મેં બસી;
હોઝ પડે છલકતે થે નહેરે હીલોરે લેતી થી;
શુખ બગલમે ગુન્ચા લબ મચેકે ન શેકી તાઝગી.
લંબોપર આહ દીલમેં રન્જ જ્યું આતીશકે અંગારે,
જીસે દીલ ચાહતા હમ્એ ઉસ્કુ પરવા કુચ નહી બારે.

નઝીર

અજમેર નગરના પ્રવેશદ્વારને નાનાવિધ ફૂલ, પત્ર અને પતાકાઓથી સુસજ્જિત કરવામાં આવ્યું હતું અને રાજમાર્ગ આનંદના ઉછળતા તરંગોથી તથા ભાતભાતનાં રંગબેરંગી પોશાક ધારણ કરેલાં નરનારીઓથી શોભી રહ્યો હતો. સદાના શત્રુ શિરોહીપતિને પદદલિત કરી પ્રસાદે આજે રાજધાની અજમેરમાં પ્રવેશ કર્યો હતો. આનંદ અને ઉત્સાહથી અધીરા થઇને પ્રસાદને જોવા માટે આબાલવૃદ્ધવનિતાઆદિ સર્વે દોડી આવતાં હતાં. જે માર્ગપરથી પ્રસાદ, રાજમહાલયમાં રાજાની મુલાકાત માટે જવાનો હતો, તે માર્ગે પણ તરેહ તરેહ વારના પુષ્પ પત્રોથી સુસજ્જિત થઇને રત્નના અલંકારથી ભૂષિત થયેલી સૈન્દર્યમયી યુવતીની પેઠે અનુપમ રૂપ ધારણ કરી લીધું હતું. કોમળ હસ્તથી ફેંકાયલાં ફૂલ અને ફૂલમાળાથી પ્રસાદનું અંગ અને અશ્વ અરુણના રંગથી રંગાયલી નવીન વાસંતી ઉષાની પેઠે શોભી રહ્યાં હતાં.

વિશાળ અને પહોળો રાજમાર્ગ મનુષ્યની ભીડથી એટલો બધો ચીકાર થઈ ગયો હતો કે, પ્રસાદના અશ્વને મૃદુ તથા મંદ ગતિથી ચાલવાની ફરજ પડતી હતી. બહુ જ ધીમે ધીમે પ્રસાદ રાજમાર્ગ ઓળંગીને રાજમહાલય ભણી ચાલી રહ્યો હતો. તેની જમણી બાજૂએ જયન્તકુમાર હસતો હસતો ચાલ્યો જતો હતો અને ડાબી બાજૂએ જનાર્દન ગર્વિત ભાવથી તેની રક્ષા કરતો ચાલતો હતો.

માર્ગપાસેના એક નાના ઘરની એક નાની બારી સહજ ઉઘડી અને હીરાની ચુડીઓથી શોભિતા ગુલાબને પરાજિત કરી દે તેવો એક નાના હાથે એક મનોહર પુષ્પમાળા પ્રસાદના કંઠમાં આરોપવાના ઉદ્દેશથી ફેંકી દીધી. પરંતુ તે માળા પ્રસાદના લલાટ સાથે અથડાઇને અશ્વની પીઠપર પડી ગઇ. પ્રસાદે બારી સ્હામું જોયું. તેને જણાયું કે, પોતાના હૃદયની અધીશ્વરી લોકલલામભૂતા રાજનંદિની ઉર્મિ-

બાલા બારી પાસેથી ધીમે ધીમે સરી જવાની કોશિશ કરી રહી છે. પ્રસાદે અશ્વની પીઠપર પડેલી માળાને લઇને પોતાના કંઠમાં પહેરી લીધી તથા મનમાં ને મનમાં જ કહ્યું:–" અત્યારે મને મારા ગુણનો પૂર્ણ પુરસ્કાર પ્રાપ્ત થયો છે. મારી વીરતાનું મૂલ્ય મને મળી ચૂક્યું છે. આ સુકુમાર લલનાનાં હસ્તથી મળેલી મનોહારિણી માળાએ આજે મને સંપૂર્ણ સંતુષ્ટ કર્યો છે.

" મનોહર પુષ્પની માળા મળી છે આજ ઉપહારે;
સુકોમળ સુંદરી આવી મળી છે પૂર્વના પૂણ્યે;
નહિ ઉપહાર છે આવો જગતના અન્ય દરબારે;
લલના અનુપમ આ અતિ શંકા નહિ તેમાં ખરે. "

અજમેરરાજ આના કરતાં વધુ ઉપહાર મને આપી સંતુષ્ઠ કરી શકે તેમ નથી. વિશ્વમાં આવી અલૌકિક રમણીના સમાન ઉપહાર આપવા યોગ્ય એક પણ પદાર્થ મને ભાસતો નથી. "

પરંતુ, રાજકુમારીની અત્યંત સાવચેતીના યોગે, બીજું કોઈ પણ તેને જોઇ શકયું નહિ.

પ્રસાદ પ્રાસાદના દ્વારપાસે આવી પહોંચ્યો એટલે રાજમંત્રી અને સેનાપતિ તેનો સત્કાર કરવા માટે આગળ આવ્યા. પ્રસાદના મુખ સ્હામું જોઈ મંત્રી સ્તંભિત થયો અને કાંઇ પણ ન સમજી શકવાથી તેણે પૂછ્યું:—" આ સર્વ યોદ્ધાઓમાં શિરોહીવિજયી વીરપુરૂષ કોણ છે વારૂ ?

વૃદ્ધ સેનાપતિએ પ્રસાદને બેસાડી દીધો. પ્રસાદે હસતાં હસતાં કહ્યું:—" અમાત્ય—પ્રધાન, હું પુનઃ તમારી સેવામાં હાજર થયો છું બાળકની ચપળતા સંબંધી કેટલીક વાતો મેં તમને આ પહેલાં એક વાર કહી છે; માટે તે અપરાધને લક્ષમાં ન લાવતાં ક્ષમા આપવાની કૃપા કરશો. "

આ સમયે જયન્તકુમાર એક બે કથાઓ કહ્યા સિવાય રહી શક્યો નહિ. તેણે કહ્યું:—"મંત્રી મહાશય, જેનામાં પ્રતિભા હોય છે, તે વયની વાટ જોતા બેસી રહેતા નથી. જેનામાં પ્રતિભા નથી તેને વય થતાં પણ શક્તિ પ્રાપ્ત થઇ શકતી નથી. સિંહનું બાળક જન્મથીજ સાહસી હોય છે. હું ધારૂં છું કે, આજે તમે આ બાળકની વીરતાની વાર્ત્તા સાંભળીને તમારા ભ્રમને અવશ્ય દૂર કરશોજ."

મંત્રી છેક લજ્જિત થઈ નીચું મસ્તક કરી બેસી રહ્યો. સભાસદનમાં રાજાની સમીપમાં આવી પ્રસાદે જ્યારે પ્રણામ કર્યા, ત્યારે રાજાએ તેને બાથમાં ભીડીને કહ્યું કે;—" પ્રસાદ ! વીરવર પ્રસાદ ! તમારા વીરત્વ અને કુશળતાથી સમસ્ત રાજપૂતાના આશ્ચર્યચક્તિ થયો છે. તમારી યથાર્થ પ્રશંસા કરવાની મારામાં શક્તિ પણ નથી. બસ, હવે તમે તમારી ઇચ્છા પ્રમાણે કોઈ પણ પ્રકારના ઉપહારની યાચના કરો, હું મારી શકિતબહારની વાત હશે તો પણ તેને પૂર્ણ કરવામાં લેશ માત્ર પણ સંકુચિત થઇશ નહિ. આજે તમે મારા ભાગ્યકાશમાં યશરૂપ ઇન્દુનો ઉદય કરી મને પરમ યશસ્વી કર્યો છે. પરાજયના પરમ નિંદનીય અપમાનમાંથી ઉગારી વિજયના સિંહાસન પર સ્થાપિત કર્યો છે. મારા રાજ્યની વિજયી પતાકાને સદાને માટે ગૌરવાન્વિત કરી છે. આ સર્વ કારણોથી હું તમારો જેટલો ઉપકાર માનું તથા તે ઉપકારના બદલામાં જે કાંઇ ઉપહાર આપું તે સર્વથા અલ્પ જ છે. અથવા તો કશી પણ ગણતરીમાં નથી. ધન્ય છે ! રાજપૂતાનાની રાજ્ય લક્ષ્મીના ચમકતા તારલા તમને એકવાર નહિ, સહસ્રવાર ધન્ય છે! વીરનર ! તમને ધન્ય છે ? "

પ્રસાદે કહ્યું:—" મહારાજ, મેં જે કાંઇ કર્યું છે, તે પુરસ્કારના

લોભથી કર્યું નથી. ઇનામની લાલચથી કોઇ પણ કાર્ય કરી એક ભયંકર લાંચિયા તરીકે લોકોમાં નિંદાવાનો મારો જરાય વિચાર નથી.

"શિરોહી જેવી રીતે આપનું શત્રુ હતું, તેવીજ રીતે મારૂં પણ પ્રબળ શત્રુ હતું અને એ શત્રુતાનો પ્રતિ શોધ લેવાના ઉદ્દેશથીજ મેં આ કાર્ય કર્યું છે. શિરોહી મારા પિતાનું ઘાતક છે, તેથી વૈરીને સજા આપવાના હેતુથી આપનું સૈન્ય અને બળ ગ્રહણ કરી તેનાજ આધારે પિતૃહત્યાનો પ્રતિશોધ લીધો છે. રાજન્ ! મને આપના તરફથી જો જોઇતી સહાયતા ન મળી શકી હોત તો હું કદાપિ મારી પ્રતિજ્ઞાને પૂર્ણ કરી શકત નહિ અથવા તો પિતૃવૈરનો બદલો પણ વાળી શકત નહિં. હું એક ક્ષુદ્ર અને સામાન્ય બાળક છું, મારાથી કાંઇ પણ થઇ શકયું નથી, સર્વ આપના પ્રતાપેજ શુભ થયું છે. માટે હવે મને આવા શબ્દો કહીને નાહક શર્મમાં ન નાખો. મેં જે કાર્ય કર્યું છે તે ઋણનો બદલો વાળવા માટે જ કર્યું છે."

રાજાએ કહ્યું:—"તમે જે કાર્ય પૂર્ણ કરી મારા પ્રાણ, ધન અને રાજ્યની રક્ષા કરી છે, તે માટે હું તમારી પાસે જીંદગી સૂધીને ઋણી રહું તેમ છું, તમે મરજી મુજબ પુરસ્કાર નહિ માગો તો મારા હૃદયને તૃપ્તિ અને શાન્તિ મળી શકશે નહિ. જ્યાં સુધી હું કોઇપણ ઉત્તમ વસ્તુ આપીને તમને સંતુષ્ઠ કરી શકીશ નહિ, ત્યાં સુધી મને કોઇ પણ સ્થળે જરાય ચેન પણ પડશે નહિ."

પ્રસાદે કહ્યું:—"મારા આ સ્વાર્થમય કાર્યના બદલામાં ઉપહાર આપવા માટે મહારાજ જ્યારે આટલા બધા આતુર બની ગયા છે, ત્યારે હું વચન આપી કહું છું કે, જ્યારે મને જરૂર પડશે ત્યારે હું આપની પાસેથી મારી ઇચ્છાની કોઇ પણ વસ્તુ અવશ્ય માગી લઇશ."

રાજા બોલ્યો:—" બહુ સારૂં, હું પણ તે વસ્તુ આપવાને બંધાઉં છું. પરંતુ તેમ છતાં પણ હાલ તરત હું તમને વિટ્ઠલીગઢના કિલ્લેદારના પદપર નિયુક્ત કરૂં છું, માટે તમારે પણ તે પદનો અવશ્ય સ્વીકાર કરવો પડશે. આમાં તમારી કશી આનાકાની ચાલી શકુશે નહિ. કારણ કે, જ્યાં સુધી હું તમને મારા રાજ્યના કોઈ ઉચ્ચ પદવીધારક તરીકે જોઇ શકીશ નહિ, ત્યાં સુધી મને સંતોષ થશે નહિ."

પ્રસાદે કહ્યું:—" મહારાજના આ અનુગ્રહને હું મસ્તકે ચઢાવું છું."

ત્યાર પછી બીજી કેટલીક કથાઓ કર્યા પછી રાજાએ આજ્ઞા કરી કે, પ્રસાદના નામને દેશમાં સદાને માટે સ્મરણીય કરવા માટે આવતી વસંત પંચમીને દિવસે દ્વંદ યુદ્ધ તથા બાણ વિદ્યાની પરીક્ષા કરવામાં આવશે અને એ વીરોત્સવમાં ભાગ લેવા માટે સમગ્ર રાજપૂતાનાના રાજા અને યોદ્ધા જનોને આમંત્રિત તથા સન્માનિત કરવામાં આવશે. બરાબર વિચાર કરવાથી છેવટે જે પરિણામ આવશે અને તે પરિણામમાં જે આદર્શ વીર રૂપે સિદ્ધ થશે, તે પોતાની ઇચ્છા પ્રમાણે જે કાંઈ માગશે, તેને તે વસ્તુ ક્ષણનો પણ વિલંબ કર્યા વિના પ્રદાન કરવામાં આવશે."

રાજા પાસેથી વિદાય લઈને પ્રસાદ તથા જયન્તકુમાર રાજમહાલયમાંથી છૂપી રીતે બહાર નીકળી પડયા અને પગે ચાલી રાજમાર્ગ ઓળંગીને આગળ ચાલવા લાગ્યા. સેનાપતિનું ગૃહ શહેરના પશ્ચિમ ભાગમાંના એક નિર્જન મેદાનમાં આવેલું હતું. ત્યાં બન્ને જઈ પહોંચ્યા એટલે જયન્ત કુમારે કહ્યું કે:—" પ્રસાદ, ભાઇ, આજે હું તમને એક નવીન વસ્તુ બતાવીશ, એવી વસ્તુ તમે આ પહેલાં કદાપિ

જોઈએ છે કે. નહિ તે પણ તમારે મને કહેવું પડશે. આવો હવે તમને તે વસ્તુ બતાવું. ”

પ્રસાદે કહ્યું:—“ કઇ વસ્તુ તમે મને બતાવવાની ઇચ્છા ધરાવો છો, જયન્તકુમાર ? ”

જયન્તકુમારે જવાબમાં જણાવ્યું:—“ તમેજ કહો જોઈએ કે હું તમને કયી વસ્તુ બતાવવા ઇચ્છિતો હોઇશ ? ”

પ્રસાદે કહ્યું:—“ હું ધારૂં છું કે, કદાચ તમે કોઇ છબિ, વૃક્ષ, ફુલ કે તલ્વાર બતાવવા ઇચ્છિતા હશો. ”

જયન્ત કુમારે કહ્યું:—“ ના, હું એમાંની એક પણ વસ્તુ દેખાડવા માગતો નથી. ”

પ્રસાદે કહ્યું:—“ ત્યારે હવે હું મારી હાર કબૂલું છું, માટે હવે તમે તે વસ્તુને સત્વર બતાવો. ”

જયન્ત કુમારે ત્યારે હસતાં હસતાં ‘ ઉત્સા, ઓ ઉત્સા,’ કહીને બે ચાર બૂમો પાડી. એ સાંભળીને એક બાર વર્ષની બાલિકા ઘરમાં દોડી આવી. પ્રસાદને જોઈ તે સહજ શર્માઈ ને જયન્તકુમાર પાસે આવીને ઉભી રહી. એ સમયે જાણે સોહાગ, અનુરાગ પાસે આવી ઉપસ્થિત થયો હોયની ! એવોજ ભાસ થવા લાગ્યો. જયન્તે સહજ હસીને કહ્યું:-“ આ પુરૂષ કોણ છે, તે તું જાણે છે કે ઉત્સા ? આ એક તારા ભાઈ છે અને તેઓ યુદ્ધમાં વિજય મેળવીને અહીં આવ્યા છે.”

ઉત્સા સહજ સરી આવીને પ્રસાદના મુખ ભણી જોઈ રહી, ત્યાર પછી તેણે બહુ જ આસ્તેથી પૂછ્યું “ કેમ, તમો મારા ભાઇ થશો ખરા કે ? ”

પ્રસાદે કહ્યું:—“ હા. જો તું મારી પાસે આવીશ તો હું

તારો ભાઇ અવશ્ય થઇશ, પણ તે વિના મારાથી તારો ભાઇ થઇ શકાશે નહિ. "

બાલિકા જરા વધારે પ્રસાદ પાસે સરી આવી, પરંતુ છેક પાસે ગઇ નહિ, જઇ શકી નહિ

પ્રસાદે કહ્યું:-" હું તારો ભાઇ નહિ થાઉં. હું જેનો ભાઇ થઇશ, તે મારી પાસે આવશે, મને સત્કાર કરીને ખાવાનું આપશે તથા હું બોલાવીશ કે તરતજ દોડી આવી મને ભેટી પડશે. "

ઉત્સાએ કહ્યું:—" પણ તમે તો મને બોલાવતા નથી, એટલે હું શી રીતે તમારી પાસે આવી શકું ? "

પ્રસાદે કહ્યું:—" ઉત્સા, બહેન, બાપુ આવ, મારી પાસે આવ."

આ વખતે ઉત્સા નિઃસંકોચે પાસે આવી અને પ્રસાદની કમરપર લટકતી તલ્વારને મ્યાનમાંથી બહાર કાઢીને બોલી:-" તમારી પાસે પણ તમે માણસ મારવાનું યંત્ર રાખો છો ખરા કે ? પિતા મનુષ્ય મારે છે, ભાઇ મનુષ્ય મારે છે અને તમે પણ માણસ મારવાનો ધંધો કરો છો ? "

પ્રસાદે પૂછ્યું:-" મનુષ્યને મારવામાં શો દોષ છે, વારૂ ઉત્સા ?"

ઉત્સાએ જવાબ આપ્યો:—" મનુષ્ય અતિ સુંદર છે, માટે તેનો સંહાર કરવામાં મહાપાપ સમાયલું છે. તમે વાઘ મારો, વરૂ મારો, તેમાં દોષ નથી, પરંતુ મનુષ્ય મારવામાં તો ઘણું પાપ છે. માટે હવે પછી તેને કદાપિ મારશો નહિ, કારણ કે, મનુષ્ય જેવી બીજી એક પણ વસ્તુજ નથી. "

પ્રસાદે પુનઃ પૂછ્યું:—" ઉત્સા, મનુષ્ય સુંદર છે, એમ તને કોણે કહ્યું વારૂ ? "

ઉત્સાએ ઉત્તર આપ્યોઃ–" કેમ, હું સુંદર છું, બાબા સુંદર છે, મા સુંદર છે અને ભાઈ પણ સુંદર છે. આપણે મનુષ્ય છીએ, તેથીજ આપણે સુંદર છીએ, જેઓ સુંદર છે તેને તમો શામાટે મારો છો? "

પ્રસાદે કહ્યુંઃ—" ત્યારે ઉત્સા, જેઓ કુત્સિત અથવા નઠારા માણસો હોય, તેમને મારવા ખરા કે નહિ ? "

ઉત્સાએ પૂછ્યુંઃ—" કુત્સિત કોણ છે ? શું મનુષ્ય કદાપિ કુત્સિત હોઇ શકે ખરાં કે ? "

જયન્તકુમાર બોલ્યોઃ–" ઉત્સા, તું હજી ઓળખતી નથી કે આવા નવીન ભાઈ કોણ છે. જેની વાર્તા તું અત્યારે સર્વના મુખથી સાંભળી રહી છે, તેજ આ શિરોહીવિજયી મહાવીરવર પ્રસાદ અથવા તો આ અખિલ ભારતભૂમિના ગૌરવના સ્તંભરૂપ શૂરવીર સિંહ છે. "

ઉત્સાએ કહ્યુંઃ–" ખોટી વાત, તદ્દન ખોટી વાત. તમે મને છેતરો છો. "

જયન્તકુમારે પૂછ્યુંઃ–" કેમ, તેં શા આધારે જાણ્યું કે હું ખોટી વાત કરૂં છું ? "

" મારા આ નવા ભાઈ તો ઘણાજ સુંદર છે અને પ્રસાદ તો એક નિષ્ઠુર દયાહીન રાક્ષસ છે. તેણે અનંત મનુષ્યોનો સંહાર કરી રણભૂમિમાં લોહીની મોટી મોટી નદીયો વહેવડાવી છે. "

જયન્તકુમારે કહ્યુંઃ–" પ્રસાદને તું રાક્ષસ શા માટે કહે છે ? શું મનુષ્ય મારે તે રાક્ષસજ કહેવાય ? "

ઉત્સાએ જવાબ આપ્યોઃ–" હા–જે હજારો માણસો મારે તે રાક્ષસ નહિ તો બીજું શું કહેવાય ? "

ઉત્સાના આ કથન આગળ તેમને બન્નેને પરાજીત થવું પડ્યું,

એક બાર વર્ષની બાળાએ બુદ્ધિમાન યુવકોને પણ પરાજીત કરી દીધા. ત્યાર પછી પ્રસાદનો હાથ ઝાલીને તે બાલિકા તેને અન્તઃપુરમાં પોતાની માતા પાસે તેડી ગઈ. બાલિકાનું જે સ્થળે જે કાંઇ ઐશ્વર્ય હતું, તે બધું ધીમે ધીમે તેણે પ્રસાદને બતાવી દીધું. ફૂલ દેખાડયાં, પક્ષીઓ દેખાડયાં, પૂતળાં દેખાડયાં, માતાને દેખાડી અને તે ઉપરાંત પ્રસાદને બીજું કેટલુંક પણ દેખાડયું. તેણે દર્પણના જેવું સ્વચ્છ હૃદય પણ ખોલીને દેખાડી દીધું. પ્રસાદ એ સર્વ જોયા પછી મુગ્ધ થઇને બ્હાર ચાલ્યો આવ્યો.

પ્રસાદે પૂછ્યું:—" કેમ ઉત્સા ? આવાં અજાબી ભરેલાં વચનો શા કારણથી બોલે છે વારૂ ? "

ઉત્સાએ જવાબ આપ્યો કે—" જેઓ મારા ભાઇ હશે, તેઓ મારી પાસેજ રહેશે. મીઠાં મીઠાં વચનોથી મને બોલાવશે. મારી સાથે રમત રમશે તથા મારૂં બનાવેલું ભોજન જમશે, મને પોતાની ગોદમાં બેસાડી રમાડશે અને મને ઉત્સા કહીને પ્રેમપૂર્વક બોલાવશે. તે સિવાય હું કોઇને પણ ભાઈ કહી ને બોલાવીશ નહિ અને તેની બહેન પણ થઇશ નાહ."

પ્રસાદે કહ્યું:—" હું તને અવશ્ય બોલાવીશ, પરંતુ હમણાં નહિ. વચ્ચે વચ્ચે હું મારી બહેનને મળવા માટે આવતો જઇશ. બાપૂ ! હવે મને ખુશીની સાથે રજા આપ, એટલે હું ઘર ભણી વિદાય થાઉં. "

' ના, મારાથી આમ સહજમાં રજા આપી શકાશે નહિ. પ્રથમ તમારે મારા બે સવાલોના જવાબ આપવા પડશે. જવાબ આપ્યા વિના હું અહીંથી જવા દઇશ નહિ. " ઉત્સાએ કહ્યું.

" કેમ બહેન ! તું મને શા સવાલ પૂછવા માગે છે વારૂ ? " પ્રસાદે ઘણાજ ધીમા સ્વરથી કહ્યું.

" હું તમને એમ પૂછવા માગું છું કે, તમે ક્યાંના નિવાસી છો?

તમારે મા બાપ કે ભાઈ બ્હેન આદિ કોઇ પણ છે ખરૂં કે ? જૂઓ સાચે સાચો જવાબ આપજો. કાંઇ પણ છૂપાવશો નહિ." ઉત્સા બોલી

પ્રસાદે જવાબ આપ્યોઃ—" ના, બ્હેન ! આ દુનિયામાં મારે કોઇ પણ નથી. હું ઘણો દુઃખી છું- માતાપિતા મારા બચપણમાંજ મને નાનો મૂકીને સ્વધામ સિધારી ગયાં છે. " આ શબ્દો ઉચ્ચારતી વેળાયે પ્રસાદનું મુખ મલિન થઈ ગયું અને તેની આંખોમાંથી દડદડ આંસુનો પ્રવાહ વહેવા લાગ્યો.

ઉત્સાએ કહ્યુંઃ-" ત્યારે દુનિયામાં જેઓ દુઃખી હોય છે, તેમનેજ હું બહુ ચાહુ છું. બસ, આજથી તમે મારા ભાઇ અને હું તમારી બ્હેન છું. તમે કદાચ પ્રસાદ હશો તો પણ હું તમને મારા ભાઈ કરીશ તમને હમેશાં સંભારીશ અને નહિ આવો તો ઠપકો પણ આપીશ. " ઉત્સાએ કહ્યું.

આમ કહીને ઉત્સાએ પ્રસાદનો હાથ પકડી લીધો; તથા ત્યાર પછી તેને સંબોધીને કહ્યું કે;—" ભાઈ, તમે તમારી આ બ્હેનને મૂકીને કોની પાસે દોડયા જાઓ છો ? આ દુનિયામાં તમારૂં કોણ છે ? તમે અહીંથી નીકળીને કોને ત્યાં જવાની ઇચ્છા ધરાવો છો ? હું તો તમને નહિ જવા દઉં. "

પ્રસાદ વિસ્મિત થઈને ઉભો રહ્યો. જયન્તકુમાર સહજ હસીને પ્રસાદના મુખ ભણી જોતો ઉભો રહ્યો. થોડી વાર પછી તેણે પ્રસાદને પૂછ્યુંઃ-" કેમ પ્રસાદ, શા વિચારમાં પડી ગયા ? ઉત્સાના સવાલનો જવાબ શા માટે નથી આપતા ? ઉત્સા જે કહે છે તેનો જવાબ જલ્દી આપો. "

ઉત્સા પણ તરતજ બોલી ઉઠીઃ-" હા—હા. ભાઇ હું કહું છું ? તેનો કાંઇ પણ જવાબ ન આપતાં આમ મૂગા કેમ ઉભા રહ્યા છો જ્યાં સુધી મને બરાબર સંતોષકારક જવાબ નહિ આપો ત્યાં સુધી હું તમને એક પગલું પણ આગળ ભરવા દઇશ નહિ સમજ્યાને પ્રસાદ ?

આ સમયે સેનાપતિ મહાશયે આવી સઘળો વૃત્તાંત પૂછી ઉત્સા અને પ્રસાદના વિવાદને એટલેથીજ અટકાવી દીધો. સેનાપતિ કુમળસિંહે કહ્યું:–" પ્રસાદ, તમારા જેવા પુત્ર, ભ્રાતા અથવા અતિથિ મેળવવા એ પણ એક અતિ ગૌરવની વાર્ત્તા છે. તમે મારે ત્યાં મારાં સંતાનની પેઠે વસશો તો હું ઘણોજ સુખી અને ગૌરવાન્વિત થઇશ. જે એક દિવસને માટે પણ તમારા સહવાસમાં આવ્યું હશે, તે પણ તમારા તરફ આકર્ષાયા સિવાય રહ્યું નહિ હોય. જયન્ત અને ઉત્સા તમને શા માટે નથી છોડતાં, તેનું કારણ હવે તમે સહજમાં જ સમજી શકશો. તમે વીર હોવા ઉપરાંત નમ્ર છો અને નમ્રતા એ જગતમાં એક અતિ અમૂલ્ય સદ્‌ગુણ ગણાય છે. શાસ્ત્રોમાં પણ વારંવાર કહ્યું છે કે;–

" भवन्ति नम्रास्तरवः फलोद्गमै;
नवाम्बुभिर्भूर विलम्बिनों घना;
अनुद्धताः सत्पुरुषा; समृद्धिभि;
स्वभाव एवैष परोपकारिणाम् ॥ "

માટે પ્રસાદ ! હમણાં તો તમે મારા મહાલયમાંજ વસો અને અને સુખેથી આનંદ કરો. "

સેનાપતિના આગ્રહથી તેના આલાયમાં રહેવાનું પ્રસાદે કબૂલ કર્યું. રામચરણને ત્યાંથી બીજે દિવસે ચાલ્યા આવવાનું વચન આપી તે તે સમયે ત્યાંથી વિદાય થયો.

ત્યાર પછી જનાર્દનની સાથે સલાહ કરી દેવળની પાસે તેણે એક પત્ર લખી મોકલી આપ્યો. તે પત્રને ઘણીજ છૂપી રીતે દેવળના હાથમાંજ આપવાની તેણે પત્રવાહકને આજ્ઞા આપી દીધી. અને તે સાથે એમ પણ જણાવી દીધું કે, દેવળ વિના બીજા કોઈ પણ મનુષ્યના હાથમાં તે પત્ર આપવો નહિ.

## દ્વિતીય પરિચ્છેદ

### રડતા હતા ?

નિગાહે યાર હમસે આજ, બે તકસીર ફિરતી હય,
કિસીકી કુછ નહી ચલતી હયે, જબ તકદીર ફિરતી હય;

* * * * * *

લગી હયે આગ દીલમે શમઅસા જલકર પીગલતા હું;
ધુંવા ઉડતા હય આહોંકા બરંગે મોમ ગલતા હું;
બદનમેં દેખકર શોલે ભડકતે હાત મલતા હું,
ભભુકે તનસે ઊઠતે હયેં સતીકી તરહ જલતા હું.

બીજે દિવસે સવારે રાજા શૂરસિંહ ઘણી જ ધામધુમની સાથે જયદેવીના મંદિરમાં પૂજા કરવા માટે ચાલ્યો જતો હતો. આબરૂદાર અને ઊંચી પદવીવાળા કેટલાક અધિકારિયો પણ તેની સાથે જ હતા. પ્રસાદ અને જયન્તકુમાર, ઉર્મિ અને ઉત્સા, શ્વેતા અને નીલા, રાજા તથા રાણી આદિ સર્વ મંદિર ભણી જયદેવીની પૂજાની કરુણ અભિલાષાથી તથા ભક્તિપૂર્ણ હૃદયથી પગરસ્તેજ ચાલ્યાં જતાં હતા. સાથે અશ્વાદિ કાંઈ પણ લેવામાં આવ્યું નહોતું.

દેશના રિવાજ પ્રમાણે રાજા અને રાણીએ સર્વથી પ્રથમ પૂજા કરવા માટે મંદિરમાં પ્રવેશ કર્યો. પ્રસાદ, આંગણાંની દીવાલ બહાર ઉભીને તેમના પાછા ફરવાની વાટ જોવા લાગ્યો. જયન્ત કુમાર, ઉર્મિબાલાની સાથે ચુપકીથી બેચાર વાર્તાઓ કરવાના વિચારથી સુયોગ ખોળીને આ બાજૂ–પેલી બાજૂ જઈને આમ તેમ આડા અવળો ફરવા લાગ્યો. તેને સુઅવસર મળ્યો ખરો, પરંતુ તેનાથી બધી વાતો કહી શકાઈ નહિ. જયન્તકુમાર પ્રથમ જ બોલ્યો કે;–" રાજનંદિની ઘણા દિવસ પછી આજે ફરીવાર આ મંદિરમાં તમારો મેળાપ થયો છે. હવે

યુદ્ધનો અંત આવ્યો છે, મારા કાર્યને યુદ્ધ ક્ષેત્રમાં રહીને તમે નજરો નજર જોયું છે. ”

ઉર્મિબાલાએ કહ્યું:—“ સેનાપતિ પુત્ર ? હું જે કહેવાને નારાજ છું, તેને બળાત્કારે શા માટે કહેવડાઓ છો ? એ બધી વાતોને હવે બિલ્કુલ સંભારશો નહિ. તેને છેક ભૂલી જ જો. ”

જયન્તે પૂછ્યું:—“ ત્યારે હવે હું શામાટે આ દુનિયામાં જીવતો રહું, વારૂ રાજબાળા ?”

ઉર્મિએ જવાબ આપ્યો:—“ તમે એક સાહસી યોદ્ધા છો, માટે ઇતિહાસમાં તમારા નામને અંકિન કરાવીને સદાને માટે યશસ્વી થાઓ. હજી દુનિયામાં રહીને તમારે ઘણાં કામ કરવાનાં છે.

પરમાર્થને કલ્યાણ કાજે દેહ આપ્યો ઇશ્વરે,
રણ ભુમિમાં બહુ ઘુમીને શત્રુ તણાં શિરો હણે;
નિજમાન ને ગૌરવ તણી રક્ષા સદાયે જે કરે,
અવની વિશે પંકાય છે નર વીરને વળી ધીરતે.

જયન્તકુમારે કહ્યું:—“ રાજબાલા, તમારી એ વાર્તા સત્ય છે અને એનો હું સ્વીકાર પણ કરૂં છું. પરંતુ તમે મારૂં સાહસ છો, તમેજ મારા યશનું કારણ છો. તમારા દ્વારા ઉત્સાહ મળવાથી હું આવતી વસંત પંચમીએ મારા વીરત્વ અને બળની પરીક્ષા આપીશ. જો રાજ તરફથી મળતા પુરસ્કારને પ્રાપ્ત કરવાને સમર્થ થઈ શકીશ, તો રાજ-કુમારિ ! તમે અવસ્ય સ્મરણમાં રાખજો કે તે સમયથી તમે મારાંજ થશો અને ત્યાર પછી તમારાં ‘ તમે ’ ના સંબોધનનું પરિવર્ત્તન થઇને ‘તું’ શબ્દથી તમને બોલાવવામાં આવશે. જગતમાં માત્ર હું તમારી આશાથી જ જીવું છું.

" જગતની જાળ જંજાળે નહિ ફસવું કદી મારે;
નહિ તમ વીણ ગ્રહણ કરવી શચીસમ સુંદરી મારે,
જીવન દોરી તમે મારી તનુના નાથ છો મારાં;
નહિ હું અન્ય કો જાણું, હૃદયના તાર તમે મારા,
બધી આશા અને વિશ્વાસ છે મારો તમારામાં.
તમે મારો અગર તારો અગર બાળો અંગારામાં,
દીધું છે દાન હૈયાનું, હવે છે નહિ કશી પરવા;
જીવન ને જાન છે સઘળું તમારા હાથ–તાબામાં. "

" ના–કુમાર, એવી અશક્ય આશાને કદાપિ હૃદયમાં સ્થાન આપશો નહિ. હવે તમારી તે આશા કદાપિ સફળ થશે નહિ. તમારી વીરતાનો પરિચય મને બહુ સ્વરી રીતે થઈ ગયો છે, માટે હવે તમારે નવેસરથી તેનો પરિચય કરાવવાની કશી પણ આવશ્યકતા નથી. અત્યારે તમે જે સકળ વાર્તાઓ કહી રહ્યા છો, તે પૂર્ણ થવાની નથી અથવા તો તેને ગગનના પુષ્પ સમી કહેવામાં આવે, તો પણ તેમાં કશો પ્રત્યવાય આવે તેમ નથી. " રાજતનયા ઉર્મિબાલાએ સ્પષ્ટ કહી દીધું.

" કેમ રાજદુહિતા ! તમે મારી વર્તાને આકાશકુસુમ સમાન શા કારણથી ગણી કાઢો છો, સર્વથા અસંભવિત હોવાનું કેમ દર્શાવો છો ? " સેનાપતિ પુત્ર જયન્તકુમારે આશ્ચર્યથી પૂછ્યું.

" તે હું વખત આવ્યે તમને જણાવીશ. હાલ તરત તે વિસ્તારવાળી વાર્તા કહેવાનો અવસર નથી. "

આમ કહીને ઉર્મિબાલા ત્યાંથી ચાલી ગઇ. જયન્તકુમાર ચિંતાથી ક્ષુબ્ધ થયેલા ચિત્તે શહેર ભણી પાછો ચાલ્યો આવ્યો. આ સમયે તેની સર્વ આશાઓનું અવસાન થઇ ગયું.

ફૂલ અને ચંદન વડે કરૂણામયી ભગવતી જયદેવીના ચરણયુગલને આચ્છાદિત કરી રાજા તથા રાણી ઉભયે માતાની પૂજા સમાપ્ત કરી. ધીમે ધીમે સર્વજનો પૂજાની પૂર્ણાહુતિ કરી ઘરભણી પાછા ફર્યા. પરંતુ રાજપુત્રીની પૂજાનો હજી સુધી અંત આવ્યો નહિ. પાસેની સુંદર સરિતાના તટપર બેસી ધોળા અને નીલા મૃણ્મય મહાદેવની મૂર્ત્તિ બનાવી રહી હતી અને ભાંગી રહી હતી; રાજકુમારી મંદિર પાસેના ઉદ્યાનમાંથી પુષ્પ ચૂંટતી ફરી રહી હતી એ સમયે મંદિરનાં દ્વાર ઉઘડવાનો અવાજ સંભળાયો. ઉર્મિબાલા વિસ્મિત થઇ મંદિરના સોપાન-પગથિયાંપર આવી ઉભી રહી તેણે જોયું કે, પ્રસાદ પૂજાની તૈયારી કરી લીધા પછી માતાના ચરણો પાસે બેઠો હતો. સામે ઉભીને ઉર્મિબાલા પૂજાનું નિરીક્ષણ કરવા લાગી.

ગુલાબ અને ચંપો, કમળ અને શેફાલિકા, જવા અને અપરાજિતા આદિ નાના પ્રકારનાં અનેક પુષ્પથી માતાના લાલરંગથી રંગાયલા ઉભય ચરણો ઢંકાઇ ગયા. માતાના ચરણ, ઉપાસકના ચક્ષુના અંતરાલમાં છુપાઇને હૃદય મધ્યે જાગી ઉઠયા. પ્રસાદે તે સમયે ભક્તિથી ભીંજાયલા હૃદયે ઉંચા કંઠથી આકાશને કંપાવે તેવા પહાડી અવાજે એક મંત્રનો ઉચ્ચાર કર્યો:—

" **हेतुः समस्तजगतां त्रिगुणापि दोषै,**
**नज्ञायसे हरिहरादिभिरप्यपारा ।**
**सर्वाश्रयाखिलमिदं जगदंशभुत,**
**मव्याकृता हि परमा प्रकृतिस्त्वमाद्या ॥"**

ઉર્મિબાલા મંત્રમુગ્ધની પેઠે તે અપૂર્વ કંઠમાંથી નિકળતું વિશ્વ-સંગીત સાંભળવા લાગી. ત્યાંથી ચાલ્યા જવા માટે તેના પગ ઉપડી શક્યા નહિ. તે સ્થિરતાથી જ તે સ્થળે ઉભી રહી.

ગીત સમાપ્ત થયા પછી પ્રસાદ માતાના ચરણોમાં પ્રણામ કરી બહુજનશ્ર અવાજથી બોલ્યોઃ—" માતા, હૃદયનું બળ હારીને પુનઃ તમારા ચરણોમાં બળ માગવા માટે આવ્યો છું. માતા, હું અનાથછું, ભીખારીછું, દાસત્વ એજ મારી જીવિકા અથવા નિર્વાહનું મુખ્ય સાધન છે. આ દરિદ્રની આંખો આગળ અમૂલ્ય રત્નરાશિ રાખીને પ્રલોભનમાં શામાટે નાખો છો ? હું અજાણ્યા કુળનો અસભ્યવસાયી એટલે કે હથિયારના જોરપર ગુજરાન ચલાવતો એક સાધારણ ભીખારી છું અને તે રાજન્ય વર્ગની ઇચ્છિત, દેવતાઓની પણ વાંચ્છનીયા અતુલ સૌંદર્યશાલિની ઊર્મિબાલા મહા તેજસ્વિની દેવી સમાન છે. તેને હું મેળવી શકીશ નહિ. તો પછી હે માતા, આ દુર્બળ હૃદયને શામાટે આશાતુર કરીને દુરાશાના માર્ગમાં દોડાવે છે ? મા—મા—ઓ દયાળુ મા ! જે વસ્તુ અપ્રાપ્ય છે તેનો પ્રાપ્ત કરવાની આશામાં હું મારા કર્તવ્યને વિસરી ગયો છું, મેં મારો ધર્મ છોડયો છે, તમને સંભાળવાનું પણ હું ભૂલી ગયો છું. ઊર્મિબાલાની મૂર્ત્તિ એમને ઉન્મત્ત બનાવ્યો છે. એ પ્રેમવન્હિને, એ પ્રજવલિત અનલને માતા તમે બુઝાવી દો. એ છૂપા પ્રેમની વાર્ત્તાનો પ્રચાર થતાં પહેલાં મારી સ્મૃતિ, મારૂં જ્ઞાન અને મારી એ આશાને બાળીને ભસ્મ કરીદો. મારા એ મિથ્યા વિચારોનો જડમૂળથી નાશ કરો. "

સહજ સ્થિર થયા પછી પ્રસાદે પુનઃ કહ્યુંઃ—" પરિચય વિના હું તેને પ્રાપ્ત કરી શકીશ નહિ અને તે સાથે તેને મારો પરિચય પણ કદાપિ આપીશ નહિ. પરિચિત હોવા છતાં પણ અહીં રહીશ નહિ તેમ છતાં પણ જો કાકા કદાચિત્ મારાપર કૃપા કરીને જગત્ સમક્ષ મારો પરિચય આપશે તો જ હું પરિચિત થઇશ. નહિ તો કદાપિ પરિચય આપીશ નહિ. કાકા શું મને કદાપિ ?—"

ત્યાર પછી તેના મુખમાંથી એક શબ્દ પણ નીકળ્યો નહિ, હૃદયમાંથી નીકળેલી વાર્તા મુખપર આવીને જ અટકી ગઈ. ત્યારે પ્રસાદ માતાના ચરણોમાં આળોટીને ઘણી વાર સુધી રડયો, હૃદયને કાંઈક શાન્તિ મળી એટલે તે આંખો લૂછતો લૂછતો બહાર નીકળ્યો. બહાર આવ્યા પછી તેણે જોયું કે, મંદિરના આંગણામાં તે લોકાતીત દેવીમૂર્તિ ઉભેલી છે. જેને ભૂલવા માટે આટલો પ્રયત્ન, આટલી સાધના કરી હતી, તેજ મૂર્ત્તિ પુનઃ દૃષ્ટિ સમક્ષ આવીને દૃશ્યમાન થઈ.

બન્ને બન્નેના સ્હામસ્હામાં આવી ઉભાં, પરંતુ બન્ને શાંત જ રહ્યાં. એક બીજાં એક બીજાને જોવા માટે એટલાંબધાં વ્યાકુળ બની ગયાં, કે જેની હદ જ ન રહી, એક બીજાં એક બીજાંની સાથે વાતચીત કરવાને માટે તત્પર થઈ ગયાં, પરંતુ આજે બન્ને બન્નેને જોઇને નીચે માથે ચૂપચાપ થઇને ઉભા રહ્યાં. પ્રસાદે વિચાર્યું કે;—"માતાની પાસે જે કાંઈ બોલ્યો હતો, તે શું આ રાજકુમારી ઉર્મિબાલાએ સાંભળી લીધું હશે ?" અને ઉર્મિબાલા વિચારતી હતી કેઃ–"પ્રસાદ ! દેવતા! તમે મને ચાહો છો, એ તો મેં આજે જ સાંભળ્યું. બસ, હવે મને તમારો પરિચય મળી ગયો, તમારા પરિચયની હવે મને કશી પણ જરૂર રહી નથી. કારણ કે;—

"બલિદાન આપી શિરનું, આપ્યો પરિચય છે અતિ;
રણભુમિમાં તલ્વાર ઝાલી, ધારી'તી વીરની ગાત;
ભીમ—ભૈરવ ગર્જનાથી શત્રુના શીરને દળી;
વિજય—લક્ષ્મી લાવીને અજમેરના ભાગ્યે વળી;
મમતાતના ગૌરવ વિશે વૃદ્ધિ કરી છે બહુ મથી;
એવના એ વીરના પરિચયતણી કંઇએ નથી."

થોડી વાર પછી પ્રસાદે પૂછ્યુંઃ—" શું તમે હજી સુધી અહીં જ છો, રાજકન્યા ઉર્મિબાલા ? "

ઉર્મિબાલાએ કશો પણ ઉત્તર આપ્યા વિના ફૂલની છાબડી દેખાડી દીધી. એ જોઇ પ્રસાદ સમજી ગયો કે, હજી સુધી તેની પૂજાનું કાર્ય શરૂ થયું નથી. કોઇએ બીજી કોઇ પણ વાર્ત્તા પૂછવાનું સાહસ કર્યું નહિ. બન્નેજણાં કેટલીક વાર સુધી નિઃસ્તબ્ધ રહ્યાં. થોડી વાર પછી રાજકન્યા ઉર્મિબાલાએ પૂછ્યુંઃ—' **શું આપ રડતા હતા? શા માટે રડતા હતા? રડવાનું કાંઇ કારણ?**

પ્રસાદે કાંઈ પણ જવાબ ન વાળતાં એક નવો સવાલ રજૂ કર્યોઃ—" **તમારી આંખો લાલ અને ઉપસેલી જણાય છે, તમારી આંખો સુઝી ગઇ હોય, એવો ભાસ થાય છે, તો શું તમે પણ રડતાં હતાં? તમારે રડવાનું શું હતું કારણ વારૂ, રાજકન્યા?**"

રાજકન્યાએ નીચું મસ્તક કરી જવાબ આપ્યોઃ—" **ના, હું તો રડતી નહોતી, મારી આંખમાં કણું પડયું હતું.**" ઉર્મિબાલા તદ્દન જૂઠું બોલી, ખરી રીતે તે રડી જ હતી.

**પ્રસાદે કહ્યુંઃ**—ત્યારે રાજબાલા, હું તો સત્ય જ કહું છું કે, હું ખરેખર રડતો હતો."

**પ્રસાદની** આ સત્ય અને સરલ વાર્ત્તાએ ઉર્મિબાલાના મર્મનો સ્પર્શ કર્યો.

**પ્રસાદે** બોલાવીઃ—" **રાજનંદિની! રાજબાલા-ઉર્મિબાલા!** કેમ બોલતાં નથી ? "

**રાજપુત્રીએ** ઉત્તરરૂપે **પ્રસાદના** મુખપર તે કાનસૂધી વિસ્તરેલાં જળના ભારથી પીડાતાં ઉભય લોચનો સ્થાપિત કર્યાં. જાણે વીજળી·

વાળાં કાળાં વાદળાં, નીલ વારિધિભણી જોઈ રહ્યાં. પ્રસાદથી હવે બોલી શકાયું નહિ. તેની બન્ને આંખો જોઇને પ્રસાદ સકળ વાર્તાઓને વિસરી ગયો. તે પોતાનું ભાન ભૂલીને તેના અરવિંદસમા અતિ સુંદર મુખભણી એકીટસે જોઈ રહ્યો.

એ સમયે શ્વેતા અને નીલા આવીને ઉર્મિબાલાની બાજૂમાં ઉભી રહી. નીલાએ એકાએક મનોહર માળા લઈ ઉર્મિબાલાના હાથમાં આપી કહ્યું:—"આ પુષ્પમાળાને પ્રસાદના કંઠમાં આરોપી દો." પણ ઉર્મિબાલાનો હાથ ઉપડ્યો નહિ અને તેનાથી પ્રસાદના કંઠમાં માળા પણ આરોપી શકાઇ નહિ. ત્યાર પછી થોડી વારે પ્રસાદ તે રમણીઓથી ઘેરાયલા સ્થાનનો પરિત્યાગ કરી ચાલ્યો ગયો.

ત્યાર પછી નીલાએ પોતાની સહચરી શ્વેતાને સંબોધીને કહ્યું:—"જોયું શ્વેતા, તારી રાજનંદિની કેવી ચતુર છે. આપણું આગમન થતાંની સાથે જ તેણે પોતાના પ્રિયકરને વિદાય કરી દીધો અને આપણને તેની સાથે વાતચીત કરવાનો પ્રસંગ પણ મળવા ન દીધો. પણ હોય, એમાં એનો કશોય દોષ નથી, જગતનો જ એ એક સિદ્ધાંત છે. કમલિની વિભાવરીનું આગમન થતાં પહેલાં જ પોતાના પ્રિયતમ પ્રભાકરને વિદાય આપી દે છે અને કુમુદિની પણ દિનકરરાજનું અવની વિશે આગમન થવાનો સમય થાય, તે પહેલાં જ પોતાના હૃદયવલ્લભ નિશાનાથને કોઈ અજ્ઞાત રાજ્યમાં મોકલી આપે છે. જ્યારે આવા આવા શક્તિધારક પદાર્થોને પણ વિશ્વના એ સૂત્રમાં બંધાવું પડે છે, ત્યારે આપણી આ એક લજ્જાળુ સખી શર્માઇને પોતાના પ્રિયકરને પ્રસ્થાન કરાવી દે, તો એમાં આશ્ચર્ય પણ શું કહેવાય? કેમ શ્વેતા, તું આ વિષયમાં તારો પોતાનો શો અભિપ્રાય દર્શાવે છે? આમાં રાજકન્યાનો અપરાધ છે કે તે નિરપરાધિની છે વારુ?"

" મારી માન્યતા પ્રમાણે તો આ એક તેનો એક અતિ ભયંકર અપરાધ છે. કારણ કે, કમલિની અને કુમુદિનીના કરતાં માનિનીની કક્ષા કાંઇક ઊંચી છે, માટે એ ઊચ્ચતા પ્રમાણે તેણે પોતાનું હૃદય પણ ઊચ્ચ રાખવું જોઇએ. આવી રીતે આપણી સાથે પણ પ્રપંચ ન ચલાવવો જોઇએ. "

" ના શ્વેતા—એમાં તારી ભૂલ થાય છે. કમલિની અને કુમુદિની વિચારહીન હોય છે અને માનિનીમાં ઈશ્વરે વિચાર કરવાની અતિ ઉત્તમ શક્તિ આપેલી છે. જ્યારે વિચારહીન પદાર્થો પણ આટલીબધી લજ્જા રાખે છે, તો વિચારવાન માનિનીએ તો તેનાથી પણ કાંઇક વિશેષ લજ્જા રાખવાની આવશ્યક્તા છે. માટે રાજકન્યા નિરપરાધિની છે, એમ કહેવામાં કશો દોષ નથી. "

નીલાના કથનનો શ્વેતા કાંઇક પ્રતિવાદ કરવા જતી હતી, પરંતુ રાજકન્યા ઉર્મિબાલાએ તેને બોલતી અટકાવીને કહ્યું:—" સખિ ! આવા નિરર્થક સંવાદ કરવામાં કશો પણ સાર મળતો નથી, એમાંથી કેટલીક વાર વિવાદ પણ ઉપસ્થિત થાય છે, માટે હવે એ સંવાદને અટકાવીને હું જે કાંઈ કહું તે બરાબર લક્ષપૂર્વક સાંભળો. " આમ કહી ઉર્મિબાલા ભૂમિપર બેસી જઇને રૂંધાયલા સ્વરથી બોલવા લાગી:— " નીલા, નીલા, હું મિથ્યાવાદિની છું, મેં તેમની પાસે મિથ્યા કથા કહી છે. હું તેમને યોગ્ય નથી. તેઓ સત્યના અવતાર છે, મને સત્ય કથા બોલતાં શિખવાડી છે. આ પાપિષ્ટાનો હાથ અડકેલી માળા તેઓ ધારણ કરશે નહિ. એક વાર માળા તેમના લલાટપર પડીને ભૂમિશાયી થઈ હતી અને આજે તેઓ મને પોતાને માટે અયોગ્યધારી ઘૃણાપૂર્વક ચાલ્યા ગયા છે. માતા, ભવાની ! મને તેમની દાસીયોગ્ય બનાવો. માતા ! તેમની સેવિકાનું સ્થાન અપાવો ! "

" હવેથી નાથ તે મારો અને હું છું સદા દાસી;
ગણીશ હું હાર હૈયાનો, અને પૂજીશ પ્રતિમા તે;
હૃદયનું રાજ આપીને, કરીશ ભરથાર હું તેને;
નાહ છે આશ જગની કંઈ, સદા એ નાથ છે મારો;
થઇ અર્ધાંગના તેની, હૃદયવલ્લભ કરું મારો.
જીવનની આશ એ છેલ્લી, પ્રભુજી તે પૂરી પાડો."

તૃતીય પરિચ્છેદ

## સળગતા હૃદયના અંગારા !

કહતે હૈં એક સાલ ન બારિશ હુઇ કહીં;
ગરમીસે આફતાબકી તપને લગી જમીં;
થા આસમાન પર ન કહીં અબ્રકા નિશાં;
પાની મિલા ન જબ તો હુઇ ખુશ્ક ખેતિયાં;
લાલ પડેથે જાનકે હર જાનદારકો;
ઉજડે ચમન તરસસે તરસતે બહારકો;
મુંહ તક રહીથી ખુશ્ક જમીં આસમાનકા;
ઉમ્મેદ સાથ છોડ ચુકીથી કિસાનકા.

બેતાબ.

ત્યાર પછી કેટલાક દિવસો વીતી ગયા. એક દિવસ અનંતરાય પોતાના સુવિખ્યાત નાના ઓરડામાં બેસીને અજમેરના નકશાનું અવલોકન કરી રહ્યો હતો. એ સમયે પાસેનું ગુપ્ત દ્વાર ઉઘડી ગયું, અને તેમાંથી એક પુરુષ સૈનિક વેશમાં આવીને અનંતરાય પાસે ઉભો

રહ્યો. તે પુરુષનું વય લગભગ ચાળીસ વર્ષનું હોય. એવું અનુમાન કરી શકાતું હતું. તેનું નામ મહાદેવરાવ હતું, તેની આકૃતિ વામન હતી અને પ્રકૃતિ ઉગ્ર તથા અમુક સ્થળે નમ્ર પણ હતી. સ્વભાવ ખળ અને કપટી હતો. પરંતુ તેની બુદ્ધિ અતિ તીક્ષ્ણ હતી. એ પુરુષ અનંતરાયનો અત્યંત પ્રિયપાત્ર હતો. અનંતરાયના મનની વાત મહાદેવરાવ સિવાય બીજું કોઇ પણ જાણતું નહોતું, તે તેના સિવાય બીજા કોઇને પોતાના હૃદયનો એક પણ વિચાર અન્યને જણાવતો નહોતો. પરંતુ તેના ગંભીર હૃદયની તમામ વાતો મહાદેવ પણ જાણી શકતો નહોતો.

મહાદેવ દરિદ્રનો પુત્ર હતો, પરંતુ અત્યારે તે અનંતરાયની અપાર કરુણા તથા અત્યંત પ્રીતિના યોગે સેનાપતિના પદપર આરુઢ થઈ શક્યો હતો. પોતાની શક્તિના બળથી તે ધીમે ધીમે વિપુલ વાહિની–સૈન્યનો સેનાપતિ થયો હતો. કેવી રીતે પોતાના પ્રભુના મનને ભાવી જવાય, તથા કેવી રીતે તેને પોતાના હાથમાં રાખી શકાય, એ બધી બાબતોને તે બહુ સારી રીતે જાણતો હતો. મહાદેવે કદાપિ યુદ્ધ જોયું નહોતું અને જોવાની ઇચ્છા પણ કરી નહોતી, તથાપિ તે સહજમાં સેનાપતિનું પદ પ્રાપ્ત કરી શક્યો હતો. જેઓ તેનો ઉપહાસ કરતા હતા, તેઓ અનંતરાયના ઉદ્દેશને સમજી શકતા નહોતા. અનંતરાયે તેને છેક અજ્ઞાન હોવા છતાં સેનાપતિ બનાવ્યો હતો, એનાં કેટલાંક ગુપ્ત કારણો ઘણા હતાં. અને એ કારણો તેનાં કારસ્થાનોમાં સહાયભૂત થાય તેવાં હતાં. અનંતરાયે નિશ્ચય કર્યો હતો કે, રાજ્યમાં જો કોઇ લોકપ્રિય અને પ્રબળ સેનાપતિ હશે તો તે કદાચ પ્રસંગ મળતાં અનુચરમાંથી સ્વામી થઇ બેસશે અને પોતાને વેરાનનો વાસી બનાવી દેશે. આ કારણથી તેણે મહાદેવને સેનાપતિ બનાવ્યો

હતો. અનંતરાય પોતે પણ એક વિચક્ષણ સેનાપતિ હતો, તેથી રાજયમાં બેચાર વિચક્ષણ સેનાપતિની બિલ્કુલ જરૂર નહોતી. અનંતરાયના કહેવા પ્રમાણે જ મહાદેવ વર્તતો હતો, તેની ઇચ્છા વિરુદ્ધ તેનાથી એક પણ કાર્ય થઈ શકતું નહોતું. ખરીરીતે તે અનંતરાયના હાથનું એક માત્ર રમકડું જ હતું.

અનંતરાયે પૂછ્યું:—" તે પુરુષ કોણ હશે, તે સંબંધી તમે કાંઈ પણ નક્કી કરી શક્યા કે ? "

મહાદેવે જવાબ આપ્યો:—" ના, હજી સૂધી હું કશો નિશ્ચય કરી શકયો નથી. પણ થોડા સમયમાં અમુક પ્રકારના દૃઢ નિશ્ચયપર અવશ્ય આવી શકીશ, એવો મારો સંપૂર્ણ વિશ્વાસ છો. "

અનંતરાયે પૂછ્યું:—" જે લોકોને અજમેર મોકલવામાં આવ્યા છે, તેઓ શું હજી સૂધી પાછા ફર્યા નથી. હજી સૂધી ત્યાંથી કશા પણ સમાચાર લાવ્યા નથી ? "

મહાદેવરાવે જવાબમાં જણાવ્યું કે;—" ના મહારાજ, હજી સૂધી કશા સમાચાર આવ્યા નથી, પણ હું ધારૂં છું કે, પાંચ સાત દિવસમાં ત્યાંથી અવશ્ય કાંઇક પણ સમાચાર આવવા જોઇએ. "

અનંતરાયે કેટલીકવાર સૂધી વિચાર કર્યા પછી કહ્યું:—એવી વીરતા હજી સૂધી મારા જોવા કે સાંભળવામાં પણ આવી નથી. શૂરસિંહનો ઉદ્ધાર કરીને સેનાપતિને બચાવ્યો, ત્યાર પછી વીજળીના વેગે શત્રુની પાછળ પડી શિરોહીને પાયમાલ કરી નાખ્યું. આવી પ્રતિભા અને આવી અલૌકિક શક્તિ કેવળ સ્વર્ગીય વીરેન્દ્રકેશરીમાં જ હતી. ત્યારે આ વીર પણ શું વીરેન્દ્રનો પુત્ર જ હશે ? તે વીરના પુત્રે જ આવું અપૂર્વ વીરત્વ દાખવ્યું હશે ? આવી પ્રતિભા દર્શાવી હશે ?"

મહાદેવરાવ બોલ્યો:—" ના, મહારાજ ! ભવાની પ્રસાદ ઘણા

દિવસ થયાં મરી ગયો છે. આ દુનિયામાંથી તેનું અસ્તિત્વ ઘણા કાળથી નષ્ટ થયું છે. તેથી તેની કલ્પના કરવી સર્વથા વ્યર્થ છે. ”

અનંતરાયે કહ્યું:—“ આજે આઠ માસ થયાં તેના કશા પણ સમાચાર નથી. તેમ છતાં પણ મને ચોક્કસ ખાત્રી છે કે, તે હજી સુધી મર્યો નથી. હજી તે જીવતો જ છે અને મારી ધારણા પ્રમાણે તેણે જ આ અતિ ઉત્તમ વીરતા દર્શાવી અજમેરપતિનો વિજય કરાવી શિરોહીનું પતન કર્યું છે.”

મહાદેવે કાંઇક વિચાર કરી કહ્યું:—“ કદાચ તે જીવતો હશે તો પણ જ્યાં સુધી મારા જીવમાં જીવ હશે, ત્યાં સુધી તે ક્ષુદ્ર બાળકના ભયથી હું કદાપિ ભયભીત થઇશ નહિ. આપ સિંહસમાન પરાક્રમી હોવા છતાં, એવા એક નિર્માલ્ય બાળકથી કેમ ડરી જાઓ છો? આપ પ્રભાકર છો અને તે એક સામાન્ય નક્ષત્ર છે. આપ સિંહ છો અને તે શૃગાલ છે. આપ કરાળ કાળ છો તે સાધારણ માનવ છે. માટે

“ પ્રતિસ્પર્ધા પ્રભાકરની કરાશે શું એક તારાથી ?
ભયંકર નાગની સ્હામે થવાશે શું મૂષક બિચારાથી ?
કદાપિ સિંહની સાથે રચાશે યુદ્ધ મૃગલાથી ?
મનોહર હંસની સાથે થશે તુલના શું બગલાથી ?
બધી છે વ્યર્થ એ ભ્રમણા, નહિ પહોંચાય તેનાથી.
થશે સંહાર તેનો તો, શક્તિ તણા સપાટાથી. ”

માટે મહારાજ, એ ભ્રમણાનો ત્યાગ કરો, અને તેના સંહારની તૈયારી કરો. ઇશ્વરે તમને આવી સત્તા અને શક્તિ આપી છે, છતાં તેવા એક ઘડીના છઠ્ઠા ભાગમાં છૂંદાઈ જાય એવા ભીરુ બાલકના ભયને હૃદયમાં શામાટે સ્થાન આપો છો ? આપના અડગ ધૈર્યને વિનાકારણ કેમ ગુમાવો છો ?”

અનંતરાયે કહ્યું:—" મહાદેવરાવ ! તમારૂં કહેવું સત્ય છે. પરંતુ પ્રત્યેકે પ્રથમથીજ ચેતીને ચાલવું બહુ જ જરૂરનું છે. કારણ કે, ગફલતમાં પડી રહેવાથી જ હમેશા માઠું પરિણામ આવે છે. મને ભય માત્ર એટલો જ રહે છે કે, જો એજ શિરોહવિજયી અજ્ઞાત કુળનો રાજપૂતવીર અને ભવાની પ્રસાદ ઉભય એક જ વ્યક્તિ હશે તો ? જો તેમજ હશે તો આપણે તેના નાશ માટે જે સાધારણ તૈયારી કરી રાખી છે, તેનાથી ચાલી શકશે નહિ. તેનાથી પણ વિશેષ તૈયારીની જરૂર પડશે. "

મહાદેવે કહ્યું:—" તે વાર્તા તદ્દન અસંભવિત છે. મેં ભવાનીને જોયો છે, તે એક નિર્બળ બાળક છે, મારી તલ્વાર ઉપાડવાની પણ તેનામાં શક્તિ નથી. તેવો એક કાયર બાળક આવું મહાન કાર્ય કરી સમસ્ત રાજપૂતાનામાં પોતાની વીરતા અને યશનો ઝુંડો ફરકાવી શકે, એ વાર્તા સર્વથા અશક્ય અને ગગનકુસુમના સમાન અપ્રાપ્ય છે. તેનામાં એવી કશી શક્તિ જ નથી. "

અનંતરાય બોલ્યો:—" તેમ છતાં પણ તમે તેને જાણતા નથી મહાદેવરાવ. તે એકલો પચીસ ત્રીસ જણને મારીને પ્રેમ ભુવનમાંથી ન્હાસી છૂટયો હતો. મારા અતિ બળવાન અને અસિવિદ્યાવિશારદ સૈનિક રણધીરને પણ તેણે ઘડીના છઠ્ઠા ભાગમાં જમીનદોસ્ત કરી દીધો હતો. તેના બાહુમાં વીરેન્દ્ર કેશરીના જેવું બળ જોયું છે, તેનાથી ન થઈ શકે એવું એક પણ કાર્ય નથી. તે ધારે તે કરવાને સમર્થ છે. તેના જેવા રણકુશળ પુરુષ આખા રાજસ્થાનમાંથી મળી આવવા પણ મુશ્કેલ છે. તે એક વીરપુરુષના નામને શોભાવે તેવો આદર્શ નર પણ છે."

મહાદેવરાવે કહ્યું:-" બહુ સારૂં. હું કબૂલ કરૂં છું કે, તે એક મસ્ત યોદ્ધો છે, પણ તેમ છતાં આપણે તેનો ભય રાખવાનું શું

કારણ છે? તે બિચારો આપણ સર્વને શું કરી શકે તેમ છે?"

અનંતરાયે કહ્યું:-"તે કદાચ અજમેરી સૈન્ય લઈને નૂરહાર પર ચઢી આવશે; તો પછી નૂરહારમાં એવો કોઈ પણ વીર નથી કે જે તેને આવતો અટકાવી શકે અથવા તો તેની પ્રચંડ શક્તિને પહોંચી શકે. છેવટે આપણો પરાજય થાય અને વિના મોતે મરવાનો પ્રસંગ પણ ઉપસ્થિત થાય."

મહાદેવે પૂછ્યું:-"મહારાજ, શું એક કાપુરુષ બળહીન યોદ્ધાથી સમસ્ત નૂરહારનો પરાજય થાય?"

અનંતરાયે જવાબ આપ્યો:-"તમે મારા કહેવાનો અર્થ સમજી શકતા નથી. તેને જોતાંની સાથેજ તમારૂં નિમકહરામ લશ્કર તમને તથા મને ઉભયને છોડીને તેના પક્ષમાં મળી જશે અને તેના યોગે મહા અનર્થ ઉત્પન્ન થશે. આપણા સર્વના પરિવારનું પણ જડ મૂળથી નિકંદન નીકળી જશે."

આ સમયે એક પ્રહરીએ આવીને તેના હાથમાં એક પત્ર આપ્યો. પત્ર દેવળના નામપર લખેલો હતો અને તેનાપર શિરનામું પણ દેવળરાયનુંજ હતું. અનંતરાયે તે પત્રને કોઈ પણ પ્રકારના સંકોચ વિના ઉઘાડયો અને તરતજ તેને વાંચવાનો આરંભ પણ કરી દીધો. તે પત્રમાં લખ્યું હતું કે;—

"દેવળ! જો આવી શકાય તો એકવાર અજમેરના સેનાપતિના આવાસમાં આવી જજે."

પત્રમાં કોઇની સહી નહોતી. પત્ર વાંચ્યા પછી અનંતરાયે પ્રશ્ન રીને પૂછ્યું:—"આ પત્ર લઇને અહીં કોણ આવ્યું છે? અથવા તો આ પત્ર લાવનાર પુરુષ અત્યારે ક્યાં છે વારૂ?"

પ્રહરીએ કહ્યું:-"યુવરાજ દેવળરાયનો એક દૂત આ પત્ર લઇ

આવ્યો છે, એ સિવાય મને બીજી કશી પણ ખબર નથી. હજી તે અનુચર અહીંજ ઉભો છે, જો આજ્ઞા હોય તો બોલાવું."

અનંતરાયે કહ્યું:-" જા, તેને હમણાં ને હમણાંજ અહીં મોકલી આપ."

થોડીવારમાં દેવરાયનો અનુચર આવી અનંતરાય પાસે હાજર થયો. અનંતરાયે તેને સંબોધીને પૂછ્યું:—" કેમ મિહિરપાળ, તું શા સમાચાર લઈ આવ્યો છે ?"

અનુચરે જવાબ આપ્યો:-" મહારાજની આજ્ઞા પ્રમાણે હું પહેરાપર હાજર હતો. એવામાં એક ઘોડેસ્વાર મહાલયના દ્વારપાસે આવી યુવરાજ દેવરાજરાયની પૂછપરછ કરવા લાગ્યો. મેં શંકાશીલ થઈ કુશળતાથી તેની પાસેથી આ પત્ર લઇ લીધો અને પહેલેથી મહારાજ પાસે જેવી રીતે બીજા પત્રો હાજર કરવામાં આવે છે, તેવીજ રીતે આ પત્ર પણ મેં આપની પાસે મોકલી આપ્યો."

અનંતરાયે કહ્યું:—" તેં ઘણુંજ ઉત્તમ કાર્ય કર્યું છે અને એને માટે હું તને અત્યંત ધન્યવાદ આપું છું. તારા આ કાર્યથી હું સંતુષ્ટ થયો છે, આ ઇનામ સ્વીકારી લે. હવે પછી પાછા આવા ગુપ્ત પત્રો મારી પાસે હાજર કરવાની કોશિશ કરતો રહેજે. હું તેના બદલામાં તને સારૂં ઈનામ આપવામાં તથા તારી યોગ્યતા પ્રમાણે ઉચ્ચપદ આપવામાં જરા પણ ખામી રાખીશ નહિ."

આમ કહી તેણે તે અનુચરને કેટલીક સોના મોહોરો આપીને ત્યાંથી વિદાય કર્યો. ત્યાર પછી તેણે મહાદેવરાવને સંબોધીને કહ્યું:- " આ પત્ર કોનો છે તે તમે જાણો છો ખરાકે ? આ તે શિરોહી વિજયી પ્રસાદનોજ પત્ર છે, અરે આ તે નૂરહાસ્ના અધીશ્વર ભવાની પ્રસાદનોજ પત્ર છે. અહા ! આટલી કોમળ વયમાં તેણે કેવી નામના

મેળવી છે. તેણે પોતાની બહાદુરીના પ્રભાવે તેના પિતા વીરેન્દ્રકેશરીનું નામ અમર રાખ્યું છે. પણ હવે આપણે તેનાથી બહુ સંભાળીને ચાલવાનું છે. હું ધારૂં છું કે, થોડા વખતમાંજ તે અજમેરી સૈન્ય લઈને આપણાપર ચઢી આવશે, આપણ સર્વને માર્ગના ભીખારી બનાવશે અને પોતે પોતાના સિંહાસનને અધિકાર વશ કરીને સર્વજેતા સમ્રાટ તરીકે આપણને ગર્દન મારવાની જલ્લાદોને ! આજ્ઞા પણ ફરમાવશે. ”

આ સાંભળી ભયથી મહાદેવનું મુખ મલિન થઇ ગયું. તેણે ભયકંપીત સ્વરથી પૂછ્યું:—“ પત્રમાં શું લખ્યું છે ? નૂરહારપર ચઢી આવવાના કશા સમાચાર આ પત્રમાં તેણે લખ્યા છે ખરા કે ? ”

અનંતરાયે કહ્યું:—“ ના, તેવા સમાચાર તો આવ્યા નથી, તેમ છતાં પણ આપણે એના પર વિશ્વાસ રાખી બેસી રહેવાનું નથી. કારણ કે, કયી ઘડીએ તે આપણાપર છાપો મારશે, એનો કશો પણ નિશ્ચય નથી. તે પ્રકટ રીતે આપણાપર ન ચઢી આવતાં ગુપ્ત રીતે પોતાના પ્રબળ સૈન્યસહિત આવીને આપણ સર્વને કચડી મારશે તથા નૂરહારના રાજ્ય તખ્તને પોતાના કબ્જામાં લઈ લેશે. ”

મહાદેવે પૂછ્યું:—“ ત્યારે એ આપદમાંથી બચવાનો શો છે ઉપાય, મહારાજાધિરાજ ! ”

અનંતરાયે કહ્યું:—ઉપાય એક નહિ, પણ અનેક છે. પ્રથમ તે ઉપાયના સાધનોને તમે ધ્યાન પૂર્વક સાંભળી લ્યો. તમારાથી બને તેટલું વિશાળ સૈન્ય લઇને તમે હમણાંને હમણાં જ અજમેર ભણી પ્રયાણ કરો. રાજધાનીમાં ગયા પછી સેનાપતિને ત્યાં ભવાનીપ્રસાદની સંભાળલો. જો તે મળે તો ગમે તે ઉપાયે તેની કત્લ કરો. આ કામ કરવામાં જરાપણ દયા દેખાડશો નહિ. તે જો જીવતો ન હોય તો પછી

હું બીજા કોઇને પણ આશ્રય કરીશ નહિ; સૈન્યરૂપી તરંગોથી સમસ્ત અજમેર શહેરને પ્લાવિત કરીશ. પરંતુ તે જો તલ્વાર ઝાલી આપણી આપણી સ્હામો ઉભો રહેશે, તો તેથી મારા હાથનો કૃપાણ હાથમાંથી પડી જશે, આપણું વિશ્વાસઘાતક સૈન્ય આપણો પરિત્યાગ કરીને તેના પક્ષમાં મળી જશે તથા મહા ભયંકર અનર્થ ઉપસ્થિત થશે. ”

ત્યાર પછી સહજ આ વેગપૂર્વક કહેવા માંડયું:—" તમે જાઓ, હમણાં જ જાઓ. તમારી ઇચ્છામાં આ એટલું સૈન્ય લઇ જાઓ, પરંતુ સાવધાન, વિશ્વાસુ અને તાબેદાર સૈનિકો હોય તેને જ સાથે લઈ જજો, બીજા એક પણ સૈનિકને સાથે લેશો નહિ, બસ, ભવાનીપ્રસાદને મારો, ગમે તે કરીને તેને સંહારો. જો તેમ કરતાં અજમેરની સાથે પણ યુદ્ધ કરવું પડે, તો તેથી જરા પણ ડરશો નહિ. હૃદયના સાહસને તિલભાર પણ ઓછું થવા દેશો નહિ. તે જો મંદિરમાં આશ્રય ગ્રહણ કરે, તો મંદિરને ભાંગી, ચૂરેચૂરા કરીને પણ તેને મારો. તેના છુંદે છુંદા કરો. તેના ઉકળતા લોહીનું તમારી તરસી તલ્વારને પાન કરાવો. જો તે સિંહાસન પર બેઠો હોય, તો તેને ત્યાંથી જમીનસાથે અપ્ળાવી પછાડીને પણ મારી નાખો. જ્યાં સુધી તે જીવતો રહેશે ત્યાં સુધી મને કદાપિ શાંતિ મળી શકશે નહિ. માટે;—

" સિતમના બની સાગર, ડુબાવો નામ પાપીનું;
બનો જલ્લાદ ભીષણને, વિદારો વક્ષ હરામીનું;
ધરામાંથી ઉખેડીને કરીદો કાળને તાબે;
કરો ઉપાય એવો કે મરણનું તે શરણ પામે; ”

જાઓ, મારા શૂરવીર સેનાપતિ, સત્વર જાઓ અને એ પાપાત્માનો સંહાર કરી મારા રાજમુકુટને સદાને માટે નિષ્કંટક કરો. પણ જોજો, એ દુષ્ટની દગાબાજીમાં ન સપડાઈ જાઓ, તેની સંભાળ રાખજો.

મહાદેવને વિદાય આપ્યા પછી અનંતરાય ઘણીવાર સુધી પોતાના ઓરડામાં આમ તેમ ફરવા લાગ્યો. છેવટે કોઇ એક નિશ્ચય કરી તેણે દેવળરાયને પોતાની પાસે બોલાવી મંગાવ્યો. થોડી વારમાં દેવળરાય પોતાના પિતા સમક્ષ આવી નમ્રતાથી પ્રણામ કરી ઉભો રહ્યો.

દેવળનું શરીર હજી પણ સૂકાયલું અને દુર્બળ હતું. લગભગ આઠ માસનો લાંબો અવસર વીતીજવા છતાં દેવળરાયને પોતાના ભાઇના કશાપણ સમાચાર મળી શક્યા નહોતા. જનાર્દન પણ અદ્યાપિ કશા સમાચાર પહોંચાડી ગયો નહોતો. ભાઇને ન મેળવવાથી દેવળરાય ઘણો જ શોકાતુર અને ચિંતામગ્ન બની ગયો હતો. પરંતુ એ શોક સિવાય બીજાં કેટલાંક ગુહ્ય કારણોએ દેવળના હૃદયપર વિષમ આઘાતો કર્યા હતા. તેમ છતાં પણ બાળકના સ્થિતિસ્થાપક હૃદયપર કોઈ પણ આઘાત ઘર કરી બેસી શકયો નહોતો. ભૂમિકંપથી ઇમારતના ભાંગીને ચૂરેચૂરા થઇ જાય છે, પરંતુ કોમળ મૃતિકાની દીવાલ ભાંગી શકતી નથી.

દેવળરાયને જોઇને અનંતરાયે કહ્યું:—“ દેવળ ! કેટલાક દિવસ પહેલાં મેં તને દેશાવરની મુસાફરી કરવાનું જણાવ્યું હતું અને રાજ-વૈદ્યોએ પણ તારે માટે હવા બદલવાની વ્યવસ્થા કરવાની મને સૂચના આપી હતી, પરંતુ આજસુધી હું તને અહીંથી એકલો મોકલી શકું, એવી કોઇ પણ સગવડ જ મારાથી બની શકી નહોતી. હવે હમણાં એવો એક ઉત્તમ અવસર પ્રાપ્ત થયો છે. હું તને અહીંથી શિરોહીરાજ પાસે મારા દૂત તરીકે મોકલવાની ઇચ્છા ધરાવું છું. શિરોહીનો અધિપતિ તારો શુભેચ્છક અને મિત્ર છે, એટલે હું ધારૂં છું, કે ત્યાં જવામાં તને કોઇ પણ પ્રકારની અડચણ તો નહિ જ હોય. વળી હાલમાં તેઓ—”

આમ કહી થોડીવાર સુધી શાન્ત રહ્યા પછી તેણે દેવળરાયના

મુખ ભણી એક તીવ્ર કટાક્ષ ફેંકીને કહ્યું. હાલમાં તે અજમેરના હાથે પરાજિત અને લાંચ્છિત થયો છે. જેના યોગે તેનું મન અત્યંત ચિંતામાં પડી ગયું છે અને અજમેર દ્વારા થયેલા અપમાનનો બદલો લેવામાટે તે અત્યારે એક હિંસક સિંહની પેઠે આતુર બની ગયો છે. હવે તેની આવી આપત્તિની વેળાયે સહાયતા કરવી એ આપણું મુખ્ય કર્તવ્ય છે અને એ કર્તવ્યને અનુસરીને હું તેને સહાયતા કરવા માટે તત્પર છું. પચાસ હજાર સૈનિકોનું એક વિશાળ સૈન્ય લઇને હું પૂર્વ દિશામાંથી અજમેરપર ચઢાઇ કરીશ. અને તે પોતાના શિરોહી સૈનિકો સાથે પશ્ચિમ દિશામાંથી અરવલ્લી પર્વતને ઓળંગી ભીષણ તરંગો સહિત અજમેરને પ્લાવિત કરશે. અજમેરનો અધીશ્વર અભિમાનથી ઉન્મત્ત અને અવિચારી બની ગયો છે, માટે કોઇ પણ રીતે તેના તે ગર્વને ચૂર્ણ વિચૂર્ણ કરવો એવી મારી દૃઢ પ્રતિજ્ઞા છે. હું ધારૂં છું કે, મારી આ વાર્તાને તું પણ અવશ્ય યોગ્ય અનુમોદન આપશે જ. કેમ દેવળ! આ વિષયમાં તારો શો અભિપ્રાય છે?"

દેવળરાયે પૂછ્યું:—"વાર્તાનું સંપૂર્ણ રહસ્ય જાણ્યા પહેલાં હું કશી પણ સલાહ આપી શકીશ નહિ તેમ છતાં પણ હું એમ પૂછવા માગું છું કે, અજમેરપતિએ એવો તે શો ભયંકર અપરાધ કર્યો છે કે, આપ આમ ફુલાઇને અથવા તો ગુસ્સે ભરાઇને તેનો નાશ કરવા માટે તૈયાર થયા છો?"

અનંતરાયે કહ્યું:—"દેવળ! એ વાર્તાનું રહસ્ય અતિ ગંભીર છે. અજમેર અત્યારે મારૂં શત્રુ થઇને ઉભું રહ્યું છે. વીરેન્દ્રકેશરીના સમયમાં અજમેર તેને દર વર્ષે ઉપહાર મોકલતું હતું, પણ હવે તેણે તે બંધ કર્યાં છે. તે ઉપરાંત બીજી કેટલીક રીતે અજમેરે મારૂં અપમાન કર્યું છે. બસ, હવે તું તૈયારથા, એક સપ્તાહમાં જ તારે અહીંથી રવાના

થઇ જવું પડશે. અજમેરના માર્ગે શિરોહી જઇશ નહિ. અજમેરને જમણી અથવા ડાબી બાજૂએ રાખી શિરોહી જજે. મારી આજ્ઞાનું ઉલ્લંઘન ન થાય તેની ખાસ સંભાળ રાખજે. આ કાર્ય બહુ જ સાવચેતીથી કરવાનું છે, માટે બીજું કોઇ પણ ન જાણી જાય, જા, હવે શિરોહી જવા માટેની તૈયારીઓ કરવા માંડ.

દેવળરાય ધીમે ધીમે એક અક્ષર પણ બોલ્યા વિના ત્યાંથી ચાલ્યો ગયો.

ચતુર્થ પરિચ્છેદ

## પ્રમદા અને પ્રસાદ

" કતલ કરનેકો આશકકે નીગેહ તલવાર કાફી હયે;
બીરાહકા જખમકા મરહમ તેરા દીદાર કાફી હયે.
પરેશાં દીલ દીવાનેકો નહી દરકાર ઝન્જીરે;
તુમારે કાકુલે પુરખમકા હરયેક તાર કાફી હયે.
ન તસ્બીહ હયે ન સીઝદા હયે નહી મતલબ કીતાબે;
તસવ્વર બન ગયા દીલમે યેહી તકરાર કાફી હયે.
પરેશાં દેખકર મુજકુ ન ઇતના જુલ્મ કર ઝાલીમ;
શફ્કત મેહેરબાનીસે તુમારા પીઆર કાફી હયે."

જફર.

પ્રમદા પ્રેમના દર્દથી પીડાવા લાગી હતી. જાણ્યા કર્યા વિના તે ચ્હાતાં શીખી ગઈ હતી. તેના મનમાં હવે કોઈ પણ ઉપાયે સુખનો સંચાર થઈ શકતો નહોતો. તેના પોશાકનો પણ કાંઇ નિયમ રહ્યા

નહોતો. પ્રમદાએ હવે આડોસી પાડોસીને ત્યાં જવાનું છોડી દીધું હતું, કલહ અથવા કંકાસ કરવાનું પણ તે ભૂલી ગઇ હતી. તે ઘરમાં એકલી બેસી રહેતી અને અનેક પ્રકારની ચિંતાઓ કર્યા કરતી હતી. તે મંદ મંદ લહરીઓવાળું હાસ્ય પણ અત્યારે તેના મુખપર જણાતું નહોતું. તેની આંખોના કટાક્ષ પણ કોણ જાણે કોઇ અજ્ઞાત સ્થળે છુપાઇ ગયા હતા. પ્રમદા પ્રસાદને ખૂબ ચહાતી હતી.

પ્રમદા વિધવા છે એ વાતને પણ તે ભૂલી ગઇ હતી, તે એક યુવતી અથવા સ્વરૂપા સુંદરી છે એ વાર્ત્તાનું પણ તેના મનમાંથી વિસ્મરણ થઇ ગયું હતું. અત્યારે તો તે કેવળ ચહાવાનું અને સ્નેહ કરવાનું જ જાણતી હતી. પ્રેમ અને અનુરાગ સિવાય તેના અંતરમાં અન્યકશું પણ જોવામાં આવતું નહોતું.

આજે મધ્યાન્હ સમયે પ્રમદા સહજ ચંચળ બની ગઇ હતી. એકવાર મોટા ઘરમાં, એકવાર ધોરી રસ્તાપર તો એકવાર ઘરનાં આંગણામાં આવજાવ કરીને આમ તેમ લટારમારી રહી હતી. જાણે તે કોઇને શોધી રહી હોય અથવા તો કોઇના અવવાની વાટ જોઇ રહી હોય, તેમ જણાઇ આવતું હતું. પરંતુ કોઇ પણ વ્યક્તિને ન જોઇ શકવાથી નિરાશ હૃદયે તે વારંવાર પછી ચાલી આવતી હતી. છેવટે આશાશૂન્ય થઇને તે એક ઉંડો નિઃસાસો નાખી પોતાના મનમાં જ બોલી કે;—“ અરેરે, આજે પણ ન આવ્યો.

“ હૃદયે રટતું સદા જેને હજી પણ તે નહિ આવ્યો;
કરીને ચિત્તની ચોરી, અરે એ ચોર સંતાયો.
પ્રિયાની પ્રીત જે સાચી, ખરે તેણે નહિ જાણી;
જિગરનો જખ્મ જે ઊંડો, અને પીડા થતી ઝાઝી.
તનુ તપતું, હૃદય દહતું નહિ એ કાંઇ છે જાણ્યું;
કહું શું હું અરે એને હૃદય બરથાર છે ઘેલો. ”

ત્યાર પછી પ્રમદા, પ્રથમ જે ઘરમાં પ્રસાદ સૂતો હતો, તે ઘરમાં આવી એક સોફાપર સુઇ ગઇ. સૂતી સૂતી તે અનેક પ્રકારના વિચારો કરવા લાગી. ક્યારેક તે વિચારતી હતી કે;—" હમણાં તે ઘણા દિવસ થયાં આવ્યો નથી. ક્યારેક ક્યારેક પિતાજીને મળવા આવતો હતો અને મને પણ મળતો હતો. પણ આ વખતે તે મને છેક શામાટે ભૂલી ગયો ગયો ? હજી કેમ ન આવ્યા ?

પ્રમદાને રોવું આવ્યું; તેણે ફરીવાર વિચાર્યું કે;—" તે હવે અહીં રહેતો પણ નથી. શામાટે રહે ? તે હવે કિલ્લેદાર થયો છે, અને હું ? હું તો પ્રથમ જેવી હતી, તેવીને તેવી જ છું. તે અત્યારે કેટલી બધી ઉચ્ચ પદવીએ પહોંચ્યો છે ? હું તેનાથી કેટલી બધી ક્ષુદ્ર છું ? તે ચન્દ્ર છે, હું કૂપ છું, તે સુખ છે; હું દુઃખ છું, તે ફૂલ છે અને હું કંટક છું. તે સ્વર્ગ છે અને હું નરક છું. તે—"

" શાન્તિ તણો સાગર અને હું ક્લેશનો આકાર છું;
જનતાપહારક તે અમી, હું વિષનો આગાર છું.
સુખી કરે છે સૃષ્ટિને જે, વિભા તણો તે નાથ છે;
અવતાર મારો દુઃખ ને કંકાસનો સંગાથ છે;
મનને કરે મુદિત અતિશે, તે સુમનનો સુવાસ છે;
મમ મન વિશે સંતાપ છે, બહુ ક્લેશને વળી ત્રાસ છે.
પૂજાય છે એ વિશ્વમાં નરનાથના નવ નામથી;
પ્રમદા બિચારી હું અતિ, મમ હાથમાં કાંઈ નથી. "

આ પ્રમાણે અનેક પ્રલાપો કરતી પ્રમદા બારી પાસે આવી ઉભી રહી. આકાશ, પક્ષી, વૃક્ષ, પત્ર મનુષ્ય આદિ સર્વે દૃષ્ટિ સન્મુખ દેખાતું હતું, પરંતુ તે તેમાનું કશું પણ જોઇ શકતી નહોતી. તે વિચા-

રતી હતી કે;—" જો હું તેને નહિ મેળવી શકું, તો તે જેને ચહાશે તેના જીવનને હું મારા જીવનની પેઠે શુષ્કમરુભૂમિ સમાન બનાવી દઇશ. તે રાજાની કન્યા હશે તો પણ તેને હું છોડીશ નહિ. તેનું જીવન હાહાકારમય કરીશ. મારી પેઠે તેને દગ્ધહૃદયે રડાવી જીંદગી સુધી જગત્‌માં રખડાવ્યા કરીશ. તેની સર્વ આશાઓનો જડ મૂળથી સંહાર કરીશ."

" મમ યારનું મન હરનારને મારીશ હું બહુ મારથી;
લઇશ બદલો વૈરનો હું સર્પિણી રૂપને ધરી.
રૂપ ધારી ચંડિકાનું શૌક્ય મારૂં ત્રાસથી;
પૂરો કરૂં હું યજ્ઞ મારો વિષમ અતિ સંહારથી."

ત્યાર પછી પ્રમદા વેગસહિત ઓરડામાંથી બહાર આવી; પરંતુ કાંઇક વિચાર કરી પાછી ઉભી રહી અને અસ્પષ્ટ ભાષામાં મૃદુ કંઠથી બોલવા લાગી:—" તે રાજકુમારી ઉર્મિબાલાને ચાહે છે, અને રાજનંદિની પણ તેને અત્યંત ચાહે છે. મેં કુમારીની અંગુઠીને તેના હાથમાં વિરાજતી જોઈ છે. કુમારીના હાથમાં મેં એ અંગુઠીને અનેકવાર પહેરેલી જોઇ હતી. આજે એકવાર તપાસ કરીને બરાબર જોઇ લઇશ કે, રાજબાલાના હાથમાં તે વીંટી અત્યારે વિરાજે છે કે નહિ. જો તેના હાથમાં તે વીંટી ન હોતાં પ્રસાદના હાથમાં હશે, તો તે રાજાની કન્યા હોવા છતાં પણ હું તેનો છૂટકારો કરીશ નહિ. મારા પ્રણયની પ્રતિસ્પર્ધિની રૂપ રાજબાલાને તેના તે ભીષણ અપરાધનું વિષમ પરિણામ આપ્યા વિના હું કદાપિ જંપીને શાન્ત બેસીશ નહિ. હું તેને વનેવનમાં ભટકાવીશ, સરિતાઓના અગાધ સલિલમાં તણાવીશ તથા આંખોમાંથી ચોધારાં બોર બોર જેવડાં આસૂં પડાવીશ. જ્યારે મારી આ ટેક પૂરી થશે, ત્યારે જ હું નિરાંત કરી બેસીશ. પણ જ્યાં સુધી

મારી એ ટેક પૂરી નહિ થાય, ત્યાં સુધી એને હેરાન કરવાની કોશિશો કરતી રહીશ. મારી અસૂયાના ભયંકર યજ્ઞમાં કદાચિત્ એવી એક અબળાની આહુતિ આપવી પડશે, તો તે પ્રયત્ન કરવામાં પણ હું સંકુચિત થઇશ નહિ. મારૂં નામ પ્રમદા છે, માટે પ્રમદાના ખરા સ્વભાવનું તાદૃશ્ય વિશ્વ સમક્ષ પ્રકટ કરી બતાવીશ. જગત્ જેને અબળા કહે છે, તેને હું સબળા તરીકે સાબીત કરી આપીશ. દુનિયામાં નારી શું નથી કરી શકતી ?

જગતના સર્વ જીવોને ખરે હંફાવતી નારી;
પુરુષના ગાત્ર ગાળીને વહાવે નેત્રથી વારિ.
દગાબાજી રચી રૂડી પ્રપંચી દાવ ખેલે છે;
ઘડીના ભાગ છઠ્ઠામાં જગતને તે નચાવે છે.
નયનના એક પલકારે મનુને તે ભૂલાવે છે;
કરીને કામ તે કાળાં, કસાઇને લજાવે છે.
વિકટ વાદળ વિપદનું તે ઘડીમાં લાવનારી છે;
મહા માયા જગતની એક વિષમ આકાર નારી છે.

પણ હેં આ બહારથી અવાજ કોનો આવ્યો ? મારા દ્વાર પાસે ઉભીને વાતચીત કોણ કરી રહ્યું હશે ? હું ધારૂં છું કે, અત્યારે તે જ આવ્યો હશે. હા—અવાજ તો તેનો જ જણાય છે ને શું લાવ, જરા બહાર જઇને જોઈ આવું કે, બહાર કોણ આવ્યું છે ?"

આ પ્રમાણે વિચાર કરી પ્રમદા એકદમ બહાર દોડી આવી—મોટા ઘરની એક નાની બારી અંદરના ભાગમાં આવેલી હતી. પ્રમદા તે બારી ઉઘાડીને ઘરની અંદર જોવા લાગી–તેણે જોયું કે, જેને તે સંભારતી હતી, જેને તે શોધતી હતી, તેજ રમણીય મૂર્ત્તિ પોતાની સ્હામે ઉભી હતી, પ્રમદા ધરાઇ ધરાઇને તેનું મનોહર મુખ તથા સુંદર

હાસ્ય જોવા લાગી; તેથી કરીને તેના હૃદયની અતૃપ્ત આશા તથા અતૃપ્ત સાધના, સળગતા અગ્નિની પેઠે વિશેષતાપૂર્વક સળગી ઊઠી. પ્રવૃત્તિના તરંગોને ન અટકાવી શકવાથી પ્રમદા પ્રવાહના વેગમાં તણાવા લાગી—ખેંચાવા માંડી.

એ વિદ્યુયમાન આગ્નેયગિરિનો અસ્તિત્વ પ્રસાદ સમ્પૂર્ણ રીતે નમી પડવાની અણીપર આવી પહોંચ્યો. પ્રમદાને કોઈ પણ વેળાયે તેણે લક્ષપૂર્વક જોઈ હતી કે નહિ, એ પણ એક સંદેહનો વિષય જ છે. પ્રસાદ રામચરણને સહજ ચહાતો હતો, તેથી ક્યારેક ક્યારેક તેને મળવા આવતો હતો. જ્યારે સહાયતાહીન સ્થિતિમાં પ્રથમ તે અજમેર નગરમાં આવ્યો હતો, ત્યારે રામશરણે જ તેને આશ્રય આપ્યો હતો; એ ચાર મીઠી વાતો કહીને તેના સળગતા હૃદયને શીતળ કર્યું હતું. પ્રસાદ એ ઉપકારને કદાપિ વિસરી શક્યો નહોતો. તેવી સ્થિતિમાં જ પોતાનો સમાવડીયો ન હોવા છતાં પણ પ્રસાદ સગવડ મળતી ત્યારે એકાદવાર રામચરણને મળવા આવતો અને કયારેક કયારેક કાંઈક દ્રવ્ય આપવાની ઉદારતા પણ દર્શાવતો.

પ્રમદાએ એકવાર પ્રસાદના હાથ તરફ જોયું, તો તેના હાથમાં પેલી અંગુઠી જણાઈ આવી. એ જોઇને તેના હૃદયમાં વીજળી છૂટી, તેનું માથું ઘુમવા લાગ્યું. પ્રમદા ત્યાર પછી બારી છોડી રાજનંદિનીને મળવાના હેતુથી રાજમહાલય ભણી દોડી ગઇ.

પંચમ પરિચ્છેદ

# ગાવામાં ભૂલ



" મિલતેહી બેબાક થી વહ આંખ શર્માઇ હુઇ;
ફિર ગઈ પછતાકે પલકોંતક હયા આઇ હુઈ;
હર અદા મસ્તાના સરસે પૈરતક છાઇ હુઈ;
ઊફ્ ! તેરી કાફિર જવાની જોશપર આઇ હુઈ;
મુઝકો યહ દાવા કોઈ તેરે સિવા દિલમેં નહીં;
ઉનકા યહ ઇલ્જામ અચ્છી કૈદ તનહાઈ હુઈ;
રોકતે રસ્તેમેં પ્યાર આ ગયા ઉસ શોખપર;
વહ નજ઼ર હૈરતજ઼દહ વહ વાત ઘબરાઇ હુઇ. "

---

સંધ્યાકાળ થવા આવ્યો હતો. લાલ રવિ હજી સુધી ડૂબ્યો નહોતો, ઉર્મિબાલાના મુખ ભણી ઉત્સુકતાની સાથે જોઇ રહ્યો હતો. જાણે ડૂબવાથી અથવા તો અસ્ત પામવાથી તે મનોહર મુખને જોઈ શકાશે નહિ, એવા ભયથી તે ડૂબી શક્યો નહોતો; જાણે ડૂબવું પડશે એમ જાણીને તથા તે મુખને ગુમાવવું પડશે એમ ધારીને, તે રડી પડયો હતો અને તે રુદનના યોગે તેનું મુખ લાલ થઇ ગયું હતું.

ઉદ્યાનમાં એક ચબૂતરાપર બેસી રાજકુમારી માળા ગુંથતી હતી. પાસે શ્વેતા તથા નીલા ફૂલ ગોઠવી આપતી હતી. અત્યારે હવે રાજકુમારી ફૂલ ચૂંટતી નહોતી, પણ હમણાં તો તે યત્નપૂર્વક એક મનોહર માળા ગુંથવાના કાર્યમાં તન્મય બની ગઇ હતી.

બગીચામાં નાનું સરોવર હતું અને તેની ચારે બાજૂએ ફૂલના છોડવા શોભી રહ્યા હતા. સરોવરના સ્વચ્છ જળમાં વાયુથી હાલતાં કમળો પ્રતિબિંબિત થઇ નાચતાં કૂદતાં હતાં. નીલજળમાં લાલ ફૂલને વિકસાવી વાયુદેવ ગર્વની સાથે દોડાદોડી કરી રહ્યો હતો.

ચારે કોર ફૂલ, જણાતાં હતાં. લાલ, નીલ, હરિત અને સફેદ આદિ અનેક પ્રકારનાં ફૂલો નીલ જળને ઘેરી રહ્યાં હતાં. તે ફૂલોના ઢગલાને મ્લાન કરીને, તે નીલજળમાં નવીન ફૂલ ફૂલાવી, ફૂલરાણી ઉર્મિબાલા બેઠી હતી. તેનું મનોહર રૂપ કુસુમતા સૌરભને વિસ્તારી રહ્યું હતું.

માળા ગુંથાઇને તૈયાર થઈ. ત્યાર પછી **નીલા** બોલી;— “ રાજબાલા, આ અત્યંત યત્નપૂર્વક તૈયાર કરેલી મનોહર પુષ્પ માળાથી કયા પુરુષના કંઠને અલંકૃત કરવાની અભિલાષાને ઉરમાં ધરી છે વારૂ ? કયા મનુષ્યના ભાગ્યને સુખના શૃંગપર વિરાજાવવાની ઇચ્છા કરી છે ? ”

ઉર્મિબાલાએ જવાબમાં જણાવ્યું:—“ નીલા, આ વૃક્ષના કંઠમાં આ માળા આરોપવાની છે. ”

**નીલાએ** પૂછ્યું:—“ તેમ કરવાથી તે વૃક્ષને અથવા તમને શું સુખ મળી શકે તેમ છે વારૂ ? ”

ઉર્મિબાલાએ જવાબ આપ્યો:—“ જગતનો પ્રવૃત્તિમાં આહુતિ આપવાનો એક પ્રચલિત તથા સ્થાયી સિદ્ધાંત જ અને તે સિદ્ધાંત પ્રમાણે હું પણ વર્ત્તવા માગું છું. ”

**નીલા** ચૂપ રહી. થોડીવાર પછી બોલી:—“ હું તમારા સ્નેહને આવો પ્રબળ જાણુતી નહોતી, નહિ તો તમારી આ માળાને તૈયાર

કરતી વેળાયે જ તોડી નાખત. પણ હવે મારાથી કાંઇ પણ થઈ શકે તેમ નથી. "

ઉર્મિબાલાએ પૂછ્યું:—"કેમ નીલા?" **નીલા**એ પૂછ્યું:— "પિતાની વાર્ત્તાનો વિચાર કર્યો છે કે નહિ?"

ઉર્મિ ઉત્તર ન આપતાં અનંતવ્યાપી આકાશ ભણી એકીટસે જોઇ રહી.

**નીલા**એ ફરીવાર કહ્યું:—"જેનું નામ સુદ્ધાં પણ કોઇ જાણતું નથી, તેની સાથે અજમેરપતિની રાજતનયાના વિવાહ કદાપિ થઇ શકશે નહિ. તેમ કરવાનો કોઈ સુઅવસર પણ પ્રાપ્ત થશે નહિ."

ઉર્મિબાલાએ કહ્યું:—"પિતાજી તો તેને અત્યંત ચાહે છે. તેનું માન પણ બહુ જ જાળવે છે."

**નીલા** બોલી:—"કદાચ તેઓ ચાહતા હશે અને માન પણ રાખતા હશે. તેના ગુણ જોઇને તેને સેનાપતિનું અથવા તો મંત્રીનું પદ પણ આપી શકશે, પરંતુ રૂપ અને ગુણપર લુબ્ધ થઇને અથવા પોતાનું ભાન ભૂલીને રાજાજી પોતાના કુળનો વિક્રય કરવાને કદાપિ સમ્મત થશે નહિ."

ઉર્મિબાલા સમજી ગઇ કે, **નીલા** જે વાર્ત્તા કહી રહી છે તે સર્વથા સત્ય જ છે. પરંતુ સમજવાથી શું થયું? તેની છાતીપર જાણે અકસ્માત્ ભયંકર પહાડ તૂટી પડયો અને હૃદયના ચૂરેચૂરા થઈ ગયા. તે નીચું મુખ કરી ચૂપચાપ ઉભી રહી. તેના મુખમાંથી એક શબ્દ પણ ન નીકળ્યો.

શ્વેતા અને **નીલા**એ ધાર્યું હતું કે, ઉર્મિબાલાના પક્ષમાં પ્રસાદની પ્રાપ્તિ થવી અત્યંત દુર્લભ અને અશક્ય છે. તેથી જો કોઇ પણ કુશળતાથી ઉર્મિબાલાના હૃદયના સિંહાસનપર આરૂઢ થયેલા પ્રસાદના

ઉજ્જવલ દેવોપમ મૂર્ત્તિને કલંકની કાલિમાંથી મલિન કરી નાખવામાં આવશે તો જ રાજકુમારી તથા રાજવંશનું કલ્યાણ કરી શકાશે, નહિ તો પ્રબળ પ્રવૃત્તિથી પીડાયલી ઉર્મિબાલા ક્યાં જઇને નમી પડશે, એ કોનાથી કહી શકાય વારૂ ? બસ, ગમે તે ઉપાયે ઉર્મિના હૃદયમાંથી પ્રસાદનું વિસ્મરણ કરાવવું એવો જ શ્વેતા અને નીલાનો દૃઢ નિશ્ચય હતો.

શ્વેતાએ કહ્યું:—" મને જણાય છે કે, સેનાપતિ પ્રસાદ એક અતિ ભયંકર પુરુષ હશે, જો તેમ ન હોય તો તે આવી સુંદર અંગુઠી આજથી ઘણા સમય પહેલાં લાવ્યો હતો, તે ક્યાંથી લાવે ?"

શ્વેતાના કહેવાનો આશય જાણીને નીલાએ તેને અનુમોદન આપ્યું કે;—" હા, તેમજ હોવું જોઇએ. મોટા માણસને ત્યાં નોકરી કરતી વેળાયે તેણે આ અંગુઠી ચોરી લીધી હશે અથવા તો કોઇએ ખુશી થઇને બક્ષિસ આપી હશે. જો તેમ ન હોય તો તેની સાત પેઢીમાંથી પણ આવી સુંદર વીંટી ક્યાંથી મળી શકે. પ્રસાદ કાંઇ એવો મોટો માણસ પણ નથી જે તેના ઘરમાંથી આવી વીંટી પ્રાપ્ત થઇ શકે, મારી ધારણા પ્રમાણે તો તે ક્યાંકથી ચોરી લાવ્યો હશે."

એક પ્રકારની રસિકતા કરવાની આશાથી શ્વેતા ચૂપ રહી શકી નહિ. તેણે હસીને કહ્યું કે:—" કેમ નીલા, તારૂં તો તે કાંઇ પણ ચોરી ગયો નથી ને ? જો ચોરી ગયો હોય તો જણાવી દેજે કે, જેથી તેને યોગ્ય સજા કરવાનો કોઇ પણ ઇલાજ વેળાસર કરી શકાય."

નીલાએ કહ્યું:—" મારી આસપાસ તો અનેક ચોર ભટકતા ફરે છે. જ્યાં રત્ન હોય છે, ત્યાં જ ચોરોની આવજાવ વધુ હોય છે. પણ જ્યાં ઉજડ મેદાન હોય છે, ત્યાં કોઇ પણ જતું નથી. તારૂં મન પણ સપાટ મેદાન જેવું સાફ હોવાથી તારે કોઇ પણ ચોરનો ભય

રાખવાનું કશું કારણ જ નથી."

ઉર્મિબાલા ચીડાઇને ત્યાંથી ચાલી ગઇ; અને બગીચામાં આમ તેમ ફરતી ફરતી વિચારવા લાગી કે;—"તેમણે પોતાનો પરિચય ન આપવાની કઠિન પ્રતિજ્ઞા લીધી છે, તેથી તે પોતાનો ખરો પરિચય કદાપિ આપી શકશે નહિ. જ્યાં સુધી તે પોતાનો પરિચય નહિ આપે ત્યાં સુધી પિતાજી તેની સાથે મારાં લગ્ન પણ કરશે નહિ. હું પણ પિતાની વિરુદ્ધ થઇને કોઇ પણ રીતે તેની સાથે લગ્ન કરી શકીશ નહિ. ત્યારે શું મારી સાધના અને આશા આદિ સર્વેનો અંત આવશે? ભયંકર નિરાશા આવીને ઉભી રહેશે? મરુભૂમિના જેવા દગ્ધ હૃદયને ધારણ કરીને હું જીંદગીપર્યન્ત મારા જીવનને શી રીતે વીતાડી શકીશ? માતા શંકરિ! મને રાજકન્યા શા માટે બનાવી?

"દીધું છે નામ બહુ મોટું, પરંતુ ધાર્યું નહિ થાતું;
દુહિતા રાયની કીધી, પરંતુ માન ના દીધું;
સકળ આશા ડુબાડીને, પરાધીન થૈ સદા રે'વું;
ઇમારત તો ઇરાદાની ચણી મોટી સદા પડવું;
નાહ છે સાર જીવનમાં, લલાટે છે જ રોવાનું;
વહાવી અશ્રુ આંખોથી, તનુનું તેજ ખોવાનું."

પડતા પગથી તથા ઉછળતા હૃદયથી ઉર્મિબાલા વિશાળ ઉદ્યાનમાં ટહેલતી ટહેલતી આમતેમ ફરવા લાગી. ક્વચિત્ ક્વચિત્ તેના મનમાં એવી આશા થવા લાગી કે;—"તેઓ અવશ્ય કોઇ છદ્મવેશી રાજપુત્ર જ હશે અને અર્થના અભાવે અંગુઠી આપવામાં પણ તેણે કોઇ પણ પ્રકારનું કપટ જ કર્યું હશે. રાજપુત્ર વિના આવું અપૂર્વ સાહસ બીજાથી કદાપિ થઇ શકે જ નહિ."

ફરીવાર તેણે પોતાના મનમાં જ વિચાર્યું કે;—"જો તેઓ

રાજપુત્ર હોય, તો પણ તેમના પરિચયની પરમ આવશ્યક્તા છે. હું શી રીતે જાણી શકું કે તેઓ કોણ છે? અને શા કારણથી મારા પિતાના દરબારમાં આવી વસ્યા છે? મને તેમનો પરિચય કોણ કરાવી આપશે?"

" કુલીન એનું કુળ છે ને વંશ પણ બહુ ખ્યાત છે;
શૂરવીરને શોભાવતી શક્તિ અતિ વિખ્યાત છે;
સમતા અને સાહસ વિશે એ નરતણું બહુ નામ છે;
પણ તાતને વળી માતના અભિધાનથી અજ્ઞાત છે."

આ સમયે દૂરથી સંભળાતા સંગીતનો ધ્વનિ તેના કાને સંભળાયો. તેણે સાંભળ્યું કે કોઇ ગાય છે.

" મનમોહક એ મધુરો મમ મૂર્તિ તણું,
નવલું અતિશે હિસતું ફુટડું મુખડું,
થઇ ચોર છુપો ચુપકી થકી ચોરી ગયો. મનમોહક.
વિતનુતણું બાણ ચઢાવત જોર થકી,
પણ નાથ નહીં નમણા મનમાંહિ ગણી;
અપમાન કર્યું બહુ આદરને શ્રમથી. મનમોહક."

ઉર્મિબાલા ઉભી રહી. જે ગાતી હતી તેણે પુનઃ જૂદા જ રાગને જૂદી જ પદ્ધતિથી ગાવા માંડ્યું.

" નયનનાં બાણ મારીને કરી બેભાન મને દીધી;
પ્રવેશી હાટ—હૈયામાં બધી ચોરી કરી લીધી;
હૃદયભંડાર ખોલીને, પ્રતિમા સ્થાપી પોતાની;
ભુલાવ્યું ભાન મારૂં ને બનાવી દાસી પોતાની.
પ્રણયનાં પુષ્પ લૂંટીને બનાવી છે મને બાવી;
થઈ પરવશ રહેવાની હવે વેળા અહીં આવી.

ઉર્મિબાલા ત્યાર પછી જે બાજૂથી ગીતનો અવાજ સંભળાતો હતો, તે દિશામાં જવામાટે ચાલી નીકળી. તેણે જોયું કે, શ્વેતા અને નીલા પાસે બેસીને પ્રમદા ગાઈ રહી હતી,

રાજકુમારીને જોઇને પ્રમદાએ પ્રણામ કર્યા. પ્રમદા પ્રથમથી જ રાજકુમારીની પાશે આવ જાવ કરતી હતી. ઉર્મિબાલાએ કદાપિ નિષેધ કર્યો નહોતો, પ્રમદાપણ આશ્રય મળવાથી પોતાને વખત મળતો ત્યારે કોઈ કોઈ વેળાયે આવજાવ કરતી હતી, ક્યારેક તેને થોડું ઘણું દ્રવ્ય અથવા અન્ન વસ્ત્ર આપવાની પણ રાજબાલા ઉદારતા દર્શાવતી હતી. અશકત સૈનિકની વિધવા કન્યા ગણીને રાજદુહિતા ઉર્મિબાલા તેના પ્રતિ એક પ્રકારની અનુકંપા દેખાડતી હતી.

રાજકુમારીને " જોઇને પ્રમદાએ પોતાનું ગાન બંધ કર્યું. એ જોઇને ઉર્મિબાલાએ કહ્યું:—કેમ પ્રમદા ? તારા ગાયનને શામાટે બંધ કર્યું ? આમ એકાએક ચૂપ કેમ થઇ ? ગા—ફરીવારગા. "

પ્રમદા પોતાના અત્યંત સુકોમળ સ્વરથી દશે દિશાઓને ગજાવતી ગાવા લાગી:—

" રસીલો એ રસનો અવતાર,
અવની વિશે અવતરેલો છે.
મદનનું માન હરવાને, રતિનું ધ્યાન ધરવાને;
રસીલો એ અવતરેલો છે.
કરે છે એ જિગર ઘાયલ, નયનનાં બાણ મારીને,
હરે છે ભાન તનુનું તે, મનોરૂં રૂપ ધારીને;
રસીલો એ રસનો અવતાર—
લીધું ખેંચી ચરણમાંહિ, જિગર મારૂં બહુ જોરે;
કરી પરવશ બધુંયે હાય ! લીધું લૂટી અરે ચોરે.

છતાં કંઇએ નહિ જાણ્યું, હૃદયનું ધામ ક્યાંનું છે?
વસે છે ક્યાં રસીસો એ? તથા છે નામ શું તેનું?"

નીલાએ પૂછ્યું:—"પ્રમદા તું વિધવા હોવા છતાં આવાં વચનો શા માટે ઉચ્ચારે છે?"

પ્રમદાએ જવાબ આપ્યો:—"મને જ્યારે જ્ઞાનનો ઉદય પણ થયો નહોતો, ત્યારે મેં મારો સ્વામી ગુમાવ્યો છે, તેથી અન્ય સ્વામી કરવાનો મને સંપૂર્ણ અધિકાર છે."

નીલાએ પૂછ્યું:—"પણ તેથી શું આમ છૂપી રીતે એક અજાણ્યા યારની પાછળ ઠેકઠેકાણે રખડયા કરાતું હશે? એવો અપ-વ્યવહાર એક આર્યતનયાને શોભે ખરો કે?"

પ્રમદાએ કહ્યું:—"ના, તેથી જ હું તમોને કહું છું ને કે, હું આમ રડીરડીને ભટકતી ફરૂં છું." "ત્યારે તું તેનામાં આટલીબધી કેમ ડૂબી ગઈ છે? શા કારણથી આસક્ત થઇ ગઇ છે?"

પ્રમદાએ જવાબ આપ્યો:—"ત્યાર શું કરૂં બેન?" એમ કહીને તે ફરીવાર ગાવા લાગી:—

"મધુર મિલન અનુપમ અપાર,
મોહની વૃષ્ટિ વરસાવે;
હૃદયતણું ખેંચાણ લગાર,
ભાન મનનું ભૂલાવે;
મૃદુ મૃદુ હાસ્યને નયનપલકાર,
બનાવે હાય તે લાચાર;
પ્રેમ કરે મુજને અપરંપાર,
નહિ સંદેહ તેમાં તિલભાર."

શ્વેતાએ કહ્યું:—વાહરે શાણી! તું તો ઘણી જ ભાગ્યવતી છે

ને શું. તારા કહેવાપરથી તો એમજ જણાય છે કે, તે પુરુષ તને અત્યંત ચાહે છે ખરૂં ને વારૂં?"

પ્રમદાએ ઉત્તર આપી ગાયું:—

"તે શઠ લંપટ કપટ પ્રચારક પૂરો છે,
વચન પાલનમાંહિ અતી અધુરો છે;
મળીને હાસ્ય લઈ લે છે, પછીથી તે રડાવે છે,
ફૂલાવી પ્રેમમાં પૂરો, પછીથી તે નચાવે છે.
સતિસમ સુંદરીને તે પ્રેમાવનમાં લઇ જઇને,
નિઃસહાય નિરાધાર કરી કંઇ કંઇ ઉત્પાત કરે;
દેશ વિદેશ વિશે વિચરી કર્મ સદા એવાં કરે,
છતાં દિલમાંહિ કાંઇ નહિ ડરે,ધર્મ પોતાતણો ગણે.
નવાનવા દેશની નવી નવી નારીઓને તે નચાવે છે,
ધરાવી પ્રેમમાળા હસ્ત માંહિ તે સ્થળે સ્થળે રખડાવે છે;
એક ફૂલ છોડી અન્યપર જવું એવી એની આશ છે,
નહિ નિશ્ચય કાંઈ, પુરુષ એ અતિ વિચિત્ર ખાસ છે."

નીલાએ કહ્યું:—"તારૂં જેવી રીતે મરણ નથી, તેવી જ રીતે તે પણ અમર છે. પરંતુ મને અજાયબી માત્ર એજ થાય છે કે, જેને તું શઠ તથા લંપટ કહે છે, તેના પર તું આટલી બધી મરી ફીટે છે, એનું કારણ શું છે? જો હું તારે ઠેકાણે હોઉં તો, તેવા પુરુષને કદાપિ ચાહું નહિ. તેને બદલે બીજા કોઇ પણ પુરુષને શોધી લઉં. તેને મારા મસ્તકનો મુકુટ બનાવું અને ઘણા જ સ્નેહની સાથે મારા હૃદય રાજ્યનો રઢિયાળો રાજવી બનાવું. એ પ્રિયતમને પ્રાણ કરતાં પણ વધુ ચાહું."

પ્રમદા, રાજકુમારીના મુખભણી જોઈ રહી. તેણે જોયું કે, તેની આંખો સ્થિર થઈ ગઇ હતી, નાસિકા ફૂલી ગઇ હતી. ભમ્મર ચઢી

ગયાં હતાં અને શરીર સહજ હાલતું હતું, ડોલતું હતું. પ્રમદા મનમાં ને મનમાંજ સહજ હસી અને ત્યાર પછી ફરીવાર પ્રથમ પ્રમાણે ગાવા લાગીઃ—

" રૂપ નિહાળી અતિ મનહર,
સર્વ ગઇ મારૂં હું હારી;
મનમાંહિ નહિં કાંઈ વિચારી;
થશે નર એ હૃદય વિહારી;
ફરી તપાસ જોયું મેં ભાળી;
થઇ લાચાર હું બિચારી;
તે શઠ લંપટ કપટી અતિ,
ના જાણે અબળાના ઉરની ગતિ."

પ્રમદાએ વિસ્મિત નયને જોયું કે, રાજકુમારી એક ગુલાબના વૃક્ષની ડાલ ભાંગી રહી છે. તેના કાંટાથી તેની આંગળી કપાઇને તેમાંથી લોહીની ધારા વહી રહી છે. તેમ છતાં પણ તે લેશમાત્ર પણ વિચલિત ન થતાં સ્થિરતાથી પૂર્વવત્ સ્થિતિમાં જેમની તેમ ઉભી રહી છે.

આ જોઇને પ્રમદા સહજ વિચલિત થઇ. તેમ છતાં પણ તેણે પોતાનું ગાવાનું કાર્ય છોડ્યું નહિ. પંચમતાનથી આકાશને પ્લાવિત કરતી તે પુનઃ ગાવા લાગીઃ—

" સાગર તરંગા, ભ્રૂકુટિ ભ્રૂભંગા,
ઉન્નતવક્ષા, ધવલદામિની નવલ વિહારી;
મનહરણી શાંતિસુધા ધરણી જે એક નારી;
ઉત્સ મનોહર, મધુરી મીઠી મીઠી છોળ;
નિરખતાં શીતળ થાય હૃદય તણું ધામ.
પણ પ્રિયતમ હૃદયે નહિ વિરામ કે હામ.
કરે અનાદર અનુપમ પ્રણયનો એ પ્રેમી.

ગીત સમાપ્ત થયું. ઉર્મિબાલા સ્વાભાવિક જ કોપિત સ્વભાવની અને સહજમાં જ કોપથી ગાજી ઊઠે તેવી હતી. આ સ્થળે પણ તે ગર્જના કરી ઊઠી. ગર્જના કરવાનું તેને એક કારણ પણ મળી આવ્યું. તે કારણ એ હતું કે, પ્રમદાએ આવીને ઢંગધડા તથા ભાવ વગરનાં અને સંગીતના નિયમોથી સર્વથા રહિત જે ગાયનો ગાયાં હતાં, તેમાં કાંઇક વિચિત્રતા તથા બીભત્સતાનો સમાવેશ થયેલો હતો અને એ સાંભળીને તે કંપી ઊઠી હતી. પ્રમદાની અક્ષમ્ય ઉચ્છૃંખલતાને ઘણી જ મુસ્કેલીથી સહન કરી રાજકુમારીએ પોતાના ચિત્તને કાબૂમાં રાખી પૂછ્યું કે;—પ્રમદા ! તું આવાં વિચિત્ર, રાગ તાલ કે ભાવના વગરનાં ગાયનો ક્યાંથી શિખી ? આવાં બીભત્સ ગાયનો તને કોણે શિખવાડયાં ? સંગીતના નિયમોને તું જરા પણ જાણતી નથી ?"

પ્રમદાએ જવાબ આપ્યો:—"સ્વપ્નમાં કોઇએ આવીને મને આવા ગાયનો શિખવાડયાં છે."

ઉર્મિબાલાએ પૂછ્યું:—"એ સ્વપ્ન તેં ક્યાં આગળ જોયું હતું વારૂ ?"

પ્રમદાએ જવાબ આપ્યો:—"સેનાપતિને ત્યાં."

ઉર્મિબાલાએ પૂછ્યું:—"ત્યારે શું તું ત્યાં પણ આવજાવ ખરી કે ખરી કે ?"

પ્રમદાએ કહ્યું:—"હા, ઘણી વાર જાઉં છું."

"ત્યાં તેં શું જોયું હતું ?" રાજબાલા ઉર્મિબાલાએ અત્યંત આતુરતાથી પૂછ્યું.

"મેં મારી નજરે કાંઈ પણ જોયું નથી. સ્વપ્નમાં જે જોયું છે, તે પ્રથમથી જ તમને જણાવી દીધું છે. એનાથી વધારે હું કાંઈ પણ જાણતી નથી." પ્રમદાએ નિઃસ્પૃહતાથી ઉત્તર આપ્યો.

ઉર્મિબાલા બોલી:—"સાચેસાચું કહી દે, નહિ તો અહીંને અહીં જ તને દાટી દેવામાં આવશે."

પ્રમદાએ કહ્યું:—"રાજકુમારી ધારે તે બધું કરી શકે તેમ છે. હું સત્ય સિવાય મિથ્યા બોલી જ નથી. સેનાપતિના ઘરના વાયુની એવી વિચિત્ર ગતિ છે કે, રાજકન્યા ત્યાં થોડીવારને માટે પણ ઉભી રહે, તો મારા જેવું ગાન શિખ્યા સિવાય રહે નહિ. રાજબાલા! ત્યાં જાદૂનો નિવાસ છે. માનિનીના મનને મોહિત કરનાર મોહનમંત્ર સદાને માટે તે સ્થળે વિરાજમાન રહ્યા કરે છે.

"વહે છે વાયુ પ્રીતિનો, ઝરે છે સ્નેહનાં ઝરણાં;
અજબ જાદૂ સમાયો છે રસીલા રાજના ઉરમાં;
મધુરા મંત્ર સંભળાતા, પ્રીતિના નાદ બહુ થાતા;
સુધાની ત્યાં વહે ધારા, સકળ માનવ મોહાતાં;
વનિતા નિત્ય હરખાતી, પ્રતિમા પિયૂની પેખી;
વસે છે મોહની મૂર્ત્તિ, શર્માય છે દેવાંગના દેખી.
રતિદેવી થઈ આતુર, નિરંતર ત્યાં જ આવે છે;
અજબ આકાર છે એનો, લલિતાને લોભાવે છે."

રાજદુહિતા! એ માનવમુકુટરૂપ પુરુષના નિરક્ષણાર્થે અનેક આકાંક્ષિણી અબળાઓ સેનાપતિને ત્યાં જવા માટે આતુર રહે છે. ઇંદ્રાણી અને દેવાંગનાઓ પણ એ દેવીઓના દુર્લભ તથા વીરતાના અવતારરૂપ શૂરવીરને જોવા માટે નિરંતર આતુર રહે છે. આપ જો એકવાર પણ તે મોહક મૂર્ત્તિનું અવલોકન કરશો તો આપનો આ સર્વ ગર્વ ગળી જશે. ઉરમાં પ્રકટેલું અભિમાન બળી જશે અને દીનતાનો સ્વીકાર કરવો પડશે. જ્યાં સૂધી એવા રસીલા રાજવીનો આપને

સાક્ષાત્કાર નથી થયો, ત્યાં સૂધી જ આપનું આ અભિમાન આવું સીમાહીન બની ગયું છે, પરંતુ જ્યારે તેના દર્શનની ઝાંખી થશે ત્યારે તે અભિમાનની સીમાઓ સંકીર્ણ થઈ જશે. "

ઉર્મિબાલાના ક્રોધનો અવધિ થયો. વિષધારક સર્પિણીની પેઠે તે છંછેડાઈ ગઇ. તેણે અત્યંત ક્રોધકંપિત સ્વરથી કહ્યું:—" જા પ્રમદા, તું હવે અહીંથી સત્વર દૂર થા. હવે હું તારી સાથે એક અક્ષર પણ બોલવા માગતી નથી. હવેથી તું અહીં કદી પણ આવીશ નહિ. "

પ્રમદાનું કાર્ય પૂરૂં થયું હતું, તેથી તે તરત જ તે સ્થાનનો પરિત્યાગ કરીને ચાલી ગઇ. રાજબાલા ઉર્મિબાલા પોતાના મનમાં જ કહેવા લાગી:–" હાય ! આવી એક વિધવાના હૃદયમાં કામનો આટલી સીમાપર્યન્ત શા કારણથી થયો સંચાર ? તેણે આજે મને કેમ કરી દીધી છે લાચાર ! "

" નિરાશાથી હૃદય મારૂં, ગઈ છે હાય તે બાળી !
હતી જે ભાવના દિલની, દીધી છે હાય તે ટાળી !
સળગતા લાવી અંગારા, હૃદયમાં આજ ભાર્યા છે;
મધુરા મનસુબા મનના અરે તેણે સંહાર્યા છે;
હૃદય ભરથાર મારાને કલંકી આજ કીધો છે !
નીતિને ન્યાયના શિરે અરેરે પાય દીધો છે. "

એ અભિમાની પ્રમદાએ કોઇ પણ જાતનો વિચાર કર્યા વિના બીષણ અપરાધી ઠરાવી ભયંકર પાપને પોતાના શિરપર વ્હોરી લીધું છે. પણ ના–ના–એમાં મારી ભૂલ થાય છે. થોડીવાર પહેલાં જ તે તેના ગુણની પ્રશંસા કરતી હતી. ત્યારે શું મારૂં મન ભ્રમિત થઇ ગયું છે ? હું ભૂલમાં ભમી રહી છું. હાય ! મારાથી તો કાંઇ પણ સમજી શકાતું નથી ! હે દૈવ ! ભાવિના ગર્ભમાં તે શું રહસ્ય છૂપાવ્યું હશે ? "

પષ્ઠ પરિચ્છેદ

# વીરતાનું મૂલ્ય



उद्योगिनं पुरुषसिंहमुपैति लक्ष्मीः
दैवेन देयमिति कापुरुषा वदन्ति।
दैवं निहत्य कुरु पौरुषमात्मशक्त्या
यत्ने कृते यदि न सिध्यति कोऽत्र दोषः॥

* * * *

गुणी गुणं वेत्ति न वेत्ति निर्गुणः
बली बलं न वेत्ति दुर्बलः।
पिको वसन्तस्य गुणं न वायसः
करी च सिंहस्य बलं न मूषिकः॥

सुभाषितम्



વીરોત્સવનો દિવસ સમીપમાં આવી લાગ્યો. આજે કૃષ્ણપક્ષની ચતુર્દશીનો શુભ દિવસ હતો! આવતી પાંચમે વીરોત્સવનો આરંભ થવાનો હતો. શહેરની આસપાસ લાકડાનાં બનાવેલાં સુંદર રંગાલયો તૈયાર કરવામાં આવ્યાં હતાં. ઉત્સવ સંબંધી નિયમાદિ નક્કી કરવા માટે આજે સંધ્યા વીત્યા પછી મહારાજ શૂરસિંહ પોતાના મંત્રણા-ગૃહમાં આવ્યો હતો. હજારો દીપકોના કિરણોથી પ્રકાશિત થયેલા વિશાળ ઓરડામાં પારિષદથી વિંટળાયલો સિંહાસનારુઢ રાજા, લતા અને ગુલ્મથી આચ્છાદિત થયેલા સરોવરમાંની શશધર સાથે સંભાષણ કરતી કુમુદિની સમાન શોભી રહ્યો હતો. મંત્રી, સેનાપતિ, જયન્તકુમાર

આદિ મુખ્ય મુખ્ય કર્મચારીઓ રાજાની બન્ને બાજૂએ બેઠા હતા. પરંતુ પ્રસાદ તે સ્થળે હાજર નહોતો. રાજાએ કહ્યું કે;—"વીરજનો! રાજપૂતાનાના સમગ્ર યોદ્ધા અને રાજન્યવર્ગ નિમંત્રિત થઇને આવતી પંચમીના ઉત્સવમાં હાજર થશે. મેં સાંભળ્યું છે કે, ઉદયપૂરના પવિત્ર મહારાણા પણ સાથેજ પધારશે. આપણા રાજ્યની સીમાથી આરંભીને તેમને યથાયોગ્ય યત્ન તથા ખાત્રીપૂર્વક સત્કાર કરીને અહીં આણવા, એ આપણું મુખ્ય કર્ત્તવ્ય છે. સેનાપતિ! તમે રાજ્યની પૂર્વ સીમામાં રહીને આવનાર યોદ્ધાઓનો સત્કાર કરવા માટે હાજર રહેજો. મંત્રિ! તમે દક્ષિણ દિશામાં રહેજો. અને જયન્તકુમાર! તમે ઉત્તર વિભાગમાં જવા માટે હમણાં જ તત્પર થાઓ. હાલમાં સમ્બર સરોવરનાં કિનારા-પર નૂરહારના યુવરાજ વસે છે અને તેઓ આપણી વાટ જોતાજ ઉભા છે. જયન્ત તમે તેમનો સત્કાર કરીને સત્વર રાજધાનીમાં લઈ આવો."

જયન્તે ઘણા જ માનની સાથે કહ્યું:—"મહારાજ, અમે સાંભળ્યું છે કે, નૂરહારના યુવરાજનું ઘણા દિવસ થયાં મૃત્યું થયું છે. તો પછી અમે કોનો સત્કાર કરી અહીં લઈ આવીએ?" આપ કયા યુવરાજનો સત્કાર કરીને અહીં લાવવાની આજ્ઞા કરો છો, કૃપાનિધાન?"

રાજાએ ઉત્તર આપ્યો:—"જયન્તકુમાર! સ્વર્ગીય વીરેન્દ્ર કેશરીના સંબંધમાં હું તમને આ આજ્ઞા આપતો નથી. પરંતુ રાજા અનંતરાયના પુત્રની વાર્ત્તા કહી રહ્યો છું."

જયન્તકુમારે વળી નવો વાંધો ઉઠાવી કહ્યું:—"રાજન્! લોકોમાં એક એવી વાયકા ચાલે છે કે, નૂરહારના હમણાંના અધિપતિ અનંત-રાયે પોતાના ભત્રીજાનું ખૂન કરી સિંહાસન પ્રાપ્ત કર્યું છે. જો ખરેખર તેમજ હોય તો, તેવા પાપિષ્ટને સન્માન આપવાની શી જરૂર છે વારૂ? એક અધર્માચરણી પાપાત્માનો સત્કાર કરી તેને આપણા ઉત્સવમાં આણવાનું શું પ્રયોજન છે, રાજન્?"

રાજાએ કહ્યું:—"લોકવાયકાપર દરેક વખતે વિશ્વાસ રાખવો ઉચિત નથી. કારણ કે, એમાં સત્યતાનો સંપૂર્ણ નિવાસ હોતો નથી. મેં સાંભળ્યુ છે કે, રાત્રે લૂટારાઓના હાથથી ઘેરાઇને વીરેન્દ્ર કેશરીનો પુત્ર મરણ પામ્યો છે. પણ એમાં કઈ વાર્ત્તા સત્ય છે, તેતો ભગવાન જાણે. આપણાથી કાંઈ પણ નિશ્ચિત કહી શકાતું નથી. એક લોકવાયકા અનંતરાયના પક્ષમાં લાભ કરે તેવી છે અને બીજી કથા તેના હક્કમાં ભયંકર હાનિ કરે તેવી છે. પણ હવે આમાં સત્ય શું છે, એ ભૂત-ભાવન ભવાનિપતિ સિવાય બીજા કોઇથી પણ જાણી શકાય તેમ નથી. કુમાર! કહો, હવે આમાં આપણે કયી વાર્તાને સત્ય અથવા અસત્ય માનવી જોઇએ વારૂ?"

જયન્યકુમારે કહ્યું:—"બંન્ને વાર્ત્તાઓ સમાન છે. રાજ્યનો યુવરાજ પ્રહરીઓથી રક્ષાયલા પોતાના મહેલમાં લૂટારા દ્વારા પ્રાણ ગુમાવી શકે, તો તે ઘટના, રાજ્યના રક્ષકરૂપ અનંતરાયથી અજાણી રહી જાય, એ વાર્ત્તાને કોઇનાથી પણ સહજમાં ન માની શકાય તે ન જ માની શકાય. હું એવી અત્યંત શંકાશીલ વાર્ત્તાપર કદાપિ વિશ્વાસ-મૂકી શકું જ નહિ. જો અનંતરાય આટલો બધો પાપિષ્ટ અને વિશ્વાસ ઘાતક છે, તેના પુત્રને આદર અને સન્માન દર્શાવી પાપને પ્રશ્રય આપવાની મારી લેશ માત્ર પણ ઇચ્છા નથી. બીજું ગમે તેવું કઠિન કાર્ય કરવાને હું તૈયાર છું, પરંતુ આવું પાપમય કાર્ય કરવાની મારામાં જરાપણ શક્તિ જ નથી.

" કહો તો શત્રુઓનાં શીશપર હું આગ વર્ષાવું;
ચરણના એક આઘાતે ધરાને ખૂબ ડોલાવું.
અનંતાકાશને પળ માત્રમાં પૃથ્વીપરે લાવું;
અને પાતાળને ઉંચકીને ગગનમાં રાખી ઝુલાવું.

વિદારૂં પર્વતોને મુષ્ટિથી, એ શક્તિનું દળ છે;
પરંતુ પાપ કરવાનું ન મારા બાહુમાં બળ છે. ”

રાજન્ ! આ પાપને આશ્રય આપવાનું મારાથી બની શકશે નહિ. માટે કૃપા કરી બીજા કોઇને એ કાર્યનો ભાર સુપ્રત કરી મને અન્ય કોઇ વીરનરના સત્કાર માટે નિયુક્ત કરો. ”

રાજાએ કહ્યું:—તમે ભૂલ કરો છો જયન્તકુમાર ! પાપ પુણ્યનો વિચાર કરી નિમંત્રણ કરવાથી શાસન અથવા રાજત્વ ચાલી શકતું નથી. રાજપૂતાના રાજન્ય વર્ગને જ્યારે નિમંત્રણ કરવામાં આવ્યું છે, ત્યારે અનંતરાયને છોડી દેવાથી એક પ્રબળ પરાક્રમ શાળી રાજાને બળવાન શત્રુ કરવો પડશે અને તેના યોગે પરિણામ પણ કાંઇક ભયંકર આવશે. વળી જ્યારે આમંત્રણ કરવામાં આવ્યું છે, ત્યારે અનંતરાય પાપી હોય અથવા પુણ્યાત્મા હોય, તથાપિ તે આપણા આદર અને સન્માનને પાત્ર છે. તે સિવાય વળી બીજી એક વાર્તા છે. તે વાર્તા એ છે કે, તેને માત્ર એક બે જણા જ સમજી શકશે. પરંતુ ઘણા ખરા તેને સમજી શકશે નહિ. એ વાર્તાનું રહસ્ય અતિ ગહન તેમ જ ભયંકર છે. ”

જયન્તકુમારે પૂછ્યું:—“ તે શી વાર્તા છે. મહારાજા ધિરાજ ?”

રાજાએ જવાબમાં વિસ્તાર પૂર્વક જણાવ્યું કે;—“ સાંભળ્યું છે કે, નૂરહારનો યુવરાજ શિરોહી જાય છે. ક્રૂર અનંતરાય ક્યા ગુપ્ત હેતુની સાધના માટે પોતાના પુત્રને શિરોહી મોકલે છે. તે તો હું જાણતો નથી. તેમ છતાં પણ એટલું તો નિશ્ચિત જાણજો કે, તેનો તે હેતુ આપણા માટે હિતકર નથી. વીરેન્દ્રકેશરી મારા મિત્ર હતા, પરંતુ અનંતરાય શિરોહીનો મિત્ર છે. જો નિષધ અને શિરોહી બન્ને એકત્ર થઇને અજમેરપર ચઢી આવશે તો તેથી આપણું ભલું નથી કે તેના

એકત્રિત બળને આપણે કોઇપણ રીતે અટકાવી શકીએ. જો તેના પુત્રને સન્માન આપી અનંતરાયને સંતુષ્ઠ કરી શકીશું, તો તેથી રાજ્યનું કલ્યાણ થશે નહિ. નહિ તો-- શું થશે તે કોનાથી કહી શકાય તેમ છે ?"

જયન્તકુમારે કહ્યું:—"મહારાજ, હું આપની બધી વાર્ત્તાને બરાબર સમજી શકતો નથી, તો મારા તે અવિનયની મને ક્ષમા કરશો. જો શિરોહીની સાથે સંધિ સ્થાપન કરી અજમેરપર આક્રમણ કરવાનો અનંતરાયનો ઉદ્દેશ હોય, તો તેનો પુત્ર સમ્બલ સરોવરના કિનારા પર નિરર્થક કાળક્ષેપ શામાટે કરે વારૂ ? મારાથી તો કાંઇ પણ સમજી શકાતું નથી."

રાજાએ કહ્યું:—"મેં સાંભળ્યું છે કે, તેનું શરીર અત્યંત દુર્બળ થઇ ગયું છે અને રસ્તાના શ્રમથી થાકીને તે હમણાં સમ્બલના કિનારાપર વિશ્રામ કરી રહ્યો છે. અથવા તો શિરોહી એ પોતાના ધ્યાનનું મુખ સ્થળ છે એમ જગતને જણાવવાના ઉદ્દેશથી તે ત્યાં રોકાઇ રહ્યો છે."

જયન્તકુમારે કહ્યું:—"મહારાજની આજ્ઞાને શિરોમાન્ય રાખું છું. પણ એક પ્રશ્ન પૂછવાની મને જિજ્ઞાસા ઉત્પન્ન થઇ છે તે જો આપની આજ્ઞા હોય તો જણાવું? પ્રસાદના શિરપર આપે કયા કાર્યનો ભાર નિર્ભર કર્યો છે વારૂ ?"

રાજાએ કહ્યું:—"આમંત્રિત વ્યક્તિઓના સત્કારના કાર્યમાટે પ્રસાદને નિયુક્ત કરી શકીશ નહિ. પ્રસાદ વીર શ્રેષ્ઠ હોવા છતાં પણ તેનું કુળ અજ્ઞાત છે. તેને મોકલવાથી રાજન્યવર્ગ પોતાને અપમાનિત કરવાનો સવાલ ઉઠાવશે." જયન્તકુમાર ચાલ્યો ગયો અને થોડીવાર પછી સભા પણ વિસર્જન થઇ."



સપ્તમ પરિચ્છેદ

## પ્રણયની પીડા

"જલ્વા જો ઉસ્ને દીખાયા મેરા જી જાનતા હયે;
ફીર ખુદાઇ નઝર આયા મેરા જી જાનતા હયે.
ઉઠ ગઈ મેરી ઝંબાસે દો જહાંકી લજ્જત;
જો મજાહ ઇસ્કમેં પાયા મેરાજી જાનતા હયે;
મંએ ખતાવાર હું ખત કયસા લીખોગે સાહેબ;
જયસા લોગોને સીખાયા મેરા જી જાનતા હયે;
કૌન કહેતા હયે તેરે ઇસ્કમેં અન્જાન રહા;
જીતેજી તને જલાયા મેરા જી જાનતા હયે.

જફર.

---

જ્યારે પ્રમદા ગાઇને ચાલી ગઈ, ત્યારે સંધ્યા થવા આવી હતી. પરંતુ પૂર્ણ અંધકારની ગોદમાં હજી સુધી પૃથ્વી દેવી છૂપાઇ ગઇ નહોતી. નીલા, પ્રમદાના ગાનથી સંતુષ્ટ થઇ હતી નીલા સમજી ગઈ હતી કે, જે ઇંધનને તેણે એકઠાં કર્યા હતાં, તેમાં પ્રમદાએ આગ સળગાવી દીધી છે. અનળમાં આહુતિ આપવાના ઉદ્દેશથી નીલા બોલીઃ— "પેલી છોકરીની હિમ્મત તો જો શ્વેતા? આવી મ્હોંએ ચઢી છોકરી મેં મારી જીંદગીમાં કદી પણ જોઇ જ નહોતી. ગાયનો શિખી રાખવામાં તેણે ઘણીજ ચાલાકી રાખી હોય તેમ જણાય છે. પણ મને અજાયબી માત્ર એજ થાય છે કે, રાજકુમારી—અજમેરાધિપતિની કન્યા ઉર્મિબાલા સમક્ષ આવાં શુષ્ક અને બીભત્સ ગાયનો ગાતાં તેને જરા પણ શર્મ નહિ આવી હોય? એક રાંકની છોકરી રાજાની તુલના કરવા બેસી

જાય, એના જેવી સ્પર્ધા પણ કંઈ કહી શકાય, સેનાપતિના ઘરની વાત કરવામાં તો તેણે નફ્ટાઇની હદજ કરી બતાવી છે. પણ હશે, આપણે શું? એવી ઉછાંછળી છોકરીને આપણે શું કરી શકીએ. હા, રાજબાલા ધારે તો તેને ગમે તેવી સજા કરાવી શકે તેમ છે. પણ તેનામાં તો તેવું પાણીજ ક્યાં છે? જો તેનો જરાય ભય હોય તો એક એ બદામની ગુલાગડી જેવી છોકરી આવા અપમાનના શબ્દો બોલવાનું સાહસ પણ કરી શકે ખરી કે?"

રાજનંદિની પાસે જ ઉભી હતી, તેના કાને **નીલા**ની ઉપર્યુક્ત વાર્ત્તા સ્પષ્ટ રીતે સંભળાઈ. તેના કાને વાત નાખવાના ઉદ્દેશથી જ **નીલા**એ એ વાત કહી હતી, પરંતુ એ સાધારણ વાર્ત્તાના યોગે ઉર્મિબાલાના હૃદયમાં એક પ્રકારનો ભયંકર ભાવાંતર થશે એની **નીલા**ની બાલિકાબુદ્ધિમાં કલ્પના પણ ન આવી. તેણે પરિણામનો લેશ-માત્ર પણ વિચાર ન કરતાં, જે મનમાં આવ્યું તે કહી નાંખ્યું. અગ્નિમાં આહુતિ આપવા માટે જ તેણે એ વાર્તા કરી હતી. પરંતુ હવે તેને સમજાયું કે એ આહુતિ સામાન્ય નહિ પણ અતિ ભીષણ છે અને તેના યોગે **રાજબાલા**ના વિચારો જ નહિ પણ સમસ્ત હૃદય સળગીને દગ્ધીભૂત થઇ જાય તેમ છે. રાજદૂહિતાના હૃદયપર અનંત સંકટોના પહાડો તૂટી પડયા છે.'

**નીલા**ની વાર્ત્તાને બરાબર સાંભળવા માટે ઉર્મિબાલા વ્યાઘ્રીની પેઠે પાછી ફરી ઉભી રહી; તેણે અત્યંત ત્વરાપૂર્વક પૂછ્યું:–" **નીલા!** તું તારી વાર્ત્તાને શા માટે છૂપાવી રાખે છે? આરંભેલી વાતને અર્ધેથીજ શા માટે પડતી મૂકે છે? તારે જે કાંઇ કહેવું હોય તે વિના સંકોચે કહી નાખ."

**નીલા**એ કહ્યું:—" હું બીજું કાંઈ પણ કહેવા માગતી નથી. પ્રથમ શ્વેતા જે કાંઈ કહેતી હતી, તેનું પુનરાવર્તન કરવાની જ મારી

ઇચ્છા હતી. પણ હવે એ ઇચ્છાનો પણ અંત આવી ગયો છે."

ત્યાર પછી ઉર્મિબાલા શ્વેતાનો અંબોડો ઝાલી તેને પોતાની પાસે ઘસડી લાવી અને ક્રોધથી રૂંધાયલા સ્વરથી પૂછવા લાગી:—"કેમ શ્વેતા? તું નીલાને શી વાર્તા કહેવા માગતી હતી વારૂ?"

ઉર્મિબાલાની ઉગ્રમૂર્ત્તિ જોઇને શ્વેતા તથા નીલા ઉભય ભયભીત થઇ. આવી રુદ્રમૂર્ત્તિ તેમણે આ પહેલાં કદી પણ જોઈ નહોતી. શ્વેતાએ કંપતા હૃદયથી કહ્યું:—"રાજબાલા, હું સાચું ખોટું કાંઈ પણ જાણતી નથી. મેં તો માત્ર સાંભળ્યું જ છે. મારા કાનનો દોષ છે. સત્ય કે અસત્યને જાણવાની આપની આ દીન સેવિકામાં કશી પણ શક્તિ જ નથી, રાજતનયા?"

ઉર્મિબાલાએ પૂછ્યું:—"કેમ, તેં શું સાંભળ્યું હતું વારૂ? જે કાંઇ સાંભળ્યું હોય તે જલ્દી કહી દે."

આ સાંભળીને શ્વેતા રડી પડી. ઉર્મિબાલાએ તેનો અંબોડો છોડી દીધો અને ત્યાર પછી તે એકદમ ઉદ્યાનમાં જઇને આમતેમ ફરવા મંડી. આ વખતે નીલા પોતાના મનમાં જ વિચારી રહી હતી કે;—"મેં જે કાર્ય આરંભ્યું છે, તેમાં મારાથી ભયંકર અન્યાય થઈ ગયો છે. પણ હવે શું કરવું? કુમારી પણ અત્યારે જે કાર્ય કરવાને તૈયાર થઇ છે તે કાર્ય શું ન્યાયસંગત છે? સારૂં પરિણામ લાવનારૂં છે? જેને કોઈ જાણતું નથી, ઓળખતું નથી, તેને પોતાના માતા પિતાને જણાવ્યા સિવાય આટલો બધો ચહાવો એ શું એક કુમારી રાજકન્યાને માટે કાંઇ પણ પ્રકારે ઉચિત ગણાય ખરૂં કે? રાજકન્યા! આમ કરવામાં ભૂલ કરે છે. જ્યારે તે તેને દુષ્પ્રાપ્ય છે, મળી શકે તેમ નથી, ત્યારે તેને દીવાનાની પેઠે શા માટે ચાહે છે? જો તું તેને ચહાતી હો, તો થોડો ઘણો ચહા, સમય પ્રમાણે, જરૂર પ્રમાણે એક

જણને છોડીને બીજા એક જણને ચહાવાનું કબૂલ કર. પણ તારા એક પ્રેમિકને એકદમ નિરાશાની નદીમાં નાખીને બીજાને ચહાવાનું પસંદ ન કર. કારણ કે, પરિણામે એ અતિ હાનિકારક છે. તારા પ્રેમના પ્રબળ પ્રવાહને આટલેથી જ અટકાવી દે. આવો ઉત્કટ અનુરાગ એકદમ ન છલકાવ. એ રીત ખરા પ્રેમની નથી. એક પ્રેમિકના હૃદયપર કોઈ પણ પ્રકારનો વિચાર કર્યા વિના કઠોર આઘાત કરવો, એમાં તારા જેવી રાજબાલાનું કશું પણ ભૂષણ નથી. કાર્ય કરતાં પહેલાં તેના ફળનો વિચાર કરવાની ખાસ જરૂર છે, સાહસ કરવાનું નથી. સાહસથી આવા કાર્યો સંપૂર્ણ થતાં નથી. સદા અપૂર્ણ જ રહે છે. વળી

" હૃદય રાણી ગણીને જે પ્રતિમા તારી પૂજે છે;
સબળ યોદ્ધા તણાં ગાત્રો સદા જેનાથી ધ્રુજે છે.
દશાનન સમ મહા વીરો ચરણમાં શીશ નમાવે છે;
અસિ જેની વીરોનાં રક્તની ધારા વહાવે છે.
પ્રણય તેનો દઇ ત્યાગી, બીજાની થઇ અનુરાગી;
રહેવું એ નહિ છે ન્યાય, કે રીતિ પ્રણયની તે. "

આ સમયે ઉર્મિબાલાએ બોલાવી " નીલા! એ નીલા ! " એ સાંભળી **નીલા** તેની પાસે આવી રાજનંદિનીએ કહ્યું:—" જા, અશ્વપાળને અશ્વ તૈયાર કરવાની આજ્ઞા આપ. મને હમણાં બહાર ફરવા જવાની ઇચ્છા થઇ આવી છે. તારે પણ મારી સાથે જ આવવાનું છે. "

જ્યોત્સ્નાથી પ્રફુલ્લિત થયેલી રજનીમાં રાજકુમારી અશ્વપર સ્વાર થઇને શહેરનું ભ્રમણ કરવા લાગી. માતાના અપૂર્વ પ્રેમના યોગે કન્યાની ઇચ્છા વિરુદ્ધ કોઇ પણ વ્યક્તિ કદાપિ કાંઈ પણ બોલવાનું સહસ કરી શકતી નહોતા. તેથી તેની સ્વતંત્રતાને સંપૂર્ણ રીતે ઉત્તેજન

મળતું હતું અને તે પોતાની ઇચ્છામાં આવે તેમ સ્વાધીનતાથી વિચારી શકતી હતી. તેની સ્વાધીનતાનો ભંગ કરવાનું સમસ્ત રાજ્યના કોઇ પણ મનુષ્યથી સાહસ થઈ શકતું નહોતું.

**નીલા**ને એકવાર એવો સંકલ્પ થઇ આવ્યો કે રાજકુમારીને રાત્રિસમયે ફરવા જતી અટકાવું. આવો સંકલ્પ થતાંની સાથે જ તેણે રાજબાલાને ઉદ્દેશીને કહ્યું:—"રાજબાલા! આવી અંધારી રાત્રે આપણે જ્યાંત્યાં રખડયા કરીએ. એ ઉચિત ગણાય ખરૂં કે?"

**નીલા**નાં આ વચનો સાંભળી ઉર્મિબાલાએ ભ્રકુટી ચઢાવી કંપિત સ્વરથી કહ્યું:—" તારે મારા વિચારમાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય કરવો નહિ. હું જે કાંઇક કરતી હઇશ, તે વગર વિચાર્યું નહિ જ કરતી હોઉં. હવેથી તું મારા કાર્યમાં કદાપિ હસ્તાક્ષેપ કરીશ નહિ તારા ડહાપણને તારી પાસે જ રાખી મૂકજે."

**નીલા**એ રાજરાણીને આ વાર્તા જણાવવાનો વિચાર કર્યો. પણ પાછો વિચાર કર્યો કે;—" ના, કાંઇ જરૂર નથી. આજે તેનું મસ્તક ભમી ગયું છે, માટે થોડીવાર ફરવા દેવાની જરૂર છે." આ પ્રમાણે વિચાર કર્યા પછી **નીલા** કાંઇપણ બોલ્યા વિના તેની સાથે જવામાટે તૈયાર થઈ ગઇ.

આજે કૃષ્ણા ચતુર્દશીનો દિવસ હતો. ગાઢ અંધકારથી પૃથ્વી છવાઇગઇ હતી. જેવી રીતે ઉર્મિબાલાના અભિમાનને આધીન થયેલા સર્વ ગુણો અભિમાન આડા છૂપાઇ રહ્યા હતા, તેવી જ રીતે વૃક્ષ, પત્ર, ફલફૂલ આદિ સર્વ સંકુચિત થઇને અંધકારમાં જઇ ઉભાં હતાં મણિ મુક્તાજડિત નીલ સરોવર ઉર્મિબાલાના મણિમુક્તાખચિત નીલ ઓઢણાણી પેઠે, હૃદયના આંદોલનથી સહજ કંપી રહ્યું હતું. ડોલી

રહ્યું હતું. ક્ષીણ વિકસિત ઉર્મિબાલાના અંધકારથી ઢંકાયલા હૃદયની પેઠે, ક્ષીણ તારાઓના પ્રકાશથી પ્રકાશિત થયેલી પૃથિવી પોતાના શરીર સહિત ડૂબી ગઈ હતી. તેના હૃદયના નિરાશાવાળા કોમળ અસ્પષ્ટ ઝંકારની પેઠે પૃથ્વીનો કોલાહલ નૈશ ગગનમાં ઉદ્દ્ભવીને તામસીરાણીના તાડનથી કંપાયમાન થઇ ડૂબી ગયો હતો, અસ્તપ્રાય થયો હતો.

પ્રકૃતિ સ્તબ્ધ હતી. ઉદ્યાનમાં પ્રકાશ નહોતો, ચારે કોર અંધકારને અંધકારજ જોવામાં આવતો હતો. ફળ-ફુલ, વૃક્ષ કે માનવ આદિ કોઇ પણ પદાર્થને ઓળખી શકાતો નહોતો. શ્વેતા ભૂમિપર પહેલાંની માફક જ બેસી રહી હતી. ઉર્મિબાલા તે અંધકારમાં ગભરાટથી પગલાં ભરતી આમ તેમ ભટકી રહી હતી. શીતળતા પણ પુષ્કળ હતી. પત્ર-પુષ્પ, જીવજન્તુ આદિ સર્વ શીતળતાથી દુઃખી થઇ ગયાં હતાં. પરંતુ ઉર્મિબાળાને લેશ માત્ર પણ શીતળતા લાગતી નહોતી. તેના હૃદયમાં દારૂણ અનલ પ્રદીપ્ત થયો હતો અને એના યોગે એનું આખું શરીર ઉષ્ણ બની ગયું હતું.

નીલા અશ્વ લઈ આવી, એટલે ઉર્મિબાલા અશ્વપર સ્વાર થઈ અશ્વની પીઠપર ચાબૂક લગાવી ત્યાંથી રવાના થઇ. અંધકારનો ભેદ કરીને અશ્વ વેગપૂર્વક દોડયો, નીલા પણ તેની પાછળ દોડી નીકળી. એકદમ રાજઉદ્યાનને ઓળંગીને તેઓ પ્રકાશિત રાજમાર્ગપર આવી પહોંચી.

અમે પ્રથમ જ જણાવી ગયા છીએ કે, નગરના ઉત્તર વિભાગમાં રાજમહાલય આવેલો હતો. પાસેના રાજમાર્ગપર સંધ્યા થયા પછી મનુષ્યોનો સમુદાય વધુ પ્રમાણમાં જોવામાં આવતો નહોતો. કયારેક ક્યારેક એકાદ પ્રહરી, કયારેક બે ચાર પથિક અથવા રાજકર્મ ચારીઓ દૃષ્ટિગોચર થતા હતા. નજીકમાં કોઇના ઘરબાર આદિ કાંઇપણ નહોતું. વિશાળ રાજમાર્ગ દીપમાળાથી સુશોભિત થઇ રહ્યો હતો. ત્યાં આવીને રાજનંદિનીને એક ગુંચવણમાં સપડાઇ જવું પડયું. તેના કાર્યમાં વિચિત્ર બાધા ઉપસ્થિત થઇ.

વિઘ્ન કરનાર સેનાપતિ પુત્ર જયન્તકુમાર હતો. તેણે રાજમહાલયમાંથી નીકળીને રાજમાર્ગપર આવતાંની સાથે જ ઝાંખા દીવાના તેજમાં જોયું કે, બે અબળાઓ અશ્વ દોડાવતી વેગ પૂર્વક આવી રહી છે. અશ્વને પોતા નજીકમાં આવતાંની સાથે જ તે રાજકુમારીને ઓળખી ગયો અને રસ્તો રોકી જરા ઊંચા અવાજથી બોલ્યોઃ—"ક્ષમા કરજો, કર્ત્તવ્યના નિયમથી બંધાઇને તમોને અહીં અટકાવવાની અગત્ય પડી છે." ઉર્મિબાલાએ અશ્વ થોભાવી ઉશ્કેરાયલા સ્વરથી પૂછ્યુંઃ–"તમારૂં કર્ત્તવ્ય શું છે, કુમાર?"

તે સ્વર સાંભળીને જયન્તકુમાર ચમકી ગયો. તેણે વિચાર્યું કે, માર્ગ રોકવાથી રાજકુમારી ઘણી જ ગુસ્સે થઇ ગઈ છે. ધીરે ધીરે જયન્તકુમારે ઉત્તર આપ્યોઃ—"રાત્રિના સમયે રાજમાર્ગમાં ઉતાવળથી અશ્વ દોડાવવાથી કોઇપણ પ્રકારની વિષમ આપદ આવવાની સંભાવના રહે છેઃ અને એજ કારણથી તમોને તમારા અશ્વની ચાલ કમતી કરવાનું સૂચવન આપ્યું છે; એ વિના બીજું કાંઇ પણ નથી, રાજબાલા!"

રાજકુમારીએ ઉત્તર આપ્યોઃ—"જેઓ કાપુરુષ હોય છે, અશ્વને સંયમમાં રાખવાને અશક્ત હોય છે, તેઓ જ વેગપૂર્વક અશ્વ દોડાવતાં ડરી જાય છે; પણ વીરજનો તો તેમાં જ સાચી વીરતા માને છે."

રાજબાલાનાં આવાં તીવ્રતમ વચનો સાંભળીને જયન્તકુમાર અત્યંત કોપિત થઇ ગયો. તેના મુખપર એક પ્રકારની લાલાશ છવાઇ ગઈ. તે સહજ કંપતા સ્વરથી બોલ્યો કે;—"જેઓ આત્મસંયમમાં અશક્ત હોય છે તેઓ અશ્વને કદાપિ કાબૂમાં રાખી શકવાને સશક્ત થઇ શક્તા જ નથી. હજારો અશ્વને કાબૂમાં રાખવા સહેલા છે, પણ એક આત્માને વશ રાખવો એ બહુજ મુસ્કેલ છે. જગત્માં જેણે પોતાના આત્માપર વિજય મેળવ્યો છે, તેણે સમસ્ત બ્રહ્માંડ જીત્યું છે,

એવી જે કહેવત કહેવામાં આવે છે, તે સર્વથા સત્ય જ છે. રાજબાલા ! વિશ્વમાં વિજયી થવાનું પ્રધાન સાધન આત્મનિગ્રહ, જિતેન્દ્રિય અને સહનશીલતા જ છે. અશ્વને તો એક સામાન્ય મનુષ્ય પણ વશમાં રાખી શકે છે, પરંતુ આત્માપર વિજય મેળવનાર પુરુષો તો વસુધામાંથી વિરલ જ મળી આવે છે. એક સાધારણ શક્તિધારક અશ્વને સંયમમાં રાખવાની વિદ્યા પ્રાપ્ત થવાથી આટલું બધું અભિમાન કરવાની કાંઈ પણ જરૂર નથી. એથી જગત્ તમને જરાપણ માન આપવાનું નથી. પણ હા. જો આત્મવિજયી થશો તો સમસ્ત વિશ્વંભરા તમારા ચરણોમાં આવી મસ્તક નમાવશે. ”

આ સમયે પ્રજવળેલા ભીષણ અનલમાં વાયુનો સંયોગ થયો. ક્રોધથી રુદ્ધ થયેલા કંપથી ઉર્મિબાલાએ ઉત્તર આપ્યો:—“ જયન્તકુમાર ! હું ધારૂં છું કે, સંયમધર્મના ખરેખરા શિક્ષણદાતા તમે જ છો. તમે બીયાવરના યુદ્ધક્ષેત્રમાં તલ્વારને મ્યાનમાં છૂપાવી રાખી સયમ વ્રતની પરાકાષ્ટા બતાવી છે. પરંતુ આજે ઘેર આવીને રમણી સમાજમાં તે વ્રતનું પાલન કરવામાં તમે સપૂર્ણ ઉદાસીન બની ગયા છો. આત્મવિસ્મૃત ન થાઓ, જયન્તકુમાર તમારો આત્મસંયમ પથિકનું લક્ષ્ય સ્થળ થઇને ઉભો છે. સત્યસંયમ મુખદ્વારા પ્રકટ થતો નથી, પણ કાર્ય દ્વારાજ સિદ્ધ થાય છે. તમારા આ ઉપદેશને તમારા હૃદયની ઊંડી ગુહામાં જ છૂપાવી રાખો, નહિ તો કોઇ ગાંડા ગણી કાઢશે. ઉપદેશ આપનાર વ્યક્તિએ પાત્રનો સંપૂર્ણ ખ્યાલ કરવો જોઇએ. ઇચ્છામાં આવે તેમ ઉપદેશ આપી દેવાથી પરિણામ સદા વિપરીત જ આવે છે. ”

આ તીવ્ર વ્યંગાત્મક શબ્દોથી જયન્તકુમારનું કાળજું છેદાઇ ગયું, રાજબાલાના તે અતિકઠિન શબ્દો તેને માટે અત્યંત અસહ્ય થઇ પડ્યા.

તેણે રસ્તા વચ્ચેથી પોતાના અશ્વને હઠાવી લીધો અને ઉર્મિબાલાનો માર્ગ મોકળો કરી આપ્યો. તેને ત્યાં જ પડતો મૂકીને ઉર્મિબાલાએ પોતાનો અશ્વ દોડાવ્યો, પરંતુ ક્ષણવારમાં તે પાછી ફરી આવીને જયન્તકુમારની બાજુમાં જ ઉભી રહી. જયન્ત વિસ્મિત નયનથી તેના મુખ તરફ જોઇ રહ્યો. રાજનંદિનીએ બહુ જ ધીમેથી કહ્યું:—" જયન્ત ! ભાઇ ! મેં મારા મનના આવેગમાં જ તમને ઘણા સખત શબ્દો કહી દીધા છે, તો તેની માફી આપશો, મારા અપરાધની ક્ષમા આપશો. તમારા હૃદયને વ્યથા કરવાથી મારૂં હૃદય પણ વ્યથિત થયું છે. ઇશ્વર તમારૂં કલ્યાણ કરો અને હવે પછી મને આવા વિષમ શબ્દો બોલતી અટકાવો. યુવાનીના તોરમાંને તોરમાં જ હું જે બકવાદ કરી ગઇ છું તે ઘણો જ ભયંકર અને અક્ષમ્ય છે. છતાં ઉદારતા દર્શાવી તેની ક્ષમા આપવી એ તમારો ધર્મ છે. રાજપૂત વીર છો, માટે મને આશા છે કે તેમે મનેઅવસ્ય ક્ષમા આપશો જ."

જયન્તકુમારનું વીરહૃદય કંપિ ઊઠયું. ગભરાટથી તેનો કંઠ રૂંધાઇ ગયો. મુખમાંથી એક શબ્દ પણ નીકળી શકયો નહિ. કેવળ તે લોકલલામભૂતા અથવા તો જન સમુદાયના ભૂષણરૂપ પ્રતિમા તરફ આતુર નયને અને એકી ટસે તે જોઇ રહ્યો, માર્ગની બાજૂપરના દીવાઓનો સમૂહ પણ જાણે કંટકિત હૃદયથી ઉર્મિબાલાના મુખ તરફ જોઇ રહ્યો. તે અસંખ્ય દીપાવલિની વિભા—પ્રકાશને મલિન કરી તે તામસી અંધકારમયી રજનીને પ્રકાશિત કરીને, જ્યારે ઉર્મિબાલા રાજરાજેશ્વરી મૂર્ત્તિથી જયન્તની સમક્ષ ઉભી રહી, ત્યારે જયન્તે પોતાના મનમાં જ વિચાર્યું કે;—" અહા ! કેવું સુંદર રૂપ છે. આવું અલૌકિકરૂપ મેદિનીના કોઇ પણ વિભાગમાંથી મળી શકે તેમ નથી. જો કયાંય પણ દેવલોકનુ અસ્તિત્વ હોય તો, ત્યાંના સૌંદર્યનું તે જ આવું અલૌકિક, અસામાન્ય

અને સુંદર હશે કેમ, એની કલ્પના પણ કરી શકાતી નથી. શું હું આ રૂપના સાગરમાં ડૂબી મરૂં તેમ નથી ? સંસાર, પૃથિવી તણાઇ જાઓ, ધર્મ ભસ્મીભૂત થાઓ, માન—ગૌરવ રસાતળમાં જાઓ અને આ ક્ષુદ્ર કાયાનું પતન થાઓ ! બસ ગમે તેમ થશે, તો પણ હું આ અગ્નિના ઢગલાને વક્ષપર ધારણ કરીને જીંદગી સુધી રૂપની ઉપાસના કરતો રહીશ. સૌંદર્યનો ઉપાસક બની તેની સાધના પણ કરતો રહીશ."

" સકલ આલમ ફના થાયે, નહિ પરવાહ છે તેની;
જહાંનાલોક કરે નિંદા, નહિ પરવાહ છે તેની.
જીવનનો સાર જાયે ને બધૂં લૂંટાય છો મારૂં;
તૂટે પહાડ પીડાના ને જીવનમાં થાય અંધારૂં.
હૃદયનું રાજ બળી જઇને ભલેને ખાખ થઇ જાતું;
અનુપમ માન ગૌરવ, રસાતળમાં ભલે જાતું.
અસિનું તે જ જે મારૂં, સદા ઝાંખું ભલે થાતું;
પ્રિયાના પ્રેમને કાજે, નહિ પરવાર છે તેની. "

કોઇપણ પ્રકારનો ઉત્તર ન મળવાથી ઉર્મિબાલા ફરીવાર બોલી: " કુમાર, ભગિની જાણીને મને ક્ષમા કરો. હું હજી સુધી મારી રસનાને વશ કરતાં શીખી નથી. હું દરેક વખતે મારા મનની વાર્તાને બરાબર જણાવી શકતી નથી. આજે મેં તમને જે વાર્તા કહેવાનો સંકલ્પ પણ કર્યો નહોતો, તે વાર્તા કહી દીધી છે. ભાઇ ! મારા તે અપરાધની ક્ષમા કરશો કે ? ભગિનીના અપરાધની ક્ષમા આપવાની ઉદારતા દર્શાવશો કે ? "

જયન્તકુમાર બોલ્યો;—રાજપુત્રિ ! તમારી આવી કરુણામયી વાણી તથા તમારા હૃદયની અત્યંત વેદના જોઇને મારી છાતી ફાટી જાય છે. પણ અહા તમારી કરુણતા તથા વેદના કેવી સુંદર છે ? પુનઃ

એકવાર એ સ્નેહભર્યા સ્વરથી ભાઇ કહીને બોલાવો, ફરીવાર એકવાર ક્ષમા માગો અને એકવાર મને અપ્રાપ્ય છે એવા અપૂર્વ રાજ્યનું સ્વપ્ન દેખાડો. તમારૂં તે કરુણામય મધુર મુખ નિરખતાં નિરખતાં, તમારો તે સ્નેહભરેલો વાર્તાલાપ સાંભળતાં સાંભળતાં જ મને જાણે મોક્ષની પ્રાપ્તિ થશે, એવા વિચારો આવ્યા કરે છે. તમારી શબ્દસુધાનું પાન કરવાથી જ હું સ્નેહસ્વર્ગનો નિવાસી બની શકીશ, એવો મને
૬૭ વિશ્વાસ છે. તમારાં મધુર વચનોમાં વિશ્વનો ઉદ્ધાર કરવાની શક્તિ સમાયલી છે. ”

ઉર્મિબાલાએ પૂછ્યું:—“ શું હજી સૂધી તમે તે બધી વાર્તાઓને વિસરી શક્યા નથી ? તમારા ચિત્તના વિકારો લેશમાત્ર પણ નિર્બળ થયા નથી ? કહો—ત્યારે તમારો આત્મસંયમ ક્યાં ગયો ? તમારો મનોનિગ્રહ કયાં અસ્ત પામ્યો ? કુમાર! આવી વિકારી ભાવનાઓને હૃદયમાં ધારણ કરી રાખતાં તમોને લેશ માત્ર પણ લજ્જા નથી આવતી ? હું તમારી શું થાઉં છું ? આવા પ્રલાપો શા માટે કરો છો ? જે વસ્તુ સર્વથા અપ્રાપ્ય છે તેની આરાધનામાં આટલા બધા અંધ કેમ બની ગયા છો ? તમે મને આટલી બધી શામાટે ચાહો છો ? મારા ધ્યાનમાં મગ્ન થવા કરતાં વિશ્વંભરના ધ્યાનમાં મગ્ન થાઓ, એટલે તમારૂં જન્મોજન્મનું કલ્યાણ થશે અને મારા કરતાં પણ સુંદર વસ્તુ પ્રાપ્ત થઇ શકશે. ”

જયન્તકુમાર ગર્જના કરી બોલી ઊઠયો:—“ તું મારી કોણ છે, તે હજી સૂધી પણ નથી સમજી શકી રાજબાલા ? તું મારી સાધના છે, મારૂં સ્વર્ગ છે, મારો ઇશ્વર છે. હું તને ભૂલીશ ? ના—કદાપિ નહિ. તને જોઇને વિશ્વસંસારને ભૂલી ગયો છું, સુખ, સાધ્ય, ભોગ, આશા આદિ સર્વને ભૂલી ગયો છું. હૃદયના એકાંતમય સિંહાસનપર તારી

દેવી મૂર્ત્તિને સ્થાપિત કરી જગત્તથી છૂપી રીતે રાત્રિ દિવસ હું તારી ઉપાસના કરૂં છું. મરણને શરણ થઇશ તો પણ તારી ઉપાસના કરવાનું ભૂલીશ નહિ. દેહાંત થયા પછી મારાં અસ્થિપિંજરનો અવશેષ ભાગ, ધૂલિકારાશિ થઇને જ્યારે તને ઘેરી રાખશે, ત્યારે તું જોઇશ કે, તે ધૂલિકાના પ્રત્યેક અણુ તારી છબિને હૃદયપર ધારણ કરીને તારી ઉપાસનામાં મગ્ન રહ્યો છે કે નહિ. રાજબાલા ! તું મારા અંધકારમય જીવનની દીપિકા છે. મરુભૂમિતુલ્ય હૃદયની અમૃતતુલ્ય શીતલ વારિની સરિતા છે. હૃદયનો આરામ છે, જીવનો સાર છે, રાજનંદિની !"

"પ્રણયના સખ્ત બંધનમાં હૃદય મારૂં બંધાયું છે;
જિગરના દોરની સાથે જીવન તારૂં સંધાયું છે.
સકળ આશા તણું છે સ્થાન તું રૂડું સદા મારૂં;
જીવનનો સાર તું છે ને હૃદયનું રાજ્ય છે તારૂં.
મધુરી મોહની જાળે મળે મને તેં તો ફસાવ્યો છે;
કર્યા છે ઘા કટાક્ષોના અરેરે તેં નમાવ્યો છે.
ગળ્યા છે ગાત્ર તારાથી, વહાવ્યાં નેત્રથી આંસૂ;
ગયો છે ગર્વ મારો ને રહ્યાં છે આંખમાં આંસૂ."

જયન્તકુમાર હવે બોલી શકયો નહિ. તેનો કંઠ અટકી ગયો. તેણે રાજકુમારીને કાંઇ પણ વાર્તા કરી નહિ. લીલા ઘણે જ દૂર ઉભી હતી. તેનાથી ન સાંભળી શકાય તેવા સ્થાનમાં પોતાના અશ્વ સહિત ઉભી હતી. પરંતુ દૂર ઉભવા છતાં પણ તે આ ઘટનાને સારી રીતે જોઈ રહી હતી. રાજકુમારી તથા જયન્તકુમારની વાતચીત ન સાંભળવા છતાં પણ હાવભાવપરથી તેણે તે ઘટનાનું સહજમાં જ અનુમાન કરી લીધું હતું.

ચિત્તના આવેગને સહજ દબાવી દઇને જયન્તકુમાર અસ્પષ્ટ સ્વરથી બોલ્યો:—" રાજબાલા, મેં એક વાર્ત્તા કહેવાનો સંકલ્પ કર્યો હતો, પણ હવે શું કહું? મારૂં હૃદય અત્યારે નિરાશાના ભીષણ તરંગો સાથે અથડાઈને મહા ડોલાયમાન થઈ રહ્યું છે. ચિત્તની સકળ શાન્તિ વિદૂરિત થઇ છે."

" કરે પોકાર હૃદય મારૂં, પરંતુ મુખ ના વદતું;
થતા ધબકાર કંઇ કંઈ પણ જીગર મારૂં નહિ ઠરતું;
નિરાશાના તરંગોથી બહુ પીડિત તે થાતું;
સુધાનો સિંધુ ત્યાગીને સદાપંકજ વિશે જાતું;
ગઈ સ્થિરતા રહી જડતા અને વળી ઘોર અંધારૂં;
નહિ સમજાય છે કાંઇ હૃદયમાં થાય શે આવું ?"

આ સાંભળીને રાજદુહિતા ઉર્મિબાલાએ પૂછ્યું:—" કેમ જયન્તકુમાર ? આટલા બધા વ્યાકુળ શા માટે બની જાઓ છો ? સમસ્ત શૂર ભૂમિને કંપાવનાર વીર હૃદયમાં આવી નિર્બળતાને શા માટે ધારણ કરો છો ? કહો—કહો તમે કયી વાર્ત્તા કહેવાનો સંકલ્પ કર્યો હતો ? જે કાંઈ કહેવું હોય તે કહી નાખો."

જયન્તકુમારે કહ્યું:—" તે જયદેવીના મંદિરમાં મને એક આશા આપી પછીથી તે આશાને અસંભવિત ઠરાવી નિરાશ કર્યો હતો, એ વાર્ત્તાને શું તમે છેકજ વિસરી ગયાં, રાજનંદિની ઉર્મિબાલા ?"

ઉર્મિબાલાએ કહ્યું:—" ના—હું તેને વિસરી શકી નથી. હજી સુધી તે વાર્ત્તા મારા સ્મરણમાં જ છે. પરંતુ મેં તમને રંચમાત્ર પણ આશા આપી નથી. તેવી વાર્ત્તા મેં કદાપિ કહીજ નથી. હું કોઇને આશાના તંતૂપર નચાવતી જ નથી. તમારી આ વાર્ત્તા તદ્દન અસં-

ભવિત છે. હુ ધારૂં છું કે, આસક્તિના અતિરેકના યોગે તમે અત્યારે એક પ્રકારનો અતિ ભયંકર પ્રમાદ કરી રહ્યા છો, કુમાર!"

જયન્તકુમારે પૂછ્યું:—"કેમ મારી તે આશાને તમે અસંભવિત શા માટે ગણી કાઢો છો ? હું તમને એમ પૂછવા માગું છું કે, મારી તે આશા પૂર્ણ ન થવાનું કારણ શું છે અથવા તો તેમાં શું વિઘ્ન નડે છે વારૂ ?"

ઉર્મિબાલાએ જવાબ આપ્યો:—"તે વાર્ત્તા સાંભળવાની કશી પણ જરૂર નથી. કારણ કે, તે સાંભળવાથી તમારા હૃદયપર અસહ્ય આઘાત થશે. કુમાર! મારા સંબંધી કોઇ પણ ચિંતાને તમે તમારા હૃદયમાં સ્થાન આપશો નહિ. પરસ્ત્રી ગણી મને ભગિની સિવાય બીજી નજરે જોશો નહિ.

"વિકારી ભાવના ટાળી ભગિની આજથી ગણજો;
મલિન માયા અને જડતા બધીયે આજથી હણજો;
કદાપિ કામના નહિ કામની અંતર વિશે ધરજો;
ભગિની દીન જાણીને સદા શુદ્ધ સ્નેહ આચરજો;
બધાંયે પ્રેમનાં સ્વપ્ના દઈ ત્યાગી સન્નીતિ સ્મરજો;
ધરીને ધર્મ ભ્રાતાનો ભગિનીનાં દુઃખો હરજો.

જયન્તે પૂછ્યું:—"ત્યારે શું તમે પરસ્ત્રી છો ? હજી સૂધી તમારાં લગ્ન નથી થયાં ને ?"

ઉર્મિબાળાએ કહ્યું:—"હા–ધર્મ પ્રમાણે હું પરસ્ત્રી છું. દેહ લગ્ન ન થવા છતાં પણ મારાં આત્મલગ્ન થઇ ગયાં છે. હું દેહલગ્નને ધિક્કારનારી છું, આત્મલગ્નને જ વખાણનારી છું, તેની પક્ષપાતિની છું."

મધ્યરાત્રે, નિર્જન માર્ગમાં એકાએક વાઘની ગર્જના સાંભળ-

વાથી નિરાશ્રિત પથિકના મનમાં જેવી રીતે ભીતિનો સંચાર થાય છે, તેવીજ રીતે જયન્તકુમાર પણ આવાં વજ્રના કંપિત અવાજ જેવાં વચનો સાંભળીને ભીત તથા ચકિત થયો. તે સ્તબ્ધહૃદયે આકાશ ભણી જોઇ રહ્યો. ઉપર નક્ષત્રમય અનંતાકાશ શુષ્ક, કઠિન અને નિર્મળ જણાવા લાગ્યું. ત્યાર પછી ચક્ષુ નમાવીને તેણે નીચે જોયું તો, વસુંધરાને તદ્દન ચેતનાહીન અવસ્થામાં આવી પડેલી જોઇ. સ્હામે જોયું તો, ભાગ્યના કરતાં પણ કઠિન હૃદયની ઉર્મિબાળા ઉભેલી જણાઈ આવી. એ બધું જોઈને તેના પંચ પ્રાણ કંપી ઉઠયા. ભયથી ચક્ષુ બંધ કરી દીધાં. તેમ છતાં પણ તેનો છૂટકારો થયો નહિ. તેણે હૃદયમાં જોયું કે, જાણે એક સૂકાયલા શરીરવાળી, વિકૃતદશના ભયંકરી પ્રતિમા અટ્ટહાસ્યનો પ્રતિધ્વનિ કરતી તેનો ઉપહાસ કરી રહીછે. જયન્તકુમાર આથી અત્યંત ગભરાટમાં આવી પડ્યો. તેનું મન મૂંઝાઈ ગયું અને ભય તથા આ શંકાથી તેણે પુનઃ પોતાની આંખોને બંધ કરી લીધી.

જયન્તકુમારે પોતાના મનમાં ને મનમાંજ કેટલાક નિરાશા સૂચક ઉદ્દગારો કાઢયાઃ—

"અવની થઈ ચકચૂર ને અંધારા વ્યાપ્યો આભમાં;
ભાનુ થયો નિસ્તેજ ને વાયુ ગયો છે ગાભમાં;
સરિતા અને સિંધુ તણું જળ આજ છે બહુ કંપતું;
હૈયું ચઢયું તૂફાનમાં નહિ ક્યાંય છે તે જંપતું;
વિશ્વગ્રાસક કોપ છે મમ મસ્તકે આવી પડયો;
વિકરાળ કાળ કરાળ ક્યાંથી હાય! છે આવી ચઢયો!"

ઉર્મિબાલાએ કોમળ કંઠથી બોલાવ્યોઃ—"કુમાર—જયન્તકુમાર!"

તે કોમળ સંબોધનથી જયન્તનાં ચૈતન્યહીન અને દૃષ્ટિ શૂન્ય ચક્ષુમાં પુનઃ પ્રાણ આવ્યા, તેના વિચૂર્ણિત, પદદલિત હૃદયની જડતા અદૃશ્ય થઇ. અવસન્ન શરીરમાં સ્ફુર્તિનો સંચાર થયો.

જયન્તના, મનને પ્રફુલ્લિત કરવાના અભિપ્રાયથી રાજનંદિનીએ બીજી કેટલીક વાર્ત્તાઓ કર્યા પછી ઉત્સાના સંબંધમાં વાતચીત કરવાનો પ્રારંભ કર્યો, ભગિનીનું નામ સાંભળી જયન્તની આંખોમાં ઉત્સાહ તથા સજીવિતા વિકસિત થઇ. ઉર્મિબાલા બોલીઃ—" ઉત્સા, જાણે સ્વર્ગની છબિજ છે. એવી સરલ હૃદયા બાલિકા મેં કદાપિ જોઇ નથી. પરંતુ તેનો સંબંધ કર્યો છે કે નહિ વારૂ ? "

જયન્તકુમારે કહ્યુંઃ—" તેનો સંબંધ કરવાનું નક્કી કર્યું હતું, પણ હજી સુધી કાંઇ પણ પરિણામ આવ્યું નથી. "

ઉર્મિબાલાએ પૂછ્યુંઃ—" કેમ, શા કારણથી તેનો સંબંધ નથી કરી શકાયો ? "

જયન્તકુમારે જવાબ આપ્યોઃ—"પિતાની અનિચ્છાથી."

ઉર્મિબાલાએ પૂછ્યુંઃ—" કેમ, તેમણે એ વિષયમાં અનિચ્છા શા માટે દર્શાવી વારૂ ? "

જયન્તકુમારે જવાબ આપ્યોઃ—" પાત્રનું નામ, તથા વંશ અજ્ઞાત હોવાથી. કુળ જાણ્યા સિવાય પિતાજીની ઇચ્છા તે પાત્રનો ઉત્સા સાથે સંબંધ કરવાથી વિરુદ્ધ દિશામાં ગઇ અને એ કારણથી જ સંબંધની વાત અધવચમાં લટકી ગઇ. એથી વધારે હું કાંઇ પણ જાણતો નથી. "

ઉર્મિબાલા કુમારની સકળ કથાનો આશય સ્પષ્ટ રીતે જાણી ગઇ; તથાપિ રુંધાયલા શ્વાસથી તેણે પૂછ્યુંઃ—" ઉત્સાને માટે જે પાત્ર શોધવામાં આવ્યો હતો, તેનું નામ શું છે વારૂ ? "

જયન્તકુમારે જવાબમાં જણાવ્યું કેઃ—" તેનું નામ વીરવર પ્રસાદ છે. "

આ સાંભળીને ઉર્મિબાલાએ વીજળી વેગે પાછી ફરીને એકદમ પોતાના અશ્વને દોડાવી મૂક્યો. નીલા પણ તેની પાછળ દોડતી થઇ ક્ષણવારમાં તેઓ શહેરની પશ્ચિમ દિશામાં જઇ પહોંચી. નજીકમાં જ સેનાપતિનો પાષાણનિર્મિત એક અતિ મનોહર કૃષ્ણકાય મહાલય, જાણે અંધકારની અંદરના ભાગમાં અંધકાર પ્રકટાવીને, વિકટમૂર્ત્તિથી વ્યોમને વિદીર્ણ કરીને એકલો ઉભો હતો. સમીપમાં લોકોનો નિવાસ નહોતો, તેમ પ્રકાશ પણ નહોતો. તે વિશાળ ભવનની ઘણીખરી બારીઓ બંધ હતી, કેટલીક ઉઘાડી બારીમાંથી નીકળતો પ્રકાશ, આકાશને ઉદ્ભાસિત કરી શૂન્યમાં મળી જતો હતો. જાણે કોઇ વિપુલકાયા કૃષ્ણવર્ણા અભિસારિકા રમણી ઉભી રહી હતી, જાણે તેના શરીરપર મણિમુક્તા અને સ્વર્ણના અલંકારો આમ તેમ વિખરાઇ રહ્યા હતા.

રાજકુમારી ભવનની નજીકમાં જઇને થોડીવાર ઉભી રહી, અને ત્યાર પછી મૃદુ કંઠથી બોલીઃ—" નીલા "

નીલા નિકટમાં આવી ઉર્મિબાલા બોલીઃ—" તેંજ મને અહીં આણી છે ખરૂં ને વારૂ ? "

નીલા મનમાં ને મનમાંજ હસી. રાજકુમારીજ આગળ ચાલીને આ માર્ગપર આવી હતી, નીલા તો કેવળ તેની પાછળ પાછળજ ચાલી હતી. પરંતુ એ વિષયમાં ઉર્મિબાલાનો પણ કશોય દોષ નહોતો. અહીં આવવાના ઉદ્દેશથી તેણે ગૃહનો ત્યાગ કર્યો નહોતો. મન અતિશય ચંચળ થવાથી અશ્વપરે બેસી બે ઘડી ફરવાના ઇરાદાથી તે

બહાર રસ્તામાં ફરવા માટે નીકળી હતી. પછી અજાણી થઇને, પોતાની અજાણતામાં અથવા તો કોણ જાણે કયો આકર્ષિણી શક્તિના પ્રભાવે તે એ હિમાલયને કંપાવતી અંધકારમયી રજનીમાં એકલી સેનાપતિના ભવન સન્મુખ આવી પહોંચી. વિસ્મતનયને ચારે તરફ જોયા પછી તેણે ધીમેથી પૂછયું:—" નીલા, તું મને અહીં શા માટે લઈ આવી છે ? કહે, જે સત્ય હોય તે જલ્દી કહી દે. "

નીલા બધી બીના જાણી ગઇ. અંધકારમાં છૂપાઇ તેણે થોડીવાર સુધી એક પ્રકારનું લજ્જાભર્યું હાસ્ય પણ કરી લીધું. ત્યાર પછી તે બોલી:—" બાય મારે ! આ શું થયું ? અંધારામાં રસ્તો ભૂલીને આપણે અહીં આવી ચઢયાં છીએ. અત્યારે તો આપણે સેનાપતિના મહાલય પાસે આવી પહોંચ્યાં છીએ, પણ હવે અહીંથી જયદેવીના મંદિરે શી રીતે જઈ શકીશું ? હવે શો ઉપાય કરવો ? "

એ સમયે ઉત્સાના કંઠનો અવાજ સંભળાયો. એ સાંભળીને ઉર્મિબાલા ચમકી ઉઠી. નીલા તેનો હાથ પકડીને એક બારી પાસે લઇ ગઇ. જીવ વગરના યંત્રથી ખેંચાતા પૂતળાંની પેઠે ઉર્મિબાલા તેની સાથે ચાલી. બારી પાસે આવી રાજનંદિની એકી સાથે એ કંઠના અવાજ સાંભળી શકી, ધીમે ધીમે તે કંઠમાંથી ઉચ્ચારાતી ભાષાને પણ સ્પષ્ટ રીતે સમજી શકી. ભાષા સમજ્યા પછી ભાષાનો મર્મ પણ તેના મનમાં સમજાઇ ગયો. તેણે સાંભળ્યું કે, તે ઓરડામાંની એક વ્યક્તિ આ પ્રમાણે બોલી રહી છે કે;—" ત્યારે જગદમ્બાની કૃપાથી જો થોડુંઘણું સુખ મારા અદૃષ્ટમાં હશે, તો પછી હું કદાપિ તમારો પરિત્યાગ કરીશ નહિ. ઉત્સા ! હું તમને આ જીવનમાં કદી પણ વિસરી શકીશ નહિ. '

ઉર્મિબાલાએ ત્યાર પછી વધારે કાંઇ પણ સાંભળ્યું નહિ. હૃદયના

આંદોલનથી વાયુથી પીડાતા અર્ણવની પેઠે તેનું સમસ્ત શરીર કંપી ઊઠયું. નીલા તેના અશ્વની લગામ ઝાલી ધીમે ધીમે ચાલતી થઇ થોડીવારમાં તેઓ નગરમાં આવી પહોંચી. ત્યાંથી જયદેવીના મંદિર ભણી જવાનો નિશ્ચય કરી નીલા રસ્તો બતાવતી આગળ ચાલવા લાગી. મંદિર કાંઇ વધુ દૂર નહોતું; તેથી તેઓ તરત જ ત્યાં પહોંચી ગઇ. તે સમયે મંદિરમાં દીવો સળગતો હતો. રાજકુમારીને જોઇને પ્રહરીએ રસ્તો મોકળો કરી દીધો; પૂજારી બ્રાહ્મણ માનસહિત દેવીના મંદિરમાંથી સરી ગયો. ઉર્મિબાળા માતાના ચરણો પાસે બેસી માતાના મુખ ભણી જોઇ રહી. ત્યાં તેને સમસ્ત વસ્તુઓ સ્નેહમયી ભાસવા લાગી, તેના હૃદયનો સ્પર્શ ન કરતાં આંખપર ઝળકવા લાગ્યો. માતાની મમતામયી મૂર્ત્તિ આંખ સાથે વળગી રહી, પરંતુ મનોમધ્યે અંકિત થઈ નહિ. પાષાણી માતાની સન્મુખમાં પાષાણની બનાવેલી પ્રતિમા પેઠે ઉર્મિબાળા ઘણીવાર સુધી સ્થિરતાથી ગંભીરતા ધારણ કરીને બેસી રહી.

એવામાં એકાએક ચીત્કારના શબ્દથી મંદિરને પ્રકંપિત કરી રાજનંદિની બોલી ઊઠી:—“ નીલા ! ઓ નીલા ! આમ આવ. આજે આપણાથી એક મહા ભયંકર પ્રમાદ થયો છે. ”

દ્વારના ઓથમાં ઉભી રહી નીલા રડતી હતી તથા પોતાના મનને પણ સમજાવતી હતી. તે વિચારતી હતી કે:– “ આવું વિપરીત પરિણામ આવશે, એમ કોણ જાણતું હતું ? કુમારીના કલ્યાણ માટેજ મેં આ સર્વ કર્યું હતું. જો તે પ્રસાદની સાથે નહિ વરી શકે તો જીવથી મારી જશે અને કદાચિત્ તેને પોતાના સૌભાગ્યનો શિરોમણિ બનાવશે તો જનસમાજમાં તેની ભારી નિંદા થશે. હવે તો બન્ને તરફ આફત આવી પડી છે. હવે જે કાર્ય થાય છે, તેનું પરિણામ કાંઈ ભયંકર જ આવે તેવાં લક્ષણો સ્પષ્ટ જણાવા માંડયાં છે. હું ધારૂં

છું કે, રાણીમાતાને આ બધી બીના જણાવવી પડશે. પરંતુ જ્યારે આટલે આવ્યાં છીએ, ત્યારે હવે પાછા ફરવું એ પણ ઠીક નથી. કદાચ બીજા કેટલાક ઇલાજો કરવાથી રાજકુમારીના હૃદયમાંથી પ્રસાદની પ્રાતમાને દૂર કરી શકીશ. પણ તેમ કરવામાં પુષ્કળ પ્રયત્ન કરવા પડશે. એ પ્રયત્નનું પરિણામ શું આવશે એનો હજી સુધી મારાથી કશો પણ નિશ્ચય કરી શકાયો નથી. પણ ફિકર નહિ. આરંભેલા કાર્યને પૂરૂં કર્યા પછી જ વિરામ લેવો એવો શિષ્ટજનોનો અભિપ્રાય છે, માટે તે પ્રમાણે વર્તવામાં જ સાચો સાર સમાયલો છે.”

રાજનંદિનીના ચીત્કારધ્વનિથી તેની ચિંતાનો પ્રવાહ એકદમ અટકી ગયો. તેણે ચમકીને પૂછ્યું; “ શું ભૂલ થઇ છે ? કોનાથી ભૂલ થઈ છે વારૂ, રાજકુમારી ? ”

ઉર્મિબાલા ગભરાઇને બોલી:—“ તે સ્વર તેમનો નથી, એવો કર્કશ અથવા કઠોર સ્વર તેમનો હોઈ શકેજ નહિ. કોઇ ઉત્સાને સ્નેહ કરતું હતું, એ સાંભળીનેજ આપણને ભ્રમ થયો હતો. કારણ કે, તેનો સ્વર તો અતિ મૃદુ અને મંજુલ છે, આપણે સાંભળ્યો તેવો કર્ણ કઠોર નથી. જો તારે તેની ખાત્રી કરવી હોય તો મારી સાથે ચાલ, હું હમણાં જ આપણી તે ભુલનું નિરસન કરી સત્યને બતાવી દઉં. તેના પર આવો અક્ષમ્ય આક્ષેપ કરવો એ ભીષણ અન્યાય છે.”

માતાના તરફ જોયું નહિ, માતાના મંદિરમાં આવી છે તે પણ તેણે જાણ્યું નહિ. ઉન્મત્ત અને અસ્થિર ચિત્તથી ઉર્મિબાલા મંદિરનો પરિત્યાગ કરીને તરતજ ત્યાંથી ચાલતી થઇ.

અશ્વપર બેસવા જતાં રાજનંદિની ભૂમિપર પડી ગઈ, માથામાં જખમ થયો. પરંતુ તે સમયે તેં જખમને જાણવાની શક્તિ પણ તેનામાં નહોતી. તેણે ફરીવાર અશ્વપર ચઢવાની ચેષ્ટા કરી, એ સમયે મસ્તકપર વિકૃત સ્વરથી ઘૂવડ બોલી ઉઠ્યું. તેને ભયંકર અપશુકન થયાં.

નીલા, રાજનંદિનીનો હાથ પકડી રાખી બોલી:—" કુમારીશ્રી! હવે ઘર તરફ ચાલો. "

ઉર્મિબાલાએ કહ્યું:—" ના, ના, મારી સાથે ચાલ, હું તને ભૂલ બતાવવા માગું છું. "

રાજબાલાના બન્ને હાથને નીલાએ પકડી રાખ્યા. ત્યાર પછી તે બોલી:—" કુમારીજી ! "

ઉર્મિબાલા નિદ્રામાંથી જાગરિત થયેલી વ્યક્તિની પેઠે ચમકી ઉઠી. ત્યાર પછી આત્મસંયમ કરી બોલી. " શું ? "

નીલાએ પૂછ્યું:—" આમ ભાનભૂલાં કેમ બની જાઓ છો?"

" તેંજ મને એમ કર્યું છે. મારા ભાનને તેંજ ભૂલાવ્યું છે. "

" મેં, રાજકુમારી ? " નીલાએ પૂછ્યું.

" હા, તેંજ હજારવાર તેંજ તે કાર્ય કર્યું છે. "

" મેં શું કર્યું છે, રાજકુમારી ? "

" તેં મારા હૃદયમાં નિરાશાનો ભયંકર અનલ પ્રકટાવી દીધો છે. " ઉર્મિબાલાએ કહ્યું.

" મેં કે પ્રમદાએ ?"

" પ્રમદાએ ? તે ક્ષુદ્ર, દેવતાની નિંદા કરનારીએ ? તેનામાં એવી શી શક્તિ છે કે તે મને નિરાશ કરી શકે ? "

" ત્યારે મેં શું કર્યું છે ? "

" તેં ? તેં મને કહ્યું છે કે, મારા જીવનની કામના, મારા ઉપાસ્ય દેવતા, મારા માટે અપ્રાપ્ય છે.

" અપ્રાપ્ય શામાટે છે વારૂ ?"

" તું જ પાછી પૂછે છે કે, અપ્રાપ્ય શામાટે છે ? આવો વિલ-

ક્ષણ પ્રશ્ન પૂછતાં તને લેશ માત્ર લજ્જા પણ નથી આવતી ? પિતા અથવા માતાની અસમ્મતિથી શું તેને ગ્રહણ કરી શકાશે ? એવાં વચનો તું એકવાર નથી વદી ગઇ ? ભગવાનને માટે નહિ અને તેને માટે પણ નહિ; એવી જે એક અપૂર્ણ અને સંદિગ્ધ વાર્તા કહી હતી તેને શું તું સર્વથા વિસરી ગઇ છે ?"

નીલાએ કહ્યું:—"વારૂ, ત્યારે તમે પ્રમદાપર શામાટે ગુસ્સે થાઓ છો ?"

ઉર્મિબાલાએ જવાબ આપ્યો:—"તે ખદ્યોત થઇને ચંદ્રમાનો પ્રકાશ ઝાંખો કરવાનું ક્ષુદ્ર સાહસ શામાટે કરે છે ? મારા હૃદયમાં જે હતું જ નહિ, તેને અંકુરિત કરવાનો પ્રયાસ શા સારૂ કરે છે ?"

"એટલે એનો અર્થ શું વારૂ ? તેણે તમારા હૃદયમાં શું અંકુરિત કર્યું છે ?"

"હિંસા."

અંધકારમાં નીલાએ મુખ છુપાવીને ધીમું ધીમું હાસ્ય કરી લીધું. ત્યાર પછી તે બોલી:—"ત્યારે શું એમ કહેવા માગો છો કે, તેણે તમારા હૃદયમાં અનલ સળગાવી દીધો વારૂ ?"

"હા તેમજ છે. જો તમે તેમને ઇંધન હોમતાં ન શિખવાડયું હોત તો તેની શી શક્તિ છે કે, તે મારા હૃદયમાં અગ્નિ સળગાવવાનું સાહસ પણ કરી શકે ? હું ધારૂં છું કે, એમાં બધો દોષ તારો નથી અભાગણી ન્ધિતાનો જ છે. તમારા કારસ્થાનનું જ આ વિપરીત ફળ છે."

ત્યાર પછી થોડીવાર થોભીને ઉર્મિબાલાએ ફરીવાર કહ્યું:— "નીલા, હજી પણ હું મારૂં ભાન ભુલી નથી. મારી બુદ્ધિમાં લેશ માત્ર પણ પરિવર્તન થયું નથી. હું બધુયે સમજી શકું છું. તમારા

કારસ્થાનોને પણ બહુ સારી રીતે જાણી શકી છું. મારાથી તમારી એક પણ દગાબાજી છૂપી રહેવા પામી નથી. ”

નીલાએ પૂછ્યું:—“ કારસ્થાન ? અમારાં કારસ્થાન ? રાજબાલા, અમે શાં કારસ્થાન કર્યાં છે ? ”

ઉર્મિબાલાએ કહ્યું:—“–કારસ્થાન, તમારાંજ કારસ્થાન ! તમે જે કારસ્થાન કર્યાં છે, તે ઘણાં જ ભયંકર છે પ્રમદાના ગાયનથી, તથા તારા અને શ્વેતાના વ્યવહારથી હું બહુ સારી રીતે સમજી શકી છું કે, તમારો છૂપો ઉદ્દેશ શો છે તથા તમે સર્વેએ એ કારસ્થાનો શામાટે રચ્યાં છે?”

નીલાએ કહ્યું:—“ કદાચ તે વાર્ત્તા સત્ય હોય, તો પણ આટલી બધી હિંસાતુર થવાનું શું કારણ છે ? ”

ઉર્મિબાલાએ જવાબ આપ્યો:—“ તું મારી પેઠે કદાપિ કોઇને ચાહી શકીશ નહિ. જો તું કોઇને પણ ચાહતી હોત તો સમજી શકત કે હિંસા એક સાધારણ કારણથી ઇચ્છા ન હોવા છતાં પણ ઉત્પન્ન થયા સિવાય રહેતી નથી. યત્ન કરવાથી તે હોલવાતી નથી, પરંતુ ઉલટી વધારે પ્રમાણમાં પ્રચંડ રૂપ ધારણ કરી સળગી ઊઠે છે. યુક્તિ કરવાથી પણ તે દૂર થતી નથી. ”

નીલા બોલી:—“ બહુ સારૂં, અમે જે કાંઇ કહ્યું છે તે સર્વ મિથ્યા છે. પરંતુ પોતાના કાનોકાન થોડીવાર પહેલાં જે કાંઇ સાંભળ્યું છે, તે પણ શું મિથ્યા જ છે ?”

“ તે સત્ય છે કે મિથ્યા છે, તેની પરિક્ષા કરવા માટે જ આપણે હમણાં ત્યાં જઇએ છીએ. ”

આમ કહીને રાજકુમારીએ વેગપૂર્વક અશ્વ દોડાવીને તેની પીઠપર બે ચાર ચાબૂકના ફટકા લગાવી દીધા. અશ્વ દોડવા માંડ્યો. ક્ષણ-

વારમાં બન્ને જણીઓ સેનાપતિના ભવન પાસે આવી પહોંચી. દેવડી ભણી ના જતાં તેઓ બન્ને મહાલયના ઓરડાઓ તરફ આવી. એ સમયે પાસેના એક ઓરડાનું દ્વાર ઉઘડી ગયું. બન્નેએ અજાયબીની સાથે જોયું કે, સ્હામે પ્રસાદ જ ઉભો છે.

---

અષ્ટમ પરિચ્છેદ

## રૂદન

" સંસારીના સકળ દુઃખને રુદન છે સંહારનારૂં;
વિષાદી, ઘેલાના સંતાપને છે કાપનારૂં.
સુષુપ્તિને જાગૃત્તિમાં છે સંતોષને આપનારૂં;
આ સંસારે રુદન છે એય એક લ્હાણું. "

અરુણ.

---

પ્રસાદ કિલ્લેદારના પદપર નિમાયો હતો. પરંતુ તે વિટલીગઢમાં વસતો નહોતો. શાંતિના સમયમાં દુર્ગમાં વસવાની કશી જરૂર પણ રહેતી નહોતી. સેનાપતિના વિશાળ મહાલયમાં તે એક પ્રકારે સુખ-સ્વચ્છંદતાથી પોતાના દિવસો નિર્ગમન કરી રહ્યો હતો. ભવનના એક વિભાગમાં કેટલાક ઓરડાઓ પ્રસાદના ઉપયોગ માટે કાઢી આપવામાં આવ્યા હતા. દાસદાસીઓ સહિત પ્રસાદ તે સ્થળે સ્વાધીનતાથી વસતો હતો. પારકે ઘેર વસવાથી જે એક પ્રકારના કષ્ટ તથા અસગવડની સંભાવના રહે છે, તેવું પ્રસાદને માટે કશું પણ રહ્યું નહોતું. જનાર્દન, પોતાના માલિકને મેળવવાથી સકળ દુઃખોને ભૂલી ગયો હતો, આશ્રિત

કૂતરાની પેઠે પગ ચાટીને તે સ્વર્ગ સુખનો અનુભવ કરી રહ્યો હતો. હમણાં જનાર્દન જરા ચિંતામાં આવી પડયો હતો.

આજે સંધ્યા પછી જે સમયે પ્રમદા ઉર્મિબાલાને ગીત સંભળાવી, હૃદયમાં ઝેર રેડી ગઈ, બરાબર તે જ સમયે પ્રસાદ એક મોટા ઓરડામાં બેસી જનાર્દનની સાથે સલાહ મસલત કરી રહ્યો હતો. ઘરમાં બીજું કોઇ પણ નહોતું. ઓરડામાં ઉજ્જવલ દીપક સળગી રહ્યો હતો. પ્રસાદ કહી રહ્યો હતો કે;—" જનાર્દન ! તમે બરાબર કહ્યું છે. આપણો પત્ર દેવળના હાથમાં પહોંચ્યો નથી."

જનાર્દને કહ્યું:—" એ વાત તો હું ઘણા દિવસ થયાં કહેતો આવું છું. જે દિવસે પત્રવાહકે પાછા આવીને કહ્યું કે;—" કુમારના હાથમાં તે પત્ર આપી શક્યો નથી " ત્યારની જ–તે દિવસથી જ હું તો સમજી ગયો છું કે પત્ર ગુમ થયો છે. અથવા તો બીજાના હાથમાં ગયો છે. મને ચોક્કસ ખાત્રી છે કે, પત્ર કુમારના હાથમાં પહોંચ્યો હોત તો તેઓ આજસુધી અહીં આવ્યા વિના કદાપિ રહેત નહિ. મને તો આમાં ચોકખી દગાબાજી જ દેખાઇ આવે છે."

કાંઈક વિચાર કર્યા પછી પ્રસાદે કહ્યું:–" પરંતુ કદાચ દેવળરાય કાંઇક પીડિત હશે તો ?"

જનાર્દને ઉત્તર આપવા માટે કાંઇક વિચાર કરવા માંડયા, પણ તેમ છતાંય તેવો કોઇ અસરકારક ઉત્તર તેના મસ્તિષ્કમાં આવી શક્યો નહિ. જનાર્દનને નિરુતર જોઇ પ્રસાદ અત્યંત ચિંતાતુર થયો. તે વ્યાકુળ કંઠથી બોલ્યો;—" જનાર્દન, તમે હમણાંને હમણાં જ વરહાર જાઓ તથા દેવળરાયના સમાચાર લઇ આવો. મારૂં મન બહુ જ મુંઝાઇ ગયું છે. મારા વ્હાલા બંધુ વિના મને એક ઘડી પણ ચેન પડતું નથી. મારી બધી વાતો દેવળને કહેજે તથા તે કોઇપણ પ્રકારે

દુ:ખી ન થાય એટલા માટે દિલાસો આપજો. તેના મનપર કોઇપણ જાતનો આઘાત ન થાય તેની સંભાળ રાખજો. જાઓ, તમે હમણાંને હમણાં જ જાઓ. ”

જનાર્દને કહ્યું:—“ ત્યાં જવામાં મને કાંઇપણ વાંધો નથી, પરંતુ તમને એકલા મૂકીને મારાથી જઇ શકાશે નહિ. ”

પ્રસાદે પૂછ્યું:—“ કેમ, એમાં શો ભય છે ? મને એકલો મૂકી જવામાં તમને શી અડચણ છે વારૂ ?”

જનાર્દને જવાબ આપ્યો:—“ તે તો મેં તમને પ્રથમથી જ જણાવી દીધું છે. આજે કેટલાક દિવસ થયાં મારા મનમાં કોઇ એક નવી શંકાનો ઉદ્દ્ભવ થયો છે. તમે જ્યારે જે સ્થળે જાઓ છો. ત્યારે તે સ્થળે તમારી પાછળ બે ચાર માણસો છૂપી રીતે ફર્યા કરે છે. એક દિવસ રાત્રે તમારા ઘરની બારી ભાંગવાની પણ તે બદમાશોએ કોશિશ કરી હતી, પરંતુ દૈવયોગે મારા જાગી ઊઠવાથી તેઓ તેમ કરવામાં નિષ્ફળ નિવડયા હતા. આવી અવસ્થામાં તમને એકલા મૂકીને હું અહીંથી એક ડગલું પણ શી રીતે ભરી શકું વારૂ ?”

પ્રસાદે કહ્યું:—“ મારા માટે તમે કશી પણ ચિંતા ન કરો. જ્યારે તમે મારી પાસે નહોતા, ત્યારે તો મારૂં અનિષ્ટ કરવા માટે કોઇપણ આવ્યું નહોતું. તો પછી હવે એવો ભય શામાટે રાખો છો, જનાર્દન ? જેને માથે વિશ્વકર્ત્તાની કૃપારૂપી છત્ર સદાને માટે વિરાજમાન છે, તેનો આ અવનીનો કોઇપણ પુરુષ વાળ પણ વાંકો કરી શકવાને સમર્થ થઇ શકતો નથી. રાખનાર રામ છે તો પછી મારનારનો ભય શા માટે ધારણ કરવો જોઇએ ? આ સંસારમાં એક દિન મરણને શરણ સર્વ કોઇને થવાનું જ છે, તો પછી મરણ જેવી

શાશ્વત વસ્તુથી ભયભીત થવાનું શું પ્રયોજન છે ? મૃત્યુથી ભયભીત થઈ ચાલવું એ કાપુરુષોનું કર્મ છે. ”

“ અવની વિશે વ્યાપ્યું સદાયે જોર જેનું છે અતિ;
વિશ્વને સંહારવાની છે અતિ ભીષણ ગતિ;
નરનાથને બ્રહ્મા તણી શક્તિ નહિ કંઇ ચાલતી;
વિશ્વંભરા ચરણે નમી આજ્ઞા સદા ઉઠાવતી;
વિશ્વગ્રાસક કાળથી જીવી શકે કો માનવી ?
અસ્તિત્વ જેનું ચિર સદા, ભીતિ કહો કયમ ધારવી? ”

જનાર્દને કહ્યું:—“ એ ખરૂં યુવરાજ, તેમ છતાં પણ જેવી રીતે ભયંકર ભુજંગને જોઇને મનુષ્ય તેના સપાટામાંથી છટકવાનો યત્ન કરે છે, તેવી જ રીતે મરણના મુખમાંથી બચવાનો પણ દરેક વિચારશીલ વ્યક્તિએ સંપૂર્ણ વિચાર કરવાની આવશ્યકતા છે. પ્રયત્ન કરવો એ માનવનો મુખ્ય ધર્મ છે. પછી પરિણામ ગમે તેવું આવવું એ ઇશ્વરાધીન વાત છે. હું તેનાથી ચેતીને ન ચાલવાથી કેવું ભયંકર પરિણામ આવશે, તે અત્યારથી તમને શી રહી કહી શકું, મારા વ્હાલા સરદાર ! મારા જેવા અભાગિયાની સાથે ને સાથે જ અશાન્તિ આવીને ઉભી રહે છે. માટે કૃપા કરીએ આપદમાંથી ઉગરવાનો કાંઇ પણ ઉપાય કરો. ”

પ્રસાદે કહ્યું:—જનાર્દન, એ ચાર લૂટારા અથવા ચોરોના ભયથી વીરેન્દ્રકેશરીનો વીર બાળક કદાપિ ડરવાનો નથી. તમે તેની વીરતાનો પરિચય યુદ્ધક્ષેત્રમાં મેળવ્યો છે, માટે હવે નિશ્ચિંત મને નૂરહાર જઈ શકો તેમ છો. હું મારી રક્ષા કરવા સમર્થ છું. તે ચાંચીયાઓ મને કશી પણ ઇજા કરી શકે તેમ નથી. કારણ કે, મારી વરભવાની એવા અનંત દુરાત્માઓના સંહાર માટે પૂરતી છે. એક સિંહનો તનય

શૃગાલોથી કદાપિ ભયભીત થઇને પલાયન કરતો જ નથી. વળી તે દુરાત્માઓ તદ્દન બળહીણ બાયલા અને કાપુરુષો હોવાથી મારી સ્હામે લેશ માત્ર પણ ટક્કર ઝીલી શકે તેમ નથી તે નથી જ. કારણ કે:—

" ગિરિ લંઘાય ને તે શું પંગૂનર બિચારાથી ?
કપાયે શું કદાપિ વજ્ર, અસિની ક્ષુદ્ર ધારાથી.
હણાયે શું મૃગોનો રાજ, શૃગાલોના સપાટાથી ?
ડગી જાયે હિમાચલશું પ્રભંજનના જપાટાથી ?
નથી હણવા કપોતોને પકડવો બાજ ભીષણ છે.
નથી હણવા શૃગાલોને અહીં વનરાજ ભીષણ છે;
નહિ હણશે લૂટારાઓ, વીરોનો બાળ છે સ્હામો,
થશે આધીન મરણને તે ધરામાંથી જશે નામો. "

માટે જનાર્દન! મારા માટે તમારે લેશ માત્ર પણ ડરવાનું નથી. જાઓ તમે સુખેથી નૂરહાર ભણી પ્રયાણ કરો. "

જનાર્દને કહ્યું:—" હું જઈ શકું તેમ છું, પરંતુ જો તમે પ્રથમ મારી પાસે એક પ્રતિજ્ઞા કરો તો. "

પ્રસાદે અત્યંત ઉત્સુકતા દર્શાવી પૂછ્યું:—" શી પ્રતિજ્ઞા કરાવવા માગો છો, જનાર્દન ?"

જનાર્દને કહ્યું:—" સંધ્યા થયા પછી કદાપિ ઘરમાંથી બહાર ન નીકળવાની. "

પ્રસાદે કહ્યું:—" જાઓ, હું તમારી તે આજ્ઞાનું પાલન કરવાનું અભય આપું છું. "

જનાર્દને કહ્યું:—" ત્યારે, હું પણ ઘણી જ ખુશીની સાથે નૂરહાર ભણી રવાના થાઉં છું. "

જનાર્દન આમ કહીને તે ઓરડામાંથી ચાલ્યો ગયો. પ્રસાદ એકલો બેસીને ઘણા ઘણા વિચારો કરવા લાગ્યો. દેવળનો સરળ વ્યવહાર દેવળનો પવિત્ર સ્નેહ, દેવળનું દેવોપમ મુખ, આદિ સર્વ વસ્તુઓની પ્રસાદ ધીમે ધીમે આલોચના કરવા લાગ્યો. પ્રસાદના મનમાં દરેક વાતો એકી સાથે સાંભરી આવી. દાદા દાદી, પિતાનું રાજ્ય બાલ્ય-કાળની રમતો, આદિ વાયુથી પીડાતાં વાદળાંની પેઠે એક પછી એક તેના માનસ સલિલમાં પ્રતિબિંબિત થઇને છેવટે અદૃશ્ય થઇ ગયું. વાદળા થોડું ઘણું વર્ષણ કર્યા સિવાય શાન્ત થયાં નહિ. તેની આંખોમાં ખૂણામાં અશ્રુના બે ચાર બિંદુઓ ઉભરાઈ આવ્યાં. હૃદયમાં વિષમ વ્યાધિનો ઉદ્‌ભવ થયો.

એ સમયે પ્રસાદની સમીપમાંથી જ કોઇક બોલી ઊઠ્યુઃ—"તમે રડો છો ? હું માતાને કહી દઇશ."

પ્રસાદે જોયું કે, પોતાની સન્મુખ જ્યોત્સ્નામયી ઉત્સાસુંદરી ઉભેલી છે. કોણ જાણી શકે કે ઉત્સામાં શું છે. તે જ્યાં રહે છે, ત્યાં વિષાદ અથવા શોક રહેતો નથી; રુદન પણ રહેતું નથી. પ્રસાદે આં-ખોનું જળ લૂછી હસતાં હસતાં કહ્યુંઃ—"હું મારા અપરાધનો સ્વીકાર કરૂં છું, માટે માતાને આ વાર્તા કહીશ નહિ."

ઉત્સાએ પૂછ્યુંઃ—"ત્યારે કહો જોઇએ કે, તમે શામાટે રડતા હતા વારૂ ?"

"તું અત્યાર સુધી મને મળવા આવી નહોતી, તેથી હું રડતો હતો."

ઉત્સાએ પૂછ્યુઃ—"હું તમને ભુલી જઇશ ? કેમ, તમે કાંઇ મારા ભાઈ નથી ?"

પ્રસાદ વિસ્મિત નયને બાલિકાના મુખભણી જોઇ રહ્યો તેણે પોતાના મનમાં જ વિચાર્યું કે;—"જો આ હાર કદાચિત્ દેવળના ગળામાં પહેરાવી દઇશ, તો તેથી મારા દગ્ધ પ્રાણ કાંઇક પણ શીતળ થઇ શકશે."

ઉત્સા બોલી:—" તમે મારા મુખ ભણી શા માટે જોઇ રહ્યા છો ? શું વિચાર કરો છો ?"

પ્રસાદે જવાબ આપ્યો:—" ઉત્સા, હું એ વિચારી રહ્યો છું કે, તારા વિના મારાથી હવે એક ક્ષણ પણ રહેવાશે કે કેમ ? તારાથી અળગો થઇને હું અન્ય કોઇ પણ સ્થળે તારા જેવી સ્નેહાલ બહેન મેળવી શકીશ કે કેમ ?"

" ત્યારે શું તમે મને મૂકીને ચાલ્યા જશો, ભાઈ ?" ઉત્સાએ અધીરાઇથી પૂછ્યું.

" જો કદાચ તને છોડીને ચાલ્યો જાઉં તો ઉત્સા ?" પ્રસાદે નવો સવાલ રજૂ કર્યો.

" શા માટે તમે મને છોડીને ચાલ્યા જશો વારૂ ?" ઉત્સાએ પણ તેનું જ અનુકરણ કર્યું.

" તારા લગ્ન થયા પછી તું શું મને છોડીને નહિ ચાલી જાય વારૂ ?" પ્રસાદ બોલ્યો.

ઉત્સા આ સાંભળીને ચૂપ થઇ ગઈ. પરંતુ તેની સાથે તે ઘણીજ શરમાઇ ગઇ. તેણે ફરીવાર તે વાર્તાને દબાવી દેવાના હેતુથી પૂછ્યું:—" તમે શામાટે છોડીને ચાલ્યા જશો, એતો કહોને ભાઇ ?"

પ્રસાદે કહ્યું:—" તને છોડીને હું ક્યાં જઇશ ઉત્સા ? મારે તો બીજે ક્યાંય ઉભવાનું સ્થાન પણ રહ્યું નથી. તારૂં ઘર જ મારૂં આશ્રયસ્થાન છે, સ્વર્ગ છે."

આ વખતે ઉત્સાના હૃદયપર એક જાતનો આઘાત થયો, પરંતુ તેણે પોતાના બાળ સ્વભાવની જિદ્દ છોડી નહિ. તે સહજ કંપતા અવાજથી બોલી:—" તમે અમને છોડીને શા માટે ચાલ્યા જશો, એ કહી દોને વારૂ."

પ્રસાદે ઉત્તર આપ્યોઃ—" ઉત્સા જ્યારે ઘણાં ઘણાં સુખો અથવા દુઃખો મારા શિરપર કદાચ આવી પડશે, ત્યારેજ હું તમારો પરિત્યાગ કરીને અહીંથી ચાલ્યો જઇશ. નહિ તો તારી માતાને માતા ગણીને હું મારી જીંદગીને તારા પિતાના આ મહાલયમાંજ પૂર્ણ કરીશ. જીવનપર્યન્ત તારા વંશનો સાથ છોડીશ નહિ."

ઉત્સા પ્રસાદના કહેવાનો આશય બરાબર સમજી શકી નહિ. તેથી તેણે ઉત્સુકતાથી પૂછ્યું કે:—" હે પ્રસાદ, ઘણાં ઘણાં સુખો એટલે શું ? અને એ સુખો પ્રાપ્ત થવાથી મારા ગૃહનો પરિત્યાગ શા માટે કરશો ? "

પ્રસાદે જવાબ આપ્યોઃ—" મારી જન્મભૂમિ-માતૃભૂમિમાં પાછા જવાનું થાય એના જેવું હું આ અવનીમાં એક પણ સુખ માનતો નથી. જન્મભૂમિના સંકટો પણ સ્વર્ગનું સુખ આપી શકે છે. જે માતાના ચરણોમાં બાલ્યાવસ્થા વ્યતીત કરી છે, તે ભૂમિ જેવી અન્ય કોઇ પણ ભૂમિ સુખદાયિની નથી. ઉત્સા ! એથી જ હું કહું છું કે, જો મને મારી માતૃભૂમિમાં પુનઃ જવાનો પ્રસંગ પ્રાપ્ત થાય તો તેની સાથે મારાં સુખોનો પણ અવધિ થવાનો સંભવ છે, સ્વદેશ—સ્વભૂમિ એ એક સ્વતંત્રતાના સ્વર્ગ સમાન સુખ આપનાર છે."

" જે ભૂમિમાં છે જન્મ ધાર્યો, સ્વર્ગ સાચું સ્થાન છે;
નહિ શોક કે સંતાપ છે, આનંદનું તે ધામ છે;
માતા પિતા ને બંધુ સઘળાં સાંપડે તે સ્થાનમાં;
ઝરણાં વહે છે પ્રેમનાં નહિ ક્લેશ છે તે ધામમાં;
વિશ્વવ્યાપક સ્નેહ વ્યાપ્યો જન્મભૂમિ માતમાં;
જન જાય છે હરખાઇને એ માતના સુપાદમાં."

ઉત્સા જાણતી હતી કે, સ્વદેશની વાર્તા છેડવાથી પ્રસાદના

મનમાં એક પ્રકારના કષ્ટનો ઉદ્દભવ થાય છે તથા ઘણી વાર તો તેની આંખમાંથી આંસુનો પ્રબળ પ્રવાહ પણ વહેવા માંડે છે. પ્રસાદ પોતાની જન્મભૂમિ ક્યાં છે તે સંબંધમાં કોઇને કશી પણ બીના જણાવતો નહોતો. તેને તે સંબંધી પ્રશ્ન પૂછવામાં આવતાં તે કશો પણ જવાબ આપ્યા વિના શાંતિથી ટગર ટગર જોયા કરતો હતો. તે જોઇને તેને બીજા કાંઈ વધારે સવાલો પૂછવાનું કોઇનાથી સાહસ કરી શકાતું નહોતું. આ સર્વે કારણોથી ઉત્સાએ સ્વદેશની વાતને ન છેડતાં એક બીજોજ સવાલ રજૂ કર્યો. તેણે પૂછ્યું કેઃ—" વીરવર પ્રસાદ ! જો અતિ અધિક સુખ આવી મળે, તો પછી તમે શું કરો વારૂ ? અહીંથી શા માટે ચાલ્યા જાઓ ? "

પ્રસાદે જવાબ આપ્યોઃ—" ઉત્સા, તેમ થવું સર્વથા અસંભવિતજ છે. આ દુર્ભાગી જીવના ભાગ્યમાં તેવો શુભ પ્રસંગ પ્રાપ્ત થાય એ વાર્તા તદ્દન અશક્ય અથવા આકાશ કુસુમ સમાન છે, કારણ કેઃ—

" જન્મ ધાર્યો જ્યારથી અવની તણા આગારમાં;
આવી પડ્યો છું ત્યારથી હું સંકટોના મારમાં;
સત્તા અને સમતા ગઇ છે ઘોરતમ અંધારમાં;
અસ્ત થઈ છે જ્યોતિ મારા ભાગ્યની દુર્ભાગ્યમાં.
સંસાર મારો શૂન્ય છે, હૃદયે નહિ આરામ છે;
રુદન, હાહાકાર વીણ નહિ અન્ય કો વિશ્રામ છે. "

ઉત્સા ! આવી સ્થિતિમાં મારા ભાગ્યની દશા એવી ઉન્નત સ્થિતિને પ્રાપ્ત થાય, એ વાર્તા મારા માનવામાં આવી શકતી નથી, તેમ છતાં પણ પરમાત્મા જો તેવો શુભ પ્રસંગ આપશે તો હું તને છોડીને કદાપ જઇશ નહિ. બસ, આ મારો છેવટનો નિશ્ચય છે. તને મારૂં અંતિમ વચન છે. "

ઉત્સા પ્રસાદની વાર્તાને લેશમાત્ર પણ સમજી શકી નહિ. તે પ્રસાદના મુખ ભણી જોઇ રહી. ક્ષણવાર પછી તે બોલીઃ—" હું તમારા કહેવાનો અર્થ કાંઇ પણ સમજી શકી નથી, માટે જે કાંઇ વાર્તા હોય તે સ્પષ્ટ રીતે મને સમજાવી દો. જ્યાં સુધી તમે બધો ભેદ ખોલીને નહિ કહો, ત્યાં સુધી મારા ચિત્તને શાંતિ વળી શકશે નહિ."

પ્રસાદે ઉંડો નિઃસાસો નાખીને કહ્યુંઃ—" ઉત્સા, જો કોઇ પણ વેળાયે અવસર મળશે, તો તે સમયે હું તને બધી વાર્તાનો મર્મ સમજાવી દઇશ. હાલ તરત તે સંબંધી કશી પણ પૂછપરછ કરીશ નહિ."

બન્ને જણાં ક્ષણવાર સુધી ચૂપ રહ્યાં. ઉત્સાના હૃદયમાં કાંઇક કાંઇક તરંગો ઉછળવા લાગ્યા. તે કાંઈ પણ સમજી શકી નહિ. આ પહેલાં જે રૂદન જોઇને તેણે પ્રસાદપર ગુસ્સો કર્યો હતો, તેજ રુદન તેની આંખમાંથી આંસૂની અવિરલ ધારા વહેવડાવવા લાગ્યું. તેણે પ્રસાદના મુખભણી એકવાર જોઇ જોયું. તેણે જોયું કે, પ્રસાદ પોતાના મુખ તરફ એકીટસે જોઇ રહ્યો છે. હવે તેની આંખમાં આંસૂ નથી, હૃદયમાં નિઃશ્વાસ કે નિરાશાના ભાવો પણ નથી, તે હસી રહ્યો છે. એ જોઇને ઉત્સા હસી પડી. પરંતુ એ હાસ્યે ઉત્સા તથા પ્રસાદનાં નેત્રોમાં પુનઃ અશ્રુના રુદ્ધ બિન્દુઓ લાવી દીધાં. અશ્રુ આંખમાં આવીનેજ અટકી પડયાં, ગાત્રપર આવવાનું તેનાથી સાહસ પણ કરી શકાયું નહિ.

થોડી વાર પછી ભાંગ્યા તૂટયા સ્વરથી ઉત્સા બોલીઃ—" ભાઈ મેં એક સ્પપ્ન જોયું છે. એથી મારા મનમાં કંઇ કંઈ થયા કરે છે. મેં જે સ્વપ્ન જોયું છે, તે તમે સાંભળશો ખરા કે ભાઈ ? "

બન્નેએ તે સમયે નિઃશ્વાસ નાખીને શોકના સિંધુમાંથી આશાનો

કિનારો પ્રાપ્ત કર્યો. નવીન વાર્તા કહેવાનો ઉત્સાને એક સારો પ્રસંગ મળી આવ્યો. પ્રસાદ પણ ખુશી થઈને બોલ્યોઃ—" શું સ્વપ્ન જોયું છે, ઉત્સા! શું તેં તારી મધુરી મેનાના લગ્ન સંબંધી અથવા તારા લગ્ન સંબંધી કાંઇ પણ સ્વપ્ન જોયું છે વારૂ ?"

ઉત્સાએ મસ્તક હલાવીને કહ્યુંઃ—" ના, ભાઈ! તેવું કશું પણ સ્વપ્ન આવ્યુ નથી. તે સ્વપ્ન ઘણુંજ અજાયબી ભરેલું છે, પરંતુ તે ગુંચવણ ભરેલું છે. અત્યારે તેમને બરાબર સાંભરતું પણ નથી. મેં સવાર વખતે જોયું કે મને એક સ્વપ્ન આવેલું છે અને તે સ્વપ્નમાં જાણે આકાશમાંથી, જે ઠેકાણે ચંદ્રમા વસે છે, ત્યાંથી કોઇ એક જણ નીચે ઉતરી આવી મારી પાસે ઉભેલો છે. એ અરસામાંજ તમે પણ કોણ જાણે ક્યાંથી અચાનક આવીને તેની પાસે ઉભા રહ્યા છો. તમને છોડીને, તેના તરફ જાણે હું જોઈ રહી છું. તે જાણે ખૂબ સુંદર છે એવા સુંદર તો દેવતાઓ પણ નહિ હોય. તે મારી પાસે સરી આવ્યો. તમે તેને જોઇને જાણે એકદમ હસી પડયા. તમારૂં હાસ્ય જોઈને મને રડવું આવ્યું હું સરી જઈ દૂર ઉભી રહી. ત્યાર પછી, તમે જાણે હસતા હસતા તેને તમારી પાસે લઇ આવ્યા, મારો હાથ પકડી તેના હાથમાં સોંપી દીધો. મારા હૃદયમાં તે વખતે કાંઇક કાંઇક ભાવનાઓ ઉદ્ભવવા લાગી; મારા તનમાં એક પ્રકારનો ધીમો કંપ થવા લાગ્યો, અને

" હૃદય મારૂં થયું ઘેલું પ્રતિમાની પૂજા કરવા;
પ્રીતિનું પૂર ઉભરાયું ચરણમાં જઈ ઢળી પડવા;
મનો મંદિર મારામાં મનોરી મૂર્ત્તિ પધરાવા;
થયું વ્યાકુળ હૃદય મારૂં, પ્રતિમાને ઉરે ધરવા, "

પ્રસાદ એનો કશો પણ ઉત્તર આપી શક્યો નહિ. ઉત્તર આપતાં

પહેલાંજ જયન્તકુમારે તેના ઓરડામાં આવી પ્રવેશ કર્યો. આ સમયે જયન્તનું મુખ ભયંકર નિરાશાની છાયાથી ઢંકાયલું હતું. તેની આંખો તેજહીન ફીકી બની ગઇ હતી અને હાથ પગ કંપાયમાન બની ગયા હતા. તે જોઇ ઉત્સા બૂમ પાડી ઉઠી; એકદમ ભાઇની પાસે દોડી આવી. તે કંપતા અવાજથી બોલી:—" ભાઈ ! તમે આજે આમ નિરાશ કેમ થઇ ગયા છો ? તમારા મનમાં આજે આટલી બધી ચિંતા શા કારણથી ઉપજી આવી છે.? "

ઉત્સાને જોઈને જયન્તના ચક્ષુ સહજ પ્રફુલ્લિત થયાં. તે હસીને બોલ્યો:—" ના રે ગાંડી બહેન, મને તો કશી ચિંતા થતી નથી. હું આજે બહુજ થાકી ગયો છું, તેથી તને એમ લાગતું હશે. જો મારા માથાપર હાથ મૂકી જો એટલે તને જણાશે કે, મને કશું પણ અસુખ થયું નથી. થાકને લીધે શરીર સહજ નિસ્તેજ અને ક્લાન્ત થઇ જાય, એ સ્વભાવિક જ છે. બહેન ! આવી ચિંતા ન કર. જા, સુખેથી તારા ઓરડામાં જઇ આરામ કર. "

ઉત્સા ભાઈ પાસે બેસી ભાઇના માથાપર હાથ ફેરવવા લાગી, અને ત્યાર પછી હસીને બોલી:—" ભાઇ, મારા આ સવાલથી તમને કાંઈ પણ માઠું લાગ્યું હોય તો કૃપા કરી મને ક્ષમા કરશો. "

આમ કહીને ઉત્સા તેના વિખરાયલા વાળને પોતાના સ્થાન તરફ સેરવવા લાગી. તે કોમળ કરના સ્પર્શથી જયન્તનુ પીડિત મસ્તક કાંઇક સ્વસ્થ થયું. પવિત્રતાના આધારરૂપ ઉત્સાના સરળ મુખ ભણી જયન્તકુમાર જોઇ રહ્યો. જોઇ જોઇને તેની આંખોમાં આંસૂ આવ્યાં, મન પણ કાંઇક શાન્ત થયું. ત્યાર પછી તે બોલ્યો:—" ઉત્સા, તું ઘરમાં જા અને માતાને કહે કે મને ભૂખ લાગી છે. "

ઉત્સા ચાલી ગઈ, ઘરનો દીપક પણ જાણે સાથે ને સાથેજ હોલવાઈ ગયો.

---

નવમ પરિચ્છેદ

## નિરાશા



आशा नाम मनुष्याणां काचिदाश्चर्यश्रृङ्खला ।
यया बद्धाः प्रधावन्ति मुक्तास्तिष्ठन्ति पङ्गुवत् ॥

क्षुत्तृडाशाः कुटुम्बिन्यो मयि तिष्ठन्ति नान्यगाः ।
तासा माशा महासाध्वी कदाचिन्मां न मुञ्चति ॥
गिरिर्महान्गिरेरब्धिर्महानब्धेर्नभो महत् ।
नभसोऽपि महद्ब्रह्म ततोऽप्याशा गरीयसी ॥
च्युता दन्ताः सिताः केशाः स्खलितंचपदेपदे ।
गात्राणि शिथिलायन्ते तृष्णैका तरुणायते ॥
तेनाधीतं श्रुतं तेन तेन सर्वमनुष्ठितम् ।
येनाशां पृष्ठतः कृत्वा नैराश्यमवलम्बितम ॥



પરંતુ પ્રસાદ પ્રતારિત થયો નહિ અથવા છેતરાયો નહિ. જયન્તનું મુખ જોઈને તે સમજી ગયો હતો કે, સામાન્ય બનાવથી જયન્તનું હસતું મુખ કદાપિ શોકાતુર થયું નથી અને આજે પણ થાય તેમ નથી.

પ્રસાદ સાંત્વના આપવાના હેતુથી જયન્તની પાસે આવી બેઠો. તેણે જયન્તના બન્ને હાથને પોતાના હાથમાં ખેંચી લીધા.

જયન્તના ગુલાબ જેવા વદન તરફ પોતાના નીલ કમળ જેવાં બન્ને ચક્ષુઓને સ્થાપિત કરી એકાગ્ર દ્રષ્ટિથી જોવા માંડ્યું.

સહસા જયન્તની આંખો પ્રસાદના હાથપર જઇ પડી. આંગળીમાં ઉર્મિબાલાએ આપેલી તે અંગુઠી એકદમ તેને જણાઇ આવી. જયન્ત તે અંગુઠી તરફ તાકી તાકીને જોવા લાગ્યો. તે જોઇને જયન્તકુમાર કાંઇ પણ વિચાર્યા અથવા સમજ્યા સિવાય બોલી ઉઠ્યો:—"પ્રસાદ ! તમને આ અંગુઠી ક્યાંથી મળી ? આવી અનુપમ અંગુઠી મેં મારી જીંદગીમાં કદાપિ જોઇ નથી. અહા કેવી ઉત્તમ કારીગરીવાળી છે."

પ્રસાદ સહજ શર્માઇ ગયો. સહસા કશો પણ ઉત્તર આપી શક્યો નહિ."

જયન્તે આવેગપૂર્વક પ્રસાદના હાથને પોતાની છાતીપર ખેંચી લીધો અને ત્યાર પછી કહ્યું:—"કહો પ્રસાદ, આ વીંટી તમને કોઇએ આપી છે કે નહિ વારૂ ? કહો,-કહો, આ અંગુઠી તમે ક્યાંથી ઉપાડી આવ્યા ?"

પ્રસાદ બધી વાર્ત્તા જાણી ગયો. જયન્તના નિરાશ હૃદયનો ચીત્કાર સાંભળી તેના હૃદયમાં ઘણુંજ દુઃખ થયું. તે કશો પણ ઉત્તર આપી શક્યો નહિ. તેને ચૂપચાપ રહેલો જોઈને જયન્તના સંદેહમાં વૃદ્ધિ થઇ, ધીમે ધીમે તેના મનમાં બધી બીના જણાઇ આવી. ત્યાર પછી વેગપૂર્વક પ્રસાદના હાથને ફેંકી દઇને જયન્તકુમાર એકદમ ઉભો થઇ ગયો તથા બારી પાસે આવીને તેણે બારીને ઉઘાડી નાખી. જયન્ત જો બાહ્ય જ્ઞાન રહિત ન થયો હોત તો, તે જોઈ શકત અથવા સમજી શકત કે બારી ઉઘડતાંની સાથેજ ત્રણ ચાર પુરુષો બારી પાસેથી સરી ગયા છે તથા અંધકારમાં છૂપાઇ ગયા છે.

પરંતુ જયન્તની તે દિશામાં દ્રષ્ટિ પણ નહોતી. તે ઉઘાડી બારી પાસે ઉભીને અંધકારથી ઢંકાયલા હૃદયને ધારણ કરી તે ઘોર અંધકારાવૃત શૂન્યતાના સ્વરાજ્ય તરફ જોઇ રહ્યો. મસ્તકપર અનંત નીલાકાશ, ચારે તરફ સ્તુપાકાર, શબ્દશૂન્ય ભીષણ અંધકાર, હૃદયમાં સીમાહીન શબ્દહીન વિરાટ અંધકાર જણાવા લાગ્યો. શૂન્ય દૃષ્ટિ ધારી જયન્તકુમાર ઘણીવાર સુધી શૂન્ય ભણી જોઇ રહ્યો.

ઘણીવાર પછી જયન્તકુમાર ફરી આવીને પ્રસાદ પાસે ઉભો રહ્યો તથા મૃદુકંઠથી ભાંગ્યાતૂટયા અવાજે બોલ્યો:—"પ્રસાદ, તમે જે મેળવ્યું છે, તે આ દુનિયામાં દુર્લભ છે. હું આશીર્વાદ આપું છું કે, તમે એ રત્ન પ્રાપ્ત કરવા માટે યોગ્ય થાઓ તથા સત્વર તેને તમારા ગળામાં ધારણ કરીને સદાને માટે સુખી થાઓ."

તેનાથી વધારે બોલી શકાયું નહિ, જયન્ત આ સમયે રડી પડયો. નયનનું બંધ કબાટ આટલીવાર પછી ખુલી ગયું, પ્રવાહ બન્ને કિનારાઓને ભીંજાવતો વહેવા લાગ્યો. પ્રસાદ પણ કાંઇ પણ જાણ્યા કારવ્યાવિના તેની સાથેજ રડી પડયો. બાળકની પેઠે બન્ને જણા ખૂબ રડયા. તેઓ બન્ને શા માટે રડયા, તેનો અર્થ બેમાંથી કોઇ પણ સમજી શક્યા નહિ. અથવા તો બન્નેએ રડી રડીને હૃદય ભીંજાવ્યું. રડવાથી જાણે હૃદયની યાતના કાંઇક ઓછી થઇ અને કિંચિત્ શાંતિનો આભાસ પણ થવા લાગ્યો.

એ સમયે બારી પાસે એકા એક કોઇનો અવાજ આવતો સંભળાયો. બન્ને ચમકીને ઉભા થયા તથા બારી પાસે આવી બારી તળેના અંધકારમાં જોવા લાગ્યા. પરંતુ કોઈ પણ સ્થળે તેઓ કાંઇ પણ જોઈ શકયા નહિ. ત્યાર પછી તેઓ પુનઃ પલંગપર આવી બેઠા. જયન્તકુમારે કહ્યું:—"પ્રસાદ, આવતી કાલે હું ઘણે દૂર જઇશ

અને ત્યાંથી ક્યારે પાછો આવીશ, એ સંબંધી કાંઇ પણ નિશ્ચયાત્મક કહી શકતો નથી. ”

પ્રસાદે પૂછ્યું:—“ ક્યાં જશો જયન્તકુમાર ? ”

“ સમ્બર સરોવરના કિનારાપર.” જયન્તે કહ્યું.

પ્રસાદે પુનઃ પૂછ્યું:—“ કેમ સમ્બર સરોવરપર શા માટે જવા ધારો છો વારૂ ? ”

જયન્તે જવાબમાં જણાવ્યું:—“ રાજાના હુકમથી, નૂરહારના યુવરાજનો સત્કાર કરવા માટે જાઉં છું. ”

પ્રસાદે પૂછ્યું:—“ નૂરહારનો યુવરાજ ? તે યુવરાજ વળી કોણ છે વારૂ ? ”

જયન્તકુમારે જવાબ આપ્યો:—“ નિષધ દેશના રાજા અનંતરાયનો પુત્ર દેવળરાય ? ”

પ્રસાદ સકળ કથા સમજી ગયો. તેણે ધાર્યું કે, વીરેન્દ્ર કેશરીનો પુત્ર મરી ગયો છે, તેથી દેવળરાય અત્યારે નૂરહારનો–નિષધદેશનો યુવરાજ થયો છે. આ સમયે તેના મનમાં ઘણા ઘણા વિચારો આવવા લાગ્યા. ગયા બાર માસની વાતો, એક પછી એક તેને સાંભળી આવી. તે પિતા, પિતાનું રાજ્ય, તે સુખ, તે સંપત્તિ, તે પ્રજાની પ્રીતિ, બંધુનો સ્નેહ આદિ સર્વ તેના સ્મરણમાં આવવા લાગ્યું, પ્રસાદના મનમાં રડવું આવ્યું. પરંતુ તે અંધકારમાં એક પ્રકારનો ઝાંખો પ્રકાશ પણ દેખાયો. દેવળ અત્યારે યુવરાજ થયો છે, સિંહાસનનો ભાવી ઉત્તરાધિકારી થયો છે, એ વિચાર આવતાં પ્રસાદનું મન સહજ શાન્ત થયું થોડીવાર પછી તેણે પૂછ્યું:—“ યુવરાજ સમ્બરતીરે શામાટે આવ્યો છે. ત્યાં આવવામાં તેનો શો હેતુ સમાયો છે ? ”

જયન્તકુમાર બોલ્યો:—“ યુવરાજ શિરોહી જતો હતો,

એવામાં રસ્તામાં થાકી જવાથી સમ્બરતીરે આરામ લેવા માટે રોકાયો છે. તે શિરોહીના સત્કારની વાટ જોઈ રહ્યો છે. મેં સાંભળયું છે કે, તે અત્યારે ઘણોજ પીડિત તથા દુર્બળ બની ગયો છે અને તેનામાં ચાલવાની શક્તિ પણ રહી નથી. ”

પ્રસાદે પૂછ્યું:—“ પણ તેને અહીં શા માટે લાવવામાં આવે છે વારૂ ? ”

જયન્તકુમારે જવાબ આપ્યો:—“ વીરોત્સવમાં ભાગ લેવા માટે નૂરહારને પણ નિમંત્રિત કરવામાં આવ્યું છે. અને એથી આમંત્રિતનો સત્કાર કરવા માટે હું ત્યાં—સમ્બરતીરે જાઉં છું. ”

પ્રસાદ દેવાનને મળી શકશે એવી સુંદર સુખની કલ્પનાથી અધીરો થઇ ગયો. ઘણા દિવસ થયાં તેનું મુખ જોયું નહોતું, ઘણા દિવસ થયાં તેણે તેની વાતો પણ સાંભળી નહોતી. ફરીવાર ઘણા દિવસ પછી તેઓ એકઠા થશે, પરંતુ જનાર્દન ક્યાંથી મળી શકશે ? તે તો ચાલ્યો ગયો છે. હજી સુધી જણાય છે કે તે નહિ ગયો હોય, તે અશ્વ-શાળામાંજ હશે. હજી પણ તેનો મેળાપ થઇ શકશે. આવા આવા અનેક સંકલ્પો પ્રસાદના અંતરમાં ઉદ્‌ભવવા લાગ્યા.

પ્રસાદ એકદમ ઉઠી ઉભો થયો અને પાસેનું એક દ્વાર ઉઘાડી ઘર બહાર આવ્યો, ઉઘાડા બારમાંથી પડતો પ્રકાશ સ્હામો પડયો. તે પ્રકાશમાં તેણે જોયું કે, બે સ્ત્રીઓ ઘોડાપર સ્વાર થઇ તે તરફ આવી રહી છે. એ જોઇને પ્રસાદ જરા આગળ ચાલ્યો. પાસે આવ્યા પછી તેણે જોયું કે, પોતાની છેક સન્મુખમાંજ રાજકુમારી ઉર્મિબાલા તથા તેની પાછળ તેની પ્રધાન પરિચારિકા નીલા ઉભેલી છે, એ જોઇને તેના મનમાં ઘણીજ અજાયબી થઈ.

પ્રસાદ ગભરાટથી રાજકુમારી પાસે આવી ઉભો રહ્યો. ઉત્સાહ અને આશા તેના નયનમાં એકી સાથે જાગી ઉઠયાં. સમસ્ત હૃદય જેની આકાંક્ષા કરતું હતું, તેને પોતાની સમીપમાં ઉભેલી જોઇને પ્રસાદ આનંદથી અવસન્ન થયો. તેનું સમસ્ત શરીર થરથર કંપી ઉઠયું. મધ્યરાત્રે રાજકુમારી એકલી શા માટે અહીં આવી હશે એ સંબંધી પ્રશ્ન પૂછવાનું પ્રસાદ ભૂલી ગયો. અશ્વશાળામાં જનાર્દનની શોધ કરવાનું પણ ભૂલી ગયો. નીલાનું અસ્તિત્વ, આકાશ, પૃથ્વી આદિ સર્વ પ્રસાદના મનમાંથી ભૂલી જવાયું. અથવા તો ભૂંસાઈ ગયું. અંધકાર અને આલોક પણ ભૂસાંઇ ગયાં. તે સર્વને ભૂલીને કેવળ રાજબાળાના મનોહર મુખ તરફ અનિમેષ નયને જોઈ રહ્યો,

ઉર્મિબાલા પણ વિહ્‌વલ ચિત્તથી જાણે કોઇ એક સ્વપ્ન અનુભવવા લાગી. તે સ્વપ્ને જાણે ન સમજી શકાય તેવું અથવા તો અસ્પષ્ટ હતું અને તેને જોવાની રુચિ થાય તેવું આકર્ષક પણ નહોતું. તેમ છતાં પણ તેનું મન તે સ્વપ્નને જોવા માટે દીવાનું બની ગયું, જાણે તેનું બરાબર નિરીક્ષણ કરવા માટે તિલપાપડ થઇ ગયું. સ્હામે જે જોયું હતું, તે જાણે બરાબર શોધાયું નહિ. તે જેને ખોળતી હતી તેને જાણે તે બરાબર મેળવી શકી નહિ. તેની ચારે બાજુએ જાણે કોઇ ફરી રહ્યું છે, પરંતુ તેને તે ફરનારની છાયા દષ્ટિગોચર થતી નથી, જાણે કોઈ અસ્પષ્ટ અને અવ્યક્ત યંત્રણાથી તેનું હૃદય ચીરાઇ જાય છે અથવા તો તે યાતના જાણે તેનાથી સમજી શકાતી નથી. એ સમયે તેની ઇચ્છા ન હોવા છતાં પણ હૃદયમાંને હૃદયમાંજ કેટલાક ઉદ્‌ગારો નીકળીને પાછા છુપાઇ જાય છે.

" કથને કથી ન શકતી એવું કંઇ કંઇ થાય છે,
વદને વદી ન શકતી ઉર એવું અકળાય છે;

આશા તણા ઉદધિ વિશે ઉત્પાત કંઇ કંઇ થાયછે;
આઘાત ઉંડા થાય છે, મનડું અતિ મૂંઝાય છે;"

ઉર્મિબાલા પ્રસાદ તરફ ન જોતાં નિષ્પેક્ષિત હૃદયે તથા અવશ નયને અંધકાર મિશ્રિત પૃથ્વીના પૃષ્ટ ભણી જોતી ઉભી રહી. ત્યાર પછી તેના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શક્યો નહિ."

પ્રસાદે બોલાવી:—" રાજદુહિતા—રાજબાલા—ઉર્મિબાલા!"

આ કોમળ સંભાષણોથી, રાજનંદિનીનું આખું શરીર કંપી ઉઠયું. એક પછી એક એમ બધી વાતો તેને યાદ આવવા લાગી. ઉત્સા, નીલા, રાત્રિ, અંધકાર, આદિ સર્વ ધીમે ધીમે તેના મનમાં ઉગી આવ્યાં. જ્ઞાનની સાથે સહજ લજ્જા તથા હિંસાની જ્વાળા પણ જાગી ઉઠી, રાજનંદિનીએ પોતાના અશ્વને તે સ્થળેથી પાછો ફેરવી લીધો,

પત્થરવાળા અંધકારમય માર્ગપર અશ્વ ધીરે ધીરે ચાલવા માંડયો. પ્રસાદ પણ અશ્વની પાસે પાસે ચાલ્યો. તે જોઇને નીલા બોલી:— "હું જોઉં છું કે, ઉત્સારાણી આપની સાથે સાથે ફરી રહી છે."

આ સમયે રસ્તાની બાજૂમાંથી કોઈનો અવાજ સંભળાયો. તે શબ્દ ખૂબ ક્ષીણ હોવા છતાં પણ નિશાની નીરવતામાં તેઓ ત્રણે જણાં સ્પષ્ટ રીતે સાંભળી શક્યાં, ત્રણે જણાં ચમકી ઉઠયાં. ત્યાર પછી નીલા સહજ ઉશ્કેરાઈને બોલી:—" જાઓ ઉત્સારાણી તમોને બોલાવે છે. તે તમારે માટે તમારી વાટ જોતી બેઠી છે, હું ધારૂં છું કે અત્યારે તે પણ તમારી સાથેજ આવવાની હશે."

જે મુખમાં કપડું ઠાંસીને હસી હતી અથવા તો જેણે ધીમો અવાજ કર્યો હતો તે વસ્તુતઃ ઉત્સા નહોતી, પરંતુ પ્રમદા જ હતી. પ્રમદા રાજકુમારી પાસેથી વિદાય લઇને ઘેર ગઈ હતી, ત્યાં જઇ

તેણે માતાને જણાવ્યું કે, રાજનંદિની પોતાને બોલાવે છે. ત્યાર પછી અંધકાર સહજ ગંભીર થયો, તેનું જોર વધી ગયું, એક નીલરંગનું કપડું પહેરી, નીલ કાંચળીપર નીલ શાલ ધારણ કરી, પ્રમદા સેનાપતિના ઘર ભણી જવા માટે વિદાય થઈ. ત્યાં આવ્યા પછી અંધકારમાં પ્રસાદના રહેવાનો ઓરડો તેણે શોધી લીધો તથા બારીથી સહજ દૂર આવેલા એક વૃક્ષ તળે જઇને તે છૂપાઈ ગઇ.

ઉર્મિબાલા આવી, ચાલી ગઈ તે બધું અંતરાલમાં રહીને તેણે જોઇ લીધું. તે જોઇને તે પણ ઘર તરફ પાછી ફરી, પરંતુ એકાએક વિસ્મિત નયને તેણે જોયું કે, અંધકારમાંથી આવીને અંધકારમાં છૂપાયલા ચાર પાંચ પુરૂષો જાણે બારી તળે જઇને ઉભા રહ્યા છે. એ જોઈને પ્રમદાને ઘણીજ બીક લાગી. તેણે વિચાર્યું કે, એકવાર પ્રહરી પાસે જઈને એ સમાચાર પહોંચાડું. પરંતુ વળી પાછો કાંઇક વિચાર આવતાં તેનાથી તેમ કરવાનું સાહસ થઇ શક્યું નહિ. પોતેજ ચોરની પેઠે આવેલી હોવાથી તે બીજા ચોરોને શી રીતે પકડાવી શકે ? પ્રમદા ચૂપ કરી બેસી રહી.

પ્રમદાએ થોડીવાર પછી અજાયબીની સાથે જોયું કે, ઉર્મિબાલા પાછી આવી છે. તે પરથી તે તરતજ સમજી ગઈ કે, તેનું પિંજર સળગી ગયું છે. પ્રમદા ઉઠી ઉભી થઇ. સહજ આગળ ગઈ અને ઉર્મિબાલાની વાતો સાંભળવા માટે કાન ધરીને આતુરતાથી તૈયાર થઈ.

નીલાની વાર્તા સાંભળી પ્રમદાને હસવું આવ્યું. પોતાનો ઉદેશ સફળ થયો છે, એમ ધારીને તે હસી પડી. મુખમાં કપડું ઠાંસીને તે ખૂબ હસી. તે દબાવેલા હાસ્યનો અસ્પષ્ટ અવાજ નીલાને સંભળાવાથી નીલાએ જે વ્યંગાત્મક કટાક્ષ કરી પ્રસાદને મ્હેણું માર્યું; તે

પણ પ્રમદાએ સાંભળયું. તેનું હાસ્ય ઉછળી ઉઠયું. તેનાથી રોકી શકાયું નહિ, એથી તે ત્યાંથી એકદમ ન્હાસી ગઇ.

જે દિશામાંથી હાસ્યનો શબ્દ સંભળાયો હતો, તે દિશામાં પ્રસાદે હસનાર વ્યક્તિનો શોધ કરવા માંડયો. તેણે ખૂણે ખૂણા શોધવા માંડયા, પરંતુ ક્યાંયથી પણ પત્તો મળી શકયો નહિ. છેવટે તે લાચારીથી પાછો ફરી આવ્યો અને રાજકુમારી પાસે જઈ બોલ્યો:— " ઘણી ઘણી તપાસ કરવા છતાં પણ હું કોઈ પણ વ્યકિતને શોધી શકયો નથી. મને શંકા થાય છે કે એ હસનાર વ્યક્તિ કોણ હશે ? "

નીલાએ કહ્યું:—" કિલ્લેદાર મહાશય માત્ર તલ્વારની ક્રીડા કરવામાંજ હોંશિયાર નથી, પરંતુ પ્રપંચ વિદ્યામાં પણ પૂર્ણ પ્રવીણ છે. પ્રતારણા કરવામાં પણ તેઓ અત્યંત દક્ષ છે.

ઉર્મિબાલા હવે તે સ્થળે ઉભી રહી નહિ. તેણે અશ્વની પીઠપર ચાબૂકનો સખત ફટકો લગાવીને અશ્વને એકદમ દોડાવી મૂકયો. નીલા પણ તેની સાથેજ દોડી. જતી વેળાયે તે કહેતી ગઇ કે:—" રાજપૂત યુવક ! એકી સાથે બે નૌકામાં પગ મૂકીને ચલાતું નથી, એ વાર્તાને સ્મરણમાં રાખજો. કારણ કે, તેમ કરવાથી છેવટે ડૂબી મરવાનોજ પ્રસંગ આવે છે.

"નહિ માય બે તલ્વાર કદીએ એકી સાથે મ્યાનમાં;
નહિ ચંદ્ર ને ભાનુ કદાપિ સાથ ઉગતા આભમાં;
નહિ ઉદિત થાતી કમિલિની કે કુમુદ એકી સાથમાં;
નિસ્તાર નાવિકનો નથી તરણી બેના સ્થાનમાં.
અખંડ છે જેનું સદા ઉર એકતાના ધ્યાનમાં;
નર એ સદા વિખ્યાત છે ધરણી તણા સુધામમાં."

ચારે કોર અંધારૂં છવાયું હતું. તે અંધકારમાં પ્રસાદ એકલોજ ઉભો રહ્યો. એકાએક આ બધું શું થઈ ગયું તે વિષયમાં પ્રસાદ કાંઇ પણ સમજી શકયો નહિ. તે સમજતાં પહેલાંજ પાછળથી આવીને કોઇએ તેના બન્ને હાથ પકડી લીધા. પ્રસાદ પાછું વાળી જોઇ શકયો નહિ. તે તેવીને તેવીજ સ્થિતિમાં ઉભો રહ્યો. ધીમે ધીમે તેને સમજાયું કે, તેની ચારે બાજૂએ માણસો ફરી વળ્યાં છે અને તેને કોઇએ ઘેરી લીધો છે. ત્યાર પછી તેને કાંઇક ભાન આવ્યું. તે જરા ચીડાઇને બોલ્યોઃ—" હું અત્યારે ક્યાં છું? અરે તમે લોકો કોણ છો ? મારી પાસે શા માટે આવ્યા છો ? "

તે લોકોમાંનો એક જણ બોલ્યોઃ—" અમે તમારા પરમ હિતેચ્છુ—મિત્રો છીએ. તમારાં લગ્ન કરવા માટે અત્યારે તમને તેડવા માટે અહીં આવ્યા છીએ ? શું લગ્ન કરવામાં તમે નારાજ તો નથી ? હું ધારૂં છું કે અમારા મતને તમને પૂરતો ટેકો આપવાનું કદાપિ ભૂલશોજ નહિ. "

આમ કહી તે પુરૂષ પોતાની વાતપર પોતેજ હસી પડયો. તે લોકોના ટોળાંમાંથી ફરીવાર એક જણે આજ્ઞા કરી કેઃ—" વિલંબ ન કરો, કદાચ બીજું કોઇ આવી ચઢશે તો પાછા હેરાન થઇશું. માટે એને સત્વર બાંધી લો, ઘોડાની પીઠપર ઉપાડીને અહીંથી એકદમ દોડતા થાઓ. "

જેણે આ આજ્ઞા આપી હતી, તે અનંતરાયનો સેનાપતિ મહાદેવરાવ જ હતો.

પ્રસાદ તે સમયે સમજી ગયો કે, અત્યારે તે લૂટારાના હાથમાં બદીવાન બની ગયો છે. એ વખતે જનાર્દને સાવધ રહેવા વિશે તેને જે

સૂચના આપી હતી, તે પણ તેને યાદ આવી ગઇ. પરંતુ તેણે વિચાર્યું કે;—" આવા નિર્માલ્ય અને પરાધીન જીવનનું હવે શું પ્રયોજન છે ? સર્વ આશાઓ પૂર્ણ થઇ ગઇ છે અથવા તો નિરાશાના સમુદ્રમાં ડૂબી ગઇ છે. હવે મારે શામાટે જીવવું જોઇએ ?

" થયા છે મોતને તાબે પિતાજી ને વળી માતા;
ગયાં છે રાજને લક્ષ્મી, ઊરે આંસૂ નહિ માતા.
સગાં વ્હાલાં બની વેરી, જિગરમાં આગ બાળે છે;
હૃદય મારૂં થયું ઘેલું, નહિ કંઇ સ્થાન ભાળે છે;
નિરાશાથી નહિ રડવું, સદા મરવું બહુ સારૂં;
જગત જંજાળથી છૂટી; સદા મરવું બહુ સારૂં. "

પ્રસાદ જે સમયે પોતાનાં મનમાંને મનમાં જ આવા વિચારો કરી રહ્યો એવામાં સમીપમાંથી જ રમણીનો અવાજ સંભળાયો કે;— " અરે આટલામાં કોણ છે ? જો કોઇ હો, તો દોડી આવો અને તમારા દસ્યુઓદ્વારા ઘેરાયલા કિલ્લેદારને સત્વર છોડાવો. આવો, જલ્દી આવો. "

એ અવાજ કરનાર અબળા અન્ય કોઇ નહિ પરંતુ આપણી પૂર્વ પરિચિતા પ્રમદા જ હતી. એક લૂટારાએ જરા આગળ જઈ તેના હાથ-પગ, શરીર તથા મુખને મજબૂત રીતે બાંધી લીધું. પ્રમદા તેવી બંધનાવસ્થામાં જ ભીષણ અંધકારમાં પડી રહી.

---

દશમ પરિચ્છેદ

# પ્રમદાનો પરોપકાર

परोपकारः कर्तव्यः प्राणैरपि धनैरपि ।
परोपकारजं पुण्यं न स्यात्क्रतुशतैरपि ॥
रविश्चन्द्रो घना वृक्षा नद्यो गावश्च सज्जनाः ।
एते परोपकाराय विरिञ्चेन विनिर्मिताः ॥
आत्मार्थं जीवलोकेऽस्मिन्को न जीवति मानवः ।
परं परोपकारार्थं यो जीवति स जीवति ॥

---

પરંતુ એવી બંધનાવસ્થામાં પડયા રહેવાની કોઇની પણ ઇચ્છા થતી નથી, તેવી જ રીતે પ્રમદાની ઇચ્છા પણ થઈ નહિ. તેના જેવી ચતુર તથા ચાલાક રમણીને માટે બંધનમુક્ત થવું એ કાંઇ કઠિન વાર્તા નહોતી. તેમજ તેના શરીરપર બંધાયલું બંધન પણ તેટલું બધું સખ્ત નહોતું.

પ્રમદાએ તરત જ બંધન છોડી નાખ્યું. પ્રથમ પ્રમદાએ જોયું કે, લૂટારાઓ કંયે માર્ગે જાય છે તથા પ્રસાદને કયાં લઇ જાય છે. તેણે જોયું કે, તેઓ શહેરમાં દાખલ ન થતાં, વિટલિગઢને ડાબી બાજુએ પડતો મૂકી ઉત્તર દિશામાં જઇ રહ્યા છે. પરંતુ થોડી વારમાં જ તેઓ અંધારાભેળા જઇ મળ્યા.

પ્રમદાએ ત્યાર પછી પોતાના વસ્ત્ર સંકોરી બરાબર પહેરી લીધાં અને સેનાપતિના ઘર ભણી રવાના થવાનો નિશ્ચય કરી તે ત્યાંથી ચાલતી થઇ. સિંહદ્વાર તરફ જતાં જે તરફ પ્રસાદના ઓરડાઓ હતા,

તે તરફ જ પ્રમદા ગઇ. જે દ્વારમાંથી પ્રસાદ બહાર નીકળ્યો હતો, તે દ્વાર હજી સુધી ઉઘાડું હતું. પ્રમદા તે રસ્તે જ આગળ વધીને એક નાના ઓરડામાં પેઠી. તે નાનો ઓરડો વટી ગયા પછી પ્રસાદના એ સૂંવાના ઘરમાં જવાતું હતું. એ બન્ને ઓરડાના દ્વાર પાસે આવીને પ્રમદાએ જોયું કે, તે સ્થળે જયન્તકુમાર તથા ઉત્સા બેઠેલાં છે. જયન્ત જાણે કાંઇક પીડિત થઇ રહ્યો છે અને ઉત્સા તેની સુશ્રૂષામાં રોકાઈ છે. ઉત્સાને જોઇને પ્રમદા સહજ સંકુચિત થઇ, તેનાથી તે ઓરડામાં જઇ શકાયું નહિ. દ્વારપાસે ઉભીને તે કાંઇક વિચારવા લાગી.

છેવટે બહાર આવીને તે અશ્વશાળા ભણી રવાના થઇ. તે સમયે રાત્રિનો પહેલો પ્રહર પણ વીત્યો નહોતો; સર્વ રક્ષકો અથવા પ્રહરીઓ હજી સુધી જાગતા બેઠા હતા. પ્રમદા એક પ્રકારનો દૃઢ નિશ્ચય કરી એક રક્ષક પાસે આવી પહોંચી અને પછી બોલી:—"કિલ્લેદારે પોતાનો ઘોડો લેવા માટે મને મોકલી છે. તેમનો ઘોડો ક્યાં છે ? જ્યાં હોય, ત્યાંથી જલ્દી લાવી આપો. તેઓ ઘોડાની વાટ જોતા ઉભા છે, માટે જરા પણ વિલંબ ન કરતાં જલ્દી અશ્વ તૈયાર કરી આપો."

રક્ષકે પૂછ્યું:—"કિલ્લેદાર ક્યાં છે અને અત્યારે તેમણે અશ્વને શા માટે મંગાવ્યો છે ?"

પ્રમદાએ કહ્યું:—"તેઓ રાજમહાલયમાં છે અને રાજાની આજ્ઞા થવાથી કોઈ પણ કાર્ય પ્રસંગે તેમને ક્યાંક બહાર જવાનું છે. ઘણી જ ઉતાવળનું કાર્ય હોવાથી તેમણે બીજો કોઈ પણ અનુચર નહિ મળવાથી મને જ અશ્વ લેવા માટે મોકલી આપી છે."

રક્ષકે વધારે શંકાશીલ થઇને પૂછ્યું:—"તું કોણ છે ?" આ શબ્દો ઉચ્ચારતી વેળાયે તેને એક પ્રકારનું વિકટ હાસ્ય આવી ગયું. તે એકદમ ખડખડ શબ્દનો ધ્વનિ કરતો હસી પડયો.

એ જોઈ પ્રમદા પણ હસી પડી. તેણે હાસ્યની સાથે એક પ્રકારના કટાક્ષને મિશ્રિત કરીને જવાબમાં જણાવ્યું કે;—"હું રાજકુમારી ઉર્મિબાલાની એક દાસી અથવા પરિચારિકા છું."

આ સાંભળીને રક્ષકના મનમાં કોઇપણ પ્રકારનો સંદેહ રહ્યો નહિ. તેના હૃદયમાં જે કાંઇ સંદેહ હતો, તે કટાક્ષપર કટાક્ષની વૃષ્ટિ થવાથી બળીને ભસ્મીભુત થયો. રક્ષકે તરત જ અશ્વને સુસજ્જિત કરી આપ્યો. પ્રમદા તેના હાથને ટેકો દઈ અશ્વપર ચઢી. પરંતુ પ્રમદાના કોમળ (!) હસ્તનો સ્પર્શ થતાંની સાથે જ રક્ષકના ચૌદ પુરુષો પણ કંપી ઊઠયા.

પ્રમદાએ અશ્વપર સ્વાર થઇ અશ્વને દોડાવી મૂકયો. મહા વેગશાળી અશ્વ થોડા સમયમાં જ વિટલિગઢને ઓળંગીને ઉત્તર દિશા ભણી વધવા લાગ્યો. અંધારી રાત્રિ તથા પર્વતવાળા પહાડી માર્ગથી પ્રમદા જરા પણ ડરતી નહોતી. તે સમયે લગભગ ઘણી ખરી રાજપૂત રમણીઓ અશ્વ ચલાવતાં શિખતી હતી. ગમે તેવા બળવાન અશ્વથી પણ તેઓ ડરતી નહોતી. પ્રમદા પણ કોઇનાથી ઉત્તરે તેવી નહોતી. અંધકાર ભેદીને, તુષાર તથા શીતળતાને સહન કરીને, તેની કશી પણ પરવા રાખ્યા વિના પ્રમદા તે પહાડી માર્ગે ઘણા જ વેગની સાથે દોડવા માંડી.

ઘણા સમય પછી પ્રમદાએ પોતાની સન્મુખમાં આવેલા એક દૂરના સ્થાનમાં કોઇનો અસ્પષ્ટ અવાજ સાંભળ્યો. એ સાંભળીને તેણે તરત જ પોતાના અશ્વને અટકાવી દીધો અને ત્યાર પછી તે અશ્વપરથી નીચે ઉતરી પડી. નીચે ઉતરી જમીનપર બેસી કાન સ્થિર કરીને તેણે કાંઈક સાંભળવા માંડયું. ક્ષણવારમાં તે ભૂમિપરથી પાછી

અશ્વની પીઠપર સ્વાર થઇ ગઇ. અશ્વ પણ પોતાની પીઠપર બેઠેલા સ્વારને લઇને એકદમ દોડવા માંડયો. પણ વળી પાછો પ્રમદાએ તે અશ્વને વચ્ચમાં જ થોભાવ્યો.

આ સમયે પ્રમદા જોઇ શકી કે, નજીકમાંથી જ કેટલાક ઘોડેસ્વાર પુરુષો જઇ રહ્યા છે. તે સ્વારોની સંખ્યા કેટલી હશે, એનું પ્રમદાથી કશું પણ અનુમાન કરી શકાયું નહિ. કારણકે, અંધકારના અતિરેકના યોગે તેમનાં શરીર બિલ્કુલ દેખી શકાતાં નહોતાં. પ્રમદાએ પોતાના મનમાં જ દૃઢ નિશ્ચય કરી લીધો કે, એ અશ્વારોહી લોકો જ પ્રસાદને પોતાની સાથે લઇ જાય છે.

પ્રમદાનું અનુમાન અસત્ય નહોતું. લગભગ બસો સૈનિકોથી ઘેરાઇને પ્રસાદ ચાલ્યો જતો હતો. તેની બાજૂમાં મહાદેવરાવ હતો. પ્રસાદના હાથ પગ બાંધવામાં આવ્યા નહોતા એ ખરૂં; પરંતુ તેના અશ્વની લગામ મહાદેવરાવે પોતે પકડી રાખી હતી.

છેવટે જ્યારે તેમના અશ્વો થાકી ગયા, ત્યારે મહાદેવરાવ આશ્રય લેવા યોગ્ય કોઇ સ્થળ શોધવા લાગ્યો. આશ્રયસ્થાન ક્યાંય પણ નહોતું, કારણ કે તેમ કરવાથી પાછળ પડેલાં માણસોના આવી પહોંચવાનો પૂર્ણ ભય રહેતો હતો. ઘણા ઘણા વિચાર કર્યા પછી મહાદેવરાવે દક્ષિણ દિશાના ગાઢ જંગલમાં સૈન્ય સહિત જવાનો નિશ્ચય કર્યો. સૈન્ય સહિત બાજૂપર વળ્યો, ત્યારે પ્રમદા પણ તેમની પાછળના વનમાં પેઠી. જ્યારે બધા સૈનિકો પોતપોતાના અશ્વ છોડીને વૃક્ષ તળે આરામ લેવાની તૈયારી કરવા લાગ્યા, ત્યારે પ્રમદાએ સહજ દૂર જઇને એક યોગ્ય સ્થાન શોધી કાઢયું તથા તે સ્થાને પોતાના અશ્વને પણ બાંધી દીધો ત્યાર પછી તેણે ત્યાંથી પાછી આવીને અમને લખતાં પણ શર્મ થાય તેવા એક વૃક્ષપર ચઢીને આરામ લેવા માંડયો. સૈન્યપર ચોકસ નજર રાખી

પ્રમદાએ આખી રાત તે વૃક્ષપર બેસીને જ વીતાડી. તે સમયે તેના મનમાં લેશ માત્ર પણ ભયનો સંચાર થયો નહિ.

ઉષાનો વસુધા સાથે સમાગમ થયો કે તરત જ પ્રમદા વૃક્ષપરથી નીચે ઉતરી પડી તથા અશ્વને લઇને ત્યાંથી ઘણે જ દૂર ચાલી ગઇ. ત્યાં ગયા પછી તે એક નાનું સરોવર શોધીને પોતાના અશ્વને માટે કેટલુંક ઘાસ એકઠું કરી લાવી.

પ્રમદા જ્યારે પાછી ચાલી આવી, ત્યારે ચારેકોર પુષ્કળ પ્રકાશ પડી રહ્યો હતો. પ્રમદા દસ્યુના ટોળામાં જવાનું સાહસ કરી શકી નહિ. પરંતુ દૂર રહીને પણ તે એટલું તો અવશ્ય સમજી ગઇ કે, તે ટોળામાં એક પ્રકારનો ભારી ખળભળાટ મચી ગયો છે. હૃદયમાં હામ ભીડી પ્રમદા ધીમે ધીમે આગળ વધી અને એક ઘટાદાર પાંદડાથી ઢંકાયલા વૃક્ષના શિખરપર ચઢી સ્હામેના સૈન્યની સ્થિતિ જોવા લાગી. પરંતુ તે કાંઇ પણ જોઈ શકી નહિ. શાખા તથા પત્રો તેના અંતરાયરૂપ થઈ પડયાં. તેની દૃષ્ટિ આગળ જઇ શકી નહિ.

વસ્તુતઃ તે સૈન્યમાં એક પ્રકારનો કોલાહલ મચી ગયો હતો. પ્રકાશનો ઉદય થતાંની સાથે જ અશ્વારોહીઓ પોતાના યુવરાજને ઓળખી ગયા. પ્રથમ તેઓ જાણતા નહોતા કે, તેઓ યુવરાજને બન્દીવાન કરી આવ્યા છે. યુવરાજને બન્દી કરવો પડશે એ વાર્તા મહાદેવરાવે પૂર્વે તેમને ન કહેતાં એમજ સમજાવી દીધું હતું કે, નિષધના કલ્યાણ માટે શિરોહી–વિજયી સેનાપતિ પ્રસાદને પોતાના કબ્જામાં કરી લાવવાની ખાસ જરૂર છે. આથી તેઓ તસ્કરની પેઠે તેને નિશસ્ત્ર સ્થિતિમાં નિદ્રા સમયે બંદીવાન બનાવવાને સમ્મત થયા હતા અને એ સમ્મતિના યોગેજ પ્રસાદ તેમનો બંદિવાન બન્યો હતો.

જ્યારે તેને સૈનિકો ઓળખી શક્યા, ત્યારે તેમના આનંદની સીમા ન રહી. તે વીર રાજાના વીર પુત્ર કે જેને તેઓ એક દિવસ મરેલો ધારતા આવતા હતા; તેજ કુશાવહ–કુલતિલક જે શિરોહી વિજયી થઈને યશોમંડિત થયો હતો, તે વીર બાળક ભવાનીપ્રસાદજ આજે તેમના મધ્ય ભાગમાં ઉભો હતો. આનંદથી અધીરા થઇ ને તેઓ ચીત્કાર કરી ઉઠયાઃ—"જય મહારાજ ભવાનીપ્રસાદની જય ?"

પરંતુ બધાએ એ ચીત્કારમાં ભાગ લીધો નહિ; યુવરાજના મળવાથી સર્વજનો આનંદિત થયા નહોતા જેઓ બરાબર અનંતરાયને મદદ કરતા આવતા હતા, તેઓ યુવરાજને જોઇને એક જાતની આપદ આવી પડેલી માનવા લાગ્યા. તેમની સંખ્યા પણ છેક ઓછી નહોતી. તેમ છતાં પણ ધર્મ પાસે અધર્મે સદા સંકુચિતજ થવું પડે છે. આ અખિલ વિશ્વનો એક ચિરસ્થાયી નિયમ જ છે કે, ગમે તેવો પાપ પ્રચારક મનુષ્ય પણ એકવાર ધર્માત્માથી ભયભીત બની જાય છે અથવા તો તેના તેજનો છાપ પડી જાય છે. આ નિયમને બાધિત થઇને તે વિપક્ષી સૈનિકો ચૂપજ રહ્યા.

મહાદેવરાવે આવું વિપરિત પરિણામ આવશે, એવો સંકલ્પ પણ કર્યો નહોતો. તે સહજ ચિંતાતુર બની ગયો. વિશ્વાસઘાતક સૈનિકોને તેણે બહુ બહુ સમજાવ્યા, અનેક પ્રકારનાં પ્રલોભનો અથવા લાલચો બતાવી; પરંતુ તેનું જોઇએ તેવું સુપરિણામ આવ્યું નહિ. તેમ છતાં પણ કેટલાક સૈનિકો પ્રલોભનથી લોભાઇને અથવા ભૂલાઇને યુવરાજની સમીપમાંથી સરીને મહાદેવના પક્ષમાં જઈ મળ્યા.

આવી સ્થિતિમાં અને વળી દિવસના ભાગમાં ભવાનીપ્રસાદની હત્યા કરવાનો સુપ્રસંગ જ પ્રાપ્ત ન થયો. યુવરાજની રક્ષા કરવા માટે

લગભગ પચાસ અશ્વારોહીઓ પ્રતિજ્ઞા કરી, ઉઘાડી તલ્વાર હાથમાં લઇને ઉભા રહ્યા. રાજમાર્ગપરથી ખુલ્લી રીતે લઇ જવાથી વધારે ખળભળાટ મચવાની સંભાવના હતી. અરે એટલું જ નહિ, વિદ્રોહીઓ સહાયતા મળવાથી મહાદેવની પણ હત્યા કરી નાખે તેમ હતા. આવી સ્થિતિમાં યુવરાજને નૂરહાર લઇ જઇ શકાય તેમ પણ નહોતું. કોણ જાણે કદાચિત્ એ વિદ્રોહનો અગ્નિ ભયંકર રૂપ ધારણ કરી નૂરહારને પણ બાળીને રાખખાખ કરી નાખે તો તેમાં પણ આશ્ચર્ય જેવું શું કહી શકાય ! આ પ્રમાણે અનેક વિચારો કર્યા પછી યુવરાજની હત્યા કરવાનો જ મહાદેવરાવે નિશ્ચય કર્યો. પરંતુ દિવસના ભાગમાં નહિ, રાત્રે, અંધકારમાં સગવડ પ્રમાણે તે કાર્ય સમાપ્ત કરી શકાશે; એમ તેણે ધારી લીધું.

પરંતુ રાત્રે પણ તે પાપી કાર્ય કરવાનો સુઅવસર સાંપડયો નહિ. સ્વામીભક્ત અશ્વારોહીઓ યુવરાજને મધ્યવિભાગમાં રાખીને જાગ્રત રહ્યા. કોઈએ માથાના શેલાં ઉતારીને તેનું ઓશિકું કરી આપ્યું, કોઇએ પોતાનાં અંગરખાં ઉતારીને તેની પથારી કરી આપી. કોઈ કોઇ સૈનિકોએ તો પોતાના શરીરદ્વારા તેને ઢાંકીને ઠંડીમાંથી તેનું રક્ષણ કર્યું. તેમનો આવો નિઃસ્વાર્થ સ્નેહ જોઇને પ્રસાદની આંખોમાં આંસુ આવી ગયાં. ચિંતિત તથા ભયભીત થઇને છેવટે મહાદેવરાવે લાચારીથી નૂરહાર અનંતરાય પાસે એક દૂતને મોકલી આપ્યો.

નિશાનો અંત થયા પછી વિદ્રોહી સૈનિકોએ યુવરાજને લઇને નૂરહાર ભણી પાછા વળવાની ઇચ્છાને સેનાપતિ પાસે પ્રકટ કરી. પરંતુ એ અગ્નિશિખાને ત્યાં લઇ જવાની મહાદેવરાવની ઇચ્છા કિંવા ઉદ્દેશ પણ નહોતો. પોતાનો અભિપ્રાય બીજા કોઇને પણ જાણવા ન દેતાં મહાદેવરાવે તેમના પ્રસ્તાવમાં માત્ર મુખેથી જ એક પ્રકારની સહાનુભૂતિ પ્રકટ કરી બતાવી. પરંતુ દિવસે રાજમાર્ગ પરથી ચાલવું એ

ઘણું જ જોખમ ભરેલું છે, એમ પણ તેઓને તેણે સમજાવી દીધું. કારણ કે, અશ્વારોહીઓ અજમેરના એક યશસ્વી સેનાનાયકને હરણ કરી લઇ ન્હાસી જતા હતા અને જો ચોહાણોના જાણવામાં એ વાર્તા આવી જાય તો તેઓ તેને છોડાવી જાય એવી સંભાવના રહ્યા કરતી હતી. ને વળી તેઓ સર્વ અશ્વારોહીઓને અપહરણના અપરાધી ગણી ભીષણ સજાના અધિકારી ઠરાવે તો તેમાં પણ કાંઇ આશ્ચર્ય જેવું નથી. ચોહાણોદ્વારા અશ્વારોહીઓના અપમાનિત થવાનો સંપૂર્ણ સંભવછે.

મહાદેવરાવની આ યુક્તિ તથા તર્કથી વિદ્રોહી સૈનિકો ભૂલ્યા, એક જાતની ચક્રુલતમાં આવી પડયા. એથી રાત્રિના એક પ્રહર પછી નૂરહાર ભણી સઘળાએ રવાના થવું, એવો નિશ્ચય થયો. બીજો એક દિવસ પુનઃ જંગલમાં વીતાડ્યો. સાથે જે કાંઇ ખોરાક હતો, તેના-વડે બે દિવસ ચલાવ્યું.

પ્રમદા અશ્વરોહી સૈનિકોને લૂટારા જ ધારતી હતી, તે સિવાય બીજું કાંઇ પણ જાણતી નહોતી, જાણવાનું પ્રયોજન પણ નહોતું. કેટલાક લૂટારાએ જેવી રીતે પ્રસાદનું રક્ષણ કર્યું; તે જોઇને પ્રમદા વિસ્મિત થઈ તેણે વિચાર્યું કે;—" મારી પેઠે સર્વ કોઇ શું પ્રસાદને ચાહતા હશે? પ્રસાદમાં કોઇ મોહિની શક્તિ વસતી હશે. ખરેખર

" સાક્ષાત્ પ્રતિમા પ્રેમની, શંકા નહિ તેમાં જરી;
મનહરણ કરતી માનવીના, શક્તિ છે તેની ખરી;
જાદૂ ભર્યું છે તન અતિ ને આંખડી છે ફાંકડી;
ભાનુ સમું વદન નિરખી નારી થાતી રાંકડી.
લાચાર થઇ દુશ્મન બધા ચરણે સદા માથું ધરે;
શક્તિ અનુપમ નર તણી શંકા નહિ એમાં ખરે."

પ્રમદાએ ભૂખ્યાં તરસ્યાં જ દિવસ વીતાડયો. વનમાં ફળનાં વૃક્ષ નહોતાં, કેવળ શાલ વૃક્ષ સિવાય બીજાં કોઇ પણ ફળદાયી વૃક્ષનું તે વનમાં અસ્તિત્વ જ નહોતું. વચ્ચે વચ્ચે એકાદ બે જામફળીનાં વૃક્ષો હતાં, તેનાં બે ચાર ફળ ખાઇને તથા નિર્ઝરિણીના જળનું પાન કરીને પ્રમદા પ્રથમ તો પોતાના ઉદરને શાંતિ આપી હતી, પરંતુ ત્યાર પછી તેને તેમ કરવાનો પણ પ્રસંગ પ્રાપ્ત થઈ શક્યો નહોતો. દિવસે તે દૂરના જંગલમાં ઘોડો ચારતી ફરતી, અને સંધ્યા પછી વૃક્ષપર આશ્રય લેતી તથા વૃક્ષપર ચઢી પ્રસાદ તરફ જોતી જોતીજ તે રાત્રિ વિતાડતી હતી. લૂટારાઓના હાવભાવ જોઇને પ્રમદા કાંઇક અંશે સમજી શકી હતી કે, શત્રુઓનો એક પક્ષ પ્રસાદના જીવનનો નાશ કરવાનો અભિલાષી છે, તથા બીજો પક્ષ તેમના માર્ગમાં અંતરાય કરી રહ્યા છે.

બીજે દિવસે સંધ્યા પછી લૂટારાઓમાં તૈયારી થતી જોઇને પ્રમદા પોતાના ઘોડાને લઇ આવી. વનના વિષમ માર્ગમાં તે સૈનિકો આગળ વધ્યા એટલે પ્રમદા પણ તેમની પાછળ પાછળ ચૂપકીથી ચાલવા માંડી. તેઓએ જ્યારે થાકીને પોતાના અશ્વો છોડી દીધા તથા વૃક્ષ-તળે આશ્રય લીધો, ત્યારે પ્રમદાએ પણ પોતાના અશ્વને દૂર બાંધી દીધો અને તે પાછી એક વૃક્ષપર ચઢી. સૈનિકો થાકી ગયા હતા, પરંતુ પ્રમદાને જરા પણ થાક લાગ્યો નહોતો.

ચતુર ચૂડામણિ મહાદેવરાવે નિશ્ચય કર્યો હતો કે, બે ચાર દિવસ બળવાખોરોને વનમાં ફેરવવાથી તેમનો ઉત્સાહ તથા સાવધતા ઘટી જશે અને ત્યાર પછી યુવરાજની હત્યા કરવાનું સફળ થઇ પડશે. એટલુંજ નહિ પણ નૂરહાનથી કાંઇક સહાયતા પણ અવશ્ય આવી પહોંચશે. આ પ્રમાણે વિચાર કરી મહાદેવ તેમને નૂરહાર ન લઇ જતાં એક વનમાંથી બીજા વનમાં લઈ ગયો. નૂરહારના માર્ગમાં તે જરાપણ

આગળ વધ્યો નહિ. વનમાર્ગનું અવલંબન કરી નૂરેહાર જવામાં કાંઈક ઓછો સમય લાગતો હતો તથા અમુક અંતર પણ ઓછું થતું હતું, એ ખરૂં; પરંતુ ઘોડાને ચલાવતાં જરા પણ સુગમતા પડતી નહોતી. વનના માર્ગમાં રખડતાં રખડતાં મહાદેવરાવ ધીમે ધીમે આગળ વધવા લાગ્યો. બીજા દિવસની રાત્રિ પણ તે ચાલાક અને ખેલાડી સેનાપતિએ જંગલમાં જ વ્યતીત કરી અને સૈનિકોને પણ પોતાના પ્રપંચથી ઘોર ગફલતમાં રાખ્યા.

એ દિવસ કોઈની સાથે વાતચીત કરવાનો પ્રસંગ ન મળવાથી પ્રમદાને ઘણુંજ દુઃખ વેઠવું પડ્યું હતું. તે વિચારતી હતી કે, ખાધા-પીધા વિના રહેવું હોય તો, ખુશીથી રહી શકાય તેમ છે, પરંતુ બોલ્યા ચાલ્યા વિના એક ક્ષણ પણ રહી શકાય તેમ નથી. ચોથે દિવસે તેણે વિચાર્યું કે, હવે બોલ્યા વિના કોઈ પણ રીતે રહી શકાશે, પરંતુ ખાધા વિના રહી શકાશે નહિ. પાંચમે દિવસે વિચાર્યું કે, જીંદગી સુધી બોલ્યા ચાલ્યા વિના અથવા તો વાતચીત કર્યા વિના રહી શકાય છે, પરંતુ આહાર કર્યા વિના એક સપ્તાહ પણ રહી શકાતું નથી. તૃતીયાના મધ્યાન્હ સમયે અનાહારથી અવસન્ન થઈને પ્રમદા એક વૃક્ષતળે સૂઈ ગઈ. એ સમયે તેના કાન પાસે કેટલાક શબ્દો સંભળાવા લાગ્યા. જાણે કોઈ બોલી ઉઠ્યું:—"અનાહારે શા માટે મરે છે? ઘોડાપર ચઢીને દેશમાં ચાલી જા, એટલે તરત જ ખાવાનું મળશે."

દાંતથી હોઠ પીસીને પ્રમદા બોલી:—"મરવું હશે તો અહીંજ મરીશ, પણ અહીંથી ક્યાંય પણ જઈશ નહિ."

એકાદશ પરિચ્છેદ

# હજી સુધી જીવતો છે ?

" જુદા કર તનસે અય ખુંખાર ગર્દન;
સરાસર હોથ પર હય બાર ગર્દન;
બરહેના દેખકર શમશીર તેરી;
ઝુકી હર સૂરતે તલ્વાર ગર્દન;
ઊઠાયા સર પૈજબસે બાર ઉલ્ફત;
સરાસર હોગઇ બેકાર ગર્દન. "

અનંતરાયના મનમાં હવે શાંતિ અથવા આરામનો અંશ પણ રહ્યો નહોતો. એક સપ્તાહ થયાં મહાદેવરાવ અજમેર ગયો છે, છતાં હજી સુધી તેની પાસેથી કશા પણ સમાચાર આવ્યા નથી. આજે ત્રણ દિવસ થયાં તેના સમાચાર લાવવા માટે માણસોપર માણસો દોડાવીને અજમેર ભણી મોકલવામાં આવતા હતા. પરંતુ તેમાંનો એક પણ માણસ પાછો ફરી આવીને કશા પણ સમાચાર લાવી શક્યો નહોતો. અજમેર ઘણું દૂર હોવા છતાં, બે દિવસમાંજ અશ્વદ્વારા ત્યાંથી નૂરહાર આવી શકાતું હતું. એટલુંજ નહિ, પણ જો કોઈ વેગશાળી અશ્વ પર સ્વાર થઇ એકદમ દોડી આવવાથી, પંદર કલાકના અવધિમાં જ નૂરહાર પહોંચી શકાતું હતું.

દુર્ગના શિખરપર ચઢી અનંતરાય એકાગ્ર દૃષ્ટિથી અજમેરના માર્ગ ભણી જોઈ રહ્યો હતો. ધીમે ધીમે સંધ્યાની ઝાંખી છાયાએ પથ, ઘાટ અને પૃથ્વી આદિ સર્વને ઢાંકી દીધાં. અનંતરાયનું મન સ્થિર

નહોતું. તે પોતાનું ભાન પણ ભૂલી ગયો હતો. તે વિચારી રહ્યો હતો કેઃ—" હું ધારૂં છું કે, **મહાદેવરાવ** પણ પોતાના સૈન્ય સહિત ઘેરાઇ ગયો છે અથવા તો **ભવાનીપ્રસાદ** વિશાળ સૈન્ય લઇને નૂરહાર પર હુમલો કરવા માટે આવી રહ્યો છે. પણ ફિકર નહિ તેના આવવાથી મને કશો પણ ભય નથી. ભય રાખવાની જરૂર છે ?

" વિદારૂં પર્વતો મોટા, ગજાવું નામ ભારતમાં;
કરૂં આઘાત ભીષણને વ્હાવું રક્તાની ધારા.
પ્રપંચી દાવ ખેલીને, કરૂં પોબાર હું મારા;
વિજય ડંકો ગજાવીને, કરૂં સ્થિર હું આભના તારા.
જગતનો નાશ કરવામાં સદા હું કાળ ભીષણછું;
હનન શત્રુ તણું કરવા સદા વિકરાળ ભીષણછું. "

પ્રસાદ જેવો એક પામર ભિખારી મને શું કરી શકનાર છે ? હું ઉદયપૂરના મહારાણાનો પણ ભય કરતો નથી. જગતના ગમે તેવા વીરની વીરતાથી પણ હું કદાપિ ડરતો નથી. તો પછી પ્રસાદનું શું ગજું ? શી શક્તિ ? "

આમ કહીને **અનંતરાય** કેટલીકવાર સુધી શાન્ત થઇને કાંઇક વિચારમાં પડી ગયો. ઘણા ઘણા વિચારોના પરિણામે છેવટે તે પાછો બોલવા લાગ્યોઃ—" પણ હા **ભવાનીનો** ભય રાખવાનું એક કારણ અતિ સબળ છે. તે નૂરહાર આવીને ઉભો રહેશે એટલે ક્ષણવારમાં જ મારી સિંહાસન તથા રાજ્યની આશનો અંત આવશે. આશા શુષ્ક થઇને રોળાઇ જશે. નષ્ટ થશે. આ બધા વિશ્વાસઘાતક સૈનિકો તેને જોતાંની સાથે જ, મને છોડીને તેના પક્ષમાં જઇ મળશે. ત્યારે મારૂં શું થશે ? ભગવાન્ ! મેં આ જીંદગીમાં કદાપિ તારૂં સ્મરણ કર્યું નથી, છતાં સેવકના અપરાધની ક્ષમા આપી કહી દે કે, તે વખતે મારી શી

દશા થશે ? એ ઘોર પાપાત્માઓના હાથમાંથી મારૂં રક્ષણ પણ શી રીતે કરી શકશે ?"

આ પ્રમાણે અનેક વિચારો કરતો અનંતરાય અસ્થિર મનથી દુર્ગના શિખરપર આમતેમ લટાર મારવા લાગ્યો. અંધકારમાં ભૂમિ, કન્દરા આદિ સર્વ છૂપાઇ ગયાં હતાં. તેમ છતાં પણ અનંતરાય તે માર્ગભણી ક્યારેક ક્યારેક જોયા કરતો હતો. આકાશમાં હજી સૂધી કાંઇક કાંઇક પ્રકાશની છટા દૃષ્ટિગોચર થઇ આવતી હતી. થોડીવાર પછી એકાદ બે નક્ષત્રોનો ઉદય થયો, એ જોઇને અનંતરાયના મનમાં અત્યંત આનંદ થયો, તેના હૃદયાકાશમાં આશારૂપ અરૂણનો ઉદય થયો. તેણે પૂર્વ આકાશના એક મોટા નક્ષત્ર તરફ ઘણી વાર સૂધી સ્થિરતાથી જોતાં જોતાં અનેક પ્રકારના વિચારો કરી જોયા. છેવટે તે પોતાના મનમાં એક જાતનો દૃઢ નિશ્ચય કરીને દુર્ગના શિખરપરથી નીચે ઉતરી આવ્યો. ત્યાર પછી મશાલની સહાયતાથી તેણે દુર્ગની સારી રીતે તપાસ કરી લીધી અને ત્યાંથી એક ક્ષણ પણ ગાળ્યા સિવાય તે તરત જ પોતાના મહાલયમાં આવી પહોંચ્યો. મહાલયમાં આવીને તેણે દીવાન તથા બક્ષીને પોતાની પાસે બોલાવી મંગાવ્યા.

તેમના આવ્યા પછી અનંતરાય બોલ્યો:—"દીવાન, હવે અજમેર સાથે આપણે અવશ્ય યુદ્ધ કરવું પડશે. જે અજમેર એક દિવસ આપણી કૃપાનું ભીખારી હતું, તે આજે ડગલે ને પગલે આપણું અપમાન કરી રહ્યું છે. એ એક સામાન્ય રાજ્યથી આપણે કદાપિ ડરવાનું નથી. જીવ જાય તો ભલે જાય. રાજ્ય પાયમાલ થાય તો ભલે થાય અને સત્તા રસાતળમાં જાય તો ભલે આ ક્ષણેજ ચાલી જાય, તેની કશી પણ પરવાર કરવાની નથી. ચોહાણના ભીષણ અપમાનને આપણી કુશાવહજાતિ કદાપિ સહી શકશે નહિ.

અપમાન સહીને બેસવું એ કર્મ ક્ષત્રીનું નથી;
વળી રાજ લેવા શત્રુનું તૈયાર થાઓ હામથી;
મારી ઉખેડી ભૂમિથી, કાઢો નિકંદન નામથી;
ધર્મ સાચો એ ખરો કર્ત્તવ્ય બીજું કંઈ નથી;
સંહારવા શત્રુ સદા એ ટેક ધારો આજથી;
કર્મને વળી ધર્મ જાણો ઘોરતમ સંહારથી.

બસ, આજથી મારી ભીષણ પ્રતિજ્ઞા છે કે, સમ્બર સરોવરથી હું અજમેરને ડૂબાડીશ. મારા વિજયી વાવટાને અજમેરના દુર્ગના શિખરપર સદાને માટે વિજય તથા ગર્વસહિત ફરકાવીશ."

દીવાને કહ્યું:—" મહારાજ, કાસિમ, મહમૂદ આદિ મુસલ્માનો જે અજમેરને જીતી શક્યા નથી, જે અજમેરના એક દિવસ ઉદયપૂરના મહારાણા પણ પ્રતિસ્પર્ધી હતા, તે અજમેર અત્યારે દુર્બળ હોવા છતાં પણ નિષધના સમાન એક ક્ષુદ્ર રાજ્યદ્વારા પરાજિત થાય, એ વાર્ત્તા સર્વથા અશક્ય છે. ચોહાણો ખરા વીરપુરુષો છે. હજી સુધી તેમના તનુમાં વીરતાના રક્તની ઉષ્ણ ધારાઓ વેગપૂર્વક ઉછાળા મારી રહી છે. જન્મભૂમિને માટે પ્રાણનું બલિદાન આપવું, એને તેઓ એક મહા આનંદનો વિષય માને છે. પોતાના રાજાના કલ્યાણ માટે પ્રત્યેક અજમેર નિવાસી નર કિંવા નારી પોતાનું લોહી રેડવામાં પણ પાછી પડતી નથી. અજમેરપતિ શૂરસિંહનું બળ પણ અસીમ છે. તેનાપર વિજય મેળવવો એ આકાશ કુસુમને પ્રાપ્ત કરવા સમાન અતિ દુર્લભ વાર્ત્તા છે. વળીઃ—

" નિજ દેશના કલ્યાણ કાજે પ્રાણ આપે માનવી;
જેણે હણી કલ્યાણ કાજે વૃત્તિ છે સહુ દાનવી;
બહુ દેશપ્રેમી નર અને નારી વસે જે દેશમાં;
જ્યાં ભાવના એવી વસી કે, જન્મભૂમિ માત છે;

તનુજો સદા તે દેશનાં ગુણુમાં અતિ વિખ્યાત છે;
એ દેશથી કંકાસ કરવામાં નહિ કંઇ સાર છે."

અનંતરાય આથી સહજ ચીડાઇને બોલ્યો:—" શું તમે મારી વાર્તાને સર્વથા અસંભવિત જ ઠરાવો છો ? હું ધારૂં છું કે, હજી સૂધી તમે મારા સ્વરૂપને બરાબર ઓળખી શક્યા નથી, નહિ તો આવા શબ્દો ઉચ્ચારવાનું તમારાથી કદાપિ સાહસ પણ ન કરી શકત. અજમેર બિચારૂં શા લેખામાં, જો હું ધારૂં તો એકવાર સમસ્ત ભારતવર્ષને મારા અધિકારમાં લાવી શકું તેમ છું. પરંતુ હમણાં હું ખુલ્લી રીતે કાંઈ પણ કરી શકું તેમ નથી. કુશળતાથી અજમેરને જીતી લેવાનો મેં દૃઢ નિશ્ચય કર્યો છે. રાત્રે જ્યારે અજમેરી સૈન્ય નિદ્રામાં પડ્યું હશે, ત્યારે તેને ઘેરી લેવાથી તરતજ અજમેરને અધિકારમાં લાવી શકશે. વારૂ, અજમેરનો વિજય કરવામાં વધુ કેટલાક સૈનિકોની જરૂર પડે તેમ છે, દીવાન!"

દીવાને જવાબ આપ્યો:—" મહારાજ, જો આપના જેવા કોઇ કુશળ સેનાપતિ પચાસ હજાર સૈન્ય લઇને સૂતેલા અજમેરીઓપર આક્રમણ કરે, તો અનાયાસે વિજયી થઇ શકાય તેમ છે. પણ તે વખતે પણ સૈનિકોને સાહસી કરવા તથા યુદ્ધને માટે ઉસ્કેરવામાં જો જરાય ગફલત થાય તો પછી વિજયની કશી સંભાવનાજ રાખી શકાય તેમ નથી. કારણ કે, સૂતેલા સિંહને મારવો એ ઘણુંજ જોખમ ભરેલું કાર્ય છે."

અનંતરાયે પૂછ્યું:—" ત્યારે ચાર દિવસમાં કેટલું સૈન્ય તૈયાર કરી શકાશે વારૂ ?"

દીવાને જવાબમાં જણાવ્યું:—" મહારાજ, આપની પ્રથમની આજ્ઞા અનુસાર બધું સૈન્ય તૈયાર છે. ચાર દિવસના અવધિમાં પચીસ

હજાર સૈનિકોને ઘણીજ ખુશીની સાથે રણભૂમિમાં મોકલી શકાય તેમ છે. રાજ્યના કિલ્લેદારોના તાબામાં જે સઘળું સૈન્ય છે, તેને તૈયાર કરવામાં કેટલોક વિલંબ થવાનો સંભવ છે. ”

અનંતરાયે કહ્યું:—“ તે બધા કિલ્લેદારોને એક એક પરવાનો મોકલી આપો. જ્યાં જ્યાં જે કોઇ હથિયારધારક પુરુષો હોય, તેમને ચાર દિવસમાંજ અજમેરના માર્ગમાં એકઠા થવાની આજ્ઞા આપી દો. આપણને અત્યારે ઓછામાં ઓછા એક લાખ સૈનિકોની ખાસ જરૂર છે. કારણ કે, સૈન્ય સિવાય એક પ્રબળ રિપુના રાજ્યપર આક્રમણ કરવું એ વિચારશીલ મનુષ્યનો ધર્મ નથી. બસ હવે મારી આજ્ઞા પ્રમાણે બધી વ્યવસ્થા કરી સૈન્યરૂપી તરંગોથી અજમેરને પ્લાવિત કરી દો.”

દીવાને કહ્યું:—“ મહારાજ, આવા નાના રાજ્યમાંથી એક લાખ સૈનિકોને એકત્રિત કરવાનું કાર્ય સર્વથા અસંભવિત છે. હું ધારૂં છું પાંત્રીસ હજાર સૈનિકોથી એક પણ સૈનિક વધારા તરીકે મળી શકશે નહિ.

દીવાન પોતાના સ્વામીને બહુ સારી રીતે ઓળખતો હતો, તેથી ખુલ્લી રીતે કાંઈ પણ બોલ્યો નહિ. પરંતુ બક્ષી એક વાર્તા કહ્યા વિના રહી શક્યો નહિ. તે બોલી ઉઠયો:–“ મહારાજ, અવિનયની ક્ષમા કરશો, હું આજે આપને એક વાર્તાનું સ્મરણ કરાવી આપું છું. આવતી વસંતપંચમીને દિવસે અજમેરમાં વીરોત્સવ થશે. આજે પૂર્ણિમાનો દિવસ છે અને પંચમી આડા ફક્ત પાંચ દિવસજ રહ્યા છે. અલ્પ સમયમાંજ અજમેરમાં સમગ્ર રાજપૂતાનો વીરેન્દ્રવર્ગ એકત્રિત થશે. આવા સમયમાં અજમેરપર આક્રમણ કરવું એ કોઇ પણ રીતે ઉચિત કિંવા હિતાવહ નથી. કારણ કે, એ સર્વ યોદ્ધાઓની હાજરીમાં આપણે વિજયી થઈ શકીએ એ વાર્તા કદાપિ સંભવી શકે તેમ નથી.”

વીરોત્સવની વાર્તાનું અનંતરાયને સ્મરણ નહોતું. તે બક્ષિની

વાર્તાથી કાંઈક ચિંતાતુર થયો. તેણે કહ્યું:—"તેથી કાંઈ પણ અડચણ થશે નહિ વીરોત્સવ નિમિત્તે અનેક રાજાઓ પોતાના સૈન્યને તૈયાર કરી શકે છે, તેમજ ઘણાં ઘણાં સૈન્યો અજમેર શહેરમાં આવી શકે તેમ છે, તે પ્રમાણે આપણે પણ જો આપણા સૈન્યને લઇ જઇશું. તો તેથી કોઇને કશો પણ સંદેહ થશે નહિ. ઉત્સવ સમાપ્ત થયા પછી જ્યારે સર્વ વીર પુરુષો પોતપોતાના સ્થાન પ્રતિ પ્રયાણ કરી જશે, ત્યારે આપણે આપણા કાર્યનો આરંભ કરીશું. આમ કરવાથી ત્યાંનું સૈન્ય ગફલતમાં પડયું રહેશે અને આપણને જીત મેળવવાનો મન માન્યો પ્રસંગ મળશે. મારી ધારણા પ્રમાણે આ વિચાર અતિ ઉત્તમ છે અને એના યોગે વિજય પણ બહુજ સહજમાં મળી શકે તેમ છે. બસ, હવે એક ક્ષણનો પણ વિલંબ કરવાની જરૂર નથી, એકદમ સૈન્યને તૈયાર કરવાનીજ ખાસ જરૂર છે."

ત્યાર પછી અનંતરાય એક પ્રકારના ઉત્સાહ અને તેજની સાથે કહેવા લાગ્યો:—"દીવાન, તમે સૈન્યનો સંગ્રહ કરવા માટે ચારે તરફ માણસો મોકલી આપો અને તે સાથે સર્વ સ્થળે જાહેર કરો કે, આપણે સર્વને વીરોત્સવમાં ભાગ લેવા માટે અહીંથી અજમેર જવાનું છે. અને બક્ષિ! તમે હમણાં ને હમણાંજ શિરોહી તરફ રવાના થાઓ. શિરોહીરાજને મારા પ્રણામ કહીને જણાવજો કે, "વેરીને તેના અપરાધની સજા આપવાનો યોગ્ય અવસર ઉપસ્થિત થયો છે, જો શિરોહીના દેવડા તથા મીનેચ તલ્વાર ઝાલવાનું ન ભૂલી ગયા હોય, તો પચાસ હજાર સૈનિકોથી અરવલ્લિની કન્દરાઓને ઘેરી લઇ પશ્ચિમમાંથી અજમેરપર આક્રમણ કરો. હું એક લક્ષ સૈનિકો લઇને પૂર્વમાંથી અજમેરને પ્લાવિત કરવા આવું છું. ઉત્સવ ક્ષેત્રમાં શિરોહીરાજની સાથે મારી મુલાકાત થશે. સમય થોડો છે, માટે બે દિવસમાંજ તમારે

શિરોહી પહોંચવું પડશે. જો એમાં એક ક્ષણનો પણ વિલંબ થશે, તો ધારેલી ધારણા ધૂળમાં મળશે."

બક્ષીએ કહ્યું:—"મહારાજ, બે દિવસમાં શિરોહી પહોંચવું અસંભવિત છે."

અનંતરાયે કહ્યું:—"અસંભવિત ધારીનેજ તમારા શિરપર આ કાર્યનો ભાર સોંપું છું."

બક્ષિ અનંતરાયને પ્રણામ કરી ત્યાંથી વિદાય થયો. દીવાન પણ ચાલ્યો ગયો. અનંતરાય એકલો બેસીને કાંઇક વિચારવા લાગ્યો ધીમે ધીમે રાત્રિ વધવા લાગી. અનંતરાયની ચિંતા અને પીડા પણ સાથે સાથે વધવા લાગી. તેણે આખી રાત્રિ જાગરણમાંજ વીતાડી.

સવારમાં મહાદેવરાવનો મોકલેલો એક દૂત આવી રાજા પાસે હાજર થયો. અનંતરાય ગભરાઇને તેને પોતાની તે નાની ઓરડીમાં લઈ ગયો. દૂતે બધી બીના જણાવી દીધી. કેવી રીતે કપટ કરીને મહાદેવરાવ ચતુર્દશીની રાત્રે કુશળતાથી છાનો માનો ભવાનીપ્રસાદને બંદી કર્યો, એ વાર્તા પણ જણાવી.

અનંતરાયની છાતી પરથી આપત્તિનો પર્વત દૂર થયો. આવો આનંદ તેને આખી જીંદગીમાં નહિ મળ્યો હોય, એવો આભાસ થવા લાગ્યો. આનંદનો વેગ સહજ ઓછો થયા પછી અનંતરાયે પૂછ્યું:— "તેના મડદાંને તેં નજરો નજર જોયું છે ખરૂં કે?"

દૂતે અજાયબીની સાથે પૂછ્યું:—"કોનું મડદું, મહારાજ?"

અનંતરાયે પૂછ્યું. "કોનું? આવો વિલક્ષણ સવાલ કેમ પૂછે છે? જેને બંદીવાન કર્યો છે, તેના?"

દૂતે કહ્યું:—"બંદીવાન તો હજી સુધી જીવતો છે."

અનંતરાયે પૂછ્યું:—"જીવતો! હજી સુધી જીવતો છે!

મહાદેવરાવે મારી આજ્ઞાનો અનાદર કર્યો છે ? હું ધારૂં છું કે, તમે બધા નિમકહરામી છો, ભયંકર વિશ્વાસઘાતક છો."

દૂતે કહ્યું:—" મહારાજ, અમે બધા વિશ્વાસઘાતક થયા નથી, ફક્ત કેટલાક સૈનિકોજ થયા છે.

આમ કહીને દૂતે ધીમે ધીમે બધી બીના કહી સંભળાવી. તે સાંભળી અનંતરાય ક્રોધથી ગાજી ઉઠયો તેણે કંપિત સ્વરથી પૂછ્યું:— "વિદ્રોહીઓની અથવા તો બળવાખોરોની સંખ્યા એટલી બધી ઓછી છે, ત્યારે તેમની કત્લ શા માટે કરવામાં નથી આવી ? હું ધારૂં છું કે, આમાં અવશ્ય કાંઇક દગાની બાજીજ ખેલાઇ છે. મહાદેવરાવે વિશ્વાસ-ઘાત કરીને મારૂં રાજ્ય પચાવી પાડવાનો નિશ્ચય કર્યો હોય એમ તેમ જણાય છે. કહે તું સાચે સાચું કહી દે, કે આમ કરયામાં મહાદેવરાવનો શો હેતુ સમાયલો છે ? જો મારી પાસે એક પણ અસત્ય શબ્દનો ઉચ્ચાર કરીશ તો આ સ્થળે અને આ પળેજ મારા ઉન્મુક્ત કૃપાણથી તારો સંહાર કરવામાં હું લેશ માત્ર પણ દયા દર્શાવીશ નહિ. આવા પ્રપંચો ખેલવાનું કાંઇ પણ ગહન કારણ હોવું જોઇએ. નહિ તો અપરાધીને અત્યાર સુધી જીવતો રાખવામાં આવ્યો છે, તે કદાપિ જીવી શકેજ નહિ."

દૂતે કહ્યું:—" મહારાજ, એમાં અમારો કશો પણ દોષ નથી. અમે સહુએ તો તેવીજ સલાહ આપી હતી, પરંતુ સેનાપતિ મહાદેવરાવે એ પ્રસ્તાવમાં અસમ્મતિ પ્રકટ કરીને તેમ કરવાનું મુલ્તવી રાખ્યું હતું."

અનંતરાયે પૂછ્યું:—" તેણે અસમ્મિતિ પ્રકટ કરી હતી, એમ કરવાનું કારણ શું હતું વારૂ ?"

દૂતે જવાબ આપ્યો:—" શિરોહી વિજયી વીર પુરૂષના બાહુબળના ભયથી સેનાપતિ શંકાશીલ થયા હતા અને તે સાથે તેઓ પોતાનું મરણ થશે એમ ધારતા હતા, એ સર્વે કારણોથી તેમણે તેનો વધ કર્યો નથી."

અનંતરાયે પૂછ્યું:—" તમે દોઢસો તથા બળવાખોરો માત્ર પચાસ જ હોવા છતાં, તેમનો ભય રાખવાનું કારણુ શું છે. એ હું કોઇ પણ રીતે સમજી શકતો નથી. કાપુરુષ તમે બધા સૈનિક પદને માટે છેક અયોગ્ય છો. તમારા જેવા નાલાયક સૈનિકોથી મારૂં આખું સૈન્ય ખરાબ થયું છે."

દૂતે કહ્યું:—" મહારાજ, સેનાપતિએ બીજા થોડાક સૈન્યની મદદ મગાવી છે."

અનંતરાય બોલ્યો:—' હવે કેટલુંક સૈન્ય મળશે ત્યારે તમારો મહાવીર સેનાપતિ મહાશય બળવાખોરોને મારી ને મોટા શત્રુનો વધ કરી શકશે ? હું તો આનો કશો પણ અર્થ સમજી શકતો નથી."

દૂતે કહ્યું:—" મહારાજ, બીજા બસો સૈનિકોની જરૂર પડશે.

અનંતરાયે કહ્યું:—" બહુ સારૂં તેટલું સૈન્ય આપું છુ, આ વખતે હું પોતેજ સૈનિકોને ચૂંટી આપીશ. જાઓ હવાલદારને હમણાંને હમણાંજ મારી પાસે મોકલી આપો."

દૂતે કહ્યું:–" મહારાજ, આપને સેનાપતિએ કહેવડાવ્યું છે કે એ વિશ્વાસઘાતક વાંદરાઓને સત્વર મારી શકીશું, એટલે પછી પ્રસાદનો વધ કરવામાં કશી અડચણ આવશે નહિ. એ એક ભયંકર દુશ્મનનો સંહાર થવાથી મહારાજ નિશ્ચિંત રહી શકશે."

પરંતુ અનંતરાય નિશ્ચિંત રહી શક્યો નહિ. તે દિવસે બપોરેજ તેણે બીજા બસો સૈનિકોની સાથે મહાદેવરાવ પાસેથી આવેલા દૂતને અજમેર ભણી મોકલી આપ્યો. તેમાંના પ્રત્યેક સૈનિકને અનંતરાયે કહી દીધું કે, ભવાનીપ્રસાદના કપાયલા મસ્તકને જે કોઈ લાવી આપશે, તેને એક કિલ્લો તથા તેને યોગ્ય એક જાગીર ઇનામ તરીકે આપવામાં આવશે. આ સાંભળીને નવીન સૈન્ય નવીન ઉત્સાહથી પરિપૂર્ણ થઇને અજમેર ભણી રવાના થયું.

તેમને મોકલી દીધા પછી અનંતરાયના મનમાં જાણે કાંઇક શાંતિ વળી હોયની! એમ જણાવા લાગ્યું. મનોમધ્યે સાગરના તરંગોની પેઠે અનેક પ્રકારની કલ્પનાઓ ઉદ્‌ભવીને પાછી શમવા લાગી મરૂભૂમિની બાલૂકાના ઢગલાની પેઠે તેનું હૃદય નીરસ, તથા સ્નેહશૂન્ય બની ગયું. તે પોતાના સુખની કલ્પનામાંજ ડૂબી ગયો. ક્યારેક તે વિચારતો હતો કે, સમસ્ત વિશ્વ સંસાર તેના ઉપભોગ માટેજ સરજાયો છે. તો પછી ભવાનીપ્રસાદની મિલ્કતને હજમ કરવી એમાં શી નવાઈ? વળી ક્યારેક એમ પણ વિચારતો હતો કે, રાજપુતાનાનો રાજન્ય વર્ગ તેના પગતળે રગદોળાઇ રહ્યો છે અને ચિતોડનું રાજછત્ર તેના પોતાના મસ્તકપરજ વિરાજી રહ્યું છે. બીજી ક્ષણેજ તેના હૃદય ચક્ષુ સમક્ષ એવા ભાસ થયા કરતો હતો કે, ભવાનીપ્રસાદનું કપાયલું મસ્તક તેના હાથમાં આવ્યું છે. એ જોઈને તે આનંદનો માર્યો અધીરો થઈને વેગપૂર્વક ઉભો થયો. તેણે જાણ્યું કે, તે મસ્તક નથી, પરંતુ એક પત્ર છે.

છેવટે નિરાશ થઇને તે પાછો બેસી ગયો અને સ્થિરતાથી તે પત્ર વાંચવા લાગ્યો. તે પત્ર દેવળરાયનો લખેલો હતો. રસ્તાના થાકથી થાકેલો દેવળ એટલો બધો દુઃખી થઇ પડયો છે કે, એવી સ્થિતિમાં તેનાથી શિરોહી જઈ શકાય તેમ નથી. અજમેરનો ઉત્સવ જોવા માટે આતુર થઇને દેવળે તે પત્રમાં પિતા અનંતરાયથી અનુમતિ માગી હતી.

અનંતરાયે વિચાર્યું કે જ્યારે ભવાની બંદીવાન થયો છે, ત્યારે દેવળના અજમેર જવામાં કશો પણ વાંધો નથી. આ પ્રમાણે વિચાર કરીને તેણે પોતાની અનુમતિ લખી મોકલી. ત્યાર પછી કુમાર દેવળરાયનો વિશ્વાસુ દૂત પ્રતાપ તે પત્ર લઇને અજમેર ભણી રવાના થયો.

દ્વાદશ પરિચ્છેદ

## ભાગ્ય–વધૂ

" ન લેતા કોઇ સોદા મોલ બાઝારે મહોબ્બતકા;
મગર જાંનકદ આપની બેચકર લેતે તો હમ લેતે.
જો હોતા હમસે હમ બીસ્તર બતા ફીર તેરા ક્યા જાતા;
તડપ કર કરવટેં દીન રાત ગર લેતે તો હમ લેતે.
તુજેહ ક્યા કામ થા અયે બેખબર ખુદ ઢુંડતા ફીરતા;
દીલે ગુમ ગસ્તા અપનેકી ખબર લેતે તો હમ લેતે.
લગાયા જામ હોટોસે જો ઉસને હમકો રશ્ક આયા;
કે બોસા ઊસકે લબકા અયે ઝફર લેતે તો હમલેતે."

સ્વામીની આજ્ઞા પ્રમાણે જનાર્દન, તે હિમાચલને કંપાવતી કૃષ્ણપક્ષની ઘોર અંધકરમયી રાત્રિએ નૂરહાર ભણી આપવાને અજમેરથી રવાના થયો. અશ્વ છેક થાકી જવાથી માર્ગ પાસેના એક પથિકાલયમાં રાત્રિ વ્યતીત કરી પુનઃ પ્રભાત થતાની સાથેજ જનાર્દને પોતાના અશ્વને દોડાવી મૂક્યો. થાકેલા અશ્વને લઇને જનાર્દન પોતાની ઇચ્છા પ્રમાણે માર્ગ કાપી શક્યો નહિ અમાવાસ્યાને દિવસે રાત્રિનો લગભગ એકાદ પ્રહર વીત્યા પછી તે નૂરહાર આવી પહોંચ્યો. ત્યાં આવ્યા પછી તેણે તે શહેરની એક પાન્થશાળામાં આશ્રય લીધો.

જનાર્દને જોયું કે, નગરમાં ભારી ધામધૂમ મચી રહી છે. રાજાનો હુકમ જાહિર થયો છે કે, પ્રત્યેક યુવક અસ્ત્રશસ્ત્રથી સુશોભિત થઇને ચોથે દિવસે અજમેર ભણી રવાના થશે. રાજાજ્ઞામાં તેઓને એમ

પણ જણાવવામાં આવ્યું હતું કે, અજમેરના વીરોત્સવમાં ભાગ લેવાનો જ રાજાનો મુખ્ય ઉદ્દેશ છે. આથી નગરમાં સર્વ સ્થળે કોલાહલ સાંભળવામાં આવતો હતો.

યુવકોનાં ટોળેટોળાં મળીને અશ્વ એકઠા કરવાની કોશિશ કરી રહ્યા હતા. અશ્વો, રાજદરબારમાંથી મળી શકતા નહોતા. જેમને અશ્વ ન હોય, તેમને પાયદળ*સૈન્યમાં દાખલ થવું પડયું હતું.

એક યુવકે આવીને જનાર્દનના અશ્વપર આક્રમણ કર્યું. ચતુષ્પદ મહાશય તે સમયે આર્દ્ર નયનથી થોડીક દૂર્વાનું ભક્ષણ કરી રહ્યો હતો. યુવકે આવીને તરત જ પૂછયું:—" આ અશ્વ કોનો છે ? અને ત્યાં ક્યાંનો નિવાસી છે ? આ શહેરમાં તે શામાટે આવ્યો છે. "

આ સાંભળી જનાર્દન સ્હામો આવી ઉભો રહ્યો. ત્યાર પછી બોલ્યો:—" મારો અશ્વ છે. "

યુવકે પૂછયું:—" અશ્વને વેચવાની તમારી ઇચ્છા છે ખરી કે?"

જનાર્દને કહ્યું:–" ના "

યુવકે પૂછયું:—" તમે આ અશ્વ લઇને શું કરશો ? મને જ આપી દોને. મને અત્યારે પૂરતો ખપ છે. "

જનાર્દને એક વિલક્ષણ સવાલ રજૂ કર્યો:—" તમારી કમરપર લટકતી આ તલ્વાર તમે મને વેચાતી આપો તો તેમાં તમને શી હરકત છે ? તમે માગશો તે મૂલ્ય આપીશ. "

યુવકે કહ્યું:—" વાહ વાહ હું તો ઠેઠ અજમેર સુધી તલ્વાર ખેલવાની ઇચ્છાથી જાઉં છું, એવી સ્થિતિમાં મારાથી મારી આ અતિ પ્રિય તલ્વાર હું તમને શી રીતે આપી શકું વારૂ ? "

જનાર્દને પૂછયું:—તમે કેટલાક જણા ત્યાં જવા ધારો છો કે,

અશ્વની આટલી બધી તંગી આવી પડી છે ? શું કાંઇ યુદ્ધ કરવાનો સંકલ્પ તો નથી કર્યો ને ?"

યુવકે જવાબ આપ્યો:—" અમે બધા જઇએ છીએ. જે કોઈ વ્યક્તિને તલ્વાર ચલાવતાં આવડે છે, તે સર્વને અજમેર આવવાનો રાજ્ય તરફથી સખત હુકમ થયો છે. "

યુવક ચાલ્યો ગયો. પરંતુ જનાર્દન અત્યંત ચિંતાતુર બની ગયો. અશ્વની રક્ષાનો ભાર ગૃહક સ્વામીપર રાખીને જનાર્દન રાજમાર્ગપર આવી પહોંચ્યો. રાજમાર્ગપર એ વખતે પ્રકાશનો કશો પણ અભાવ નહોતો. જનાર્દને આમ તેમ ફરીને ચારે તરફ જોઇ લીધું. તેણે જોયું કે, સર્વ સ્થળે સાજ સજ્જાનો પ્રકાર ચાલી રહ્યો છે. કોઈ હથિયારને પાણી ચઢાવે છે, કોઇ જીર્ણ પોશાકને સાંધી રહ્યા છે, કોઇ નવીન વહૂ લાવીશું એમ કહીને પોતાની પત્નીને ધમકાવતા હતા; પત્ની ટગર ટગર જોતી સ્વામીના મુખભણી જોઇ રહી હતી. કેટલાકો ઘોડા ખરીદવા માટે સ્ત્રી પાસેથી અલંકાર માગી રહ્યા હતા, અને તે સાથે અજમેરથી નવા અલંકારો લાવી આપશે એમ કહીને સ્ત્રીને આશ્વાસન આપી રહ્યા હતા અને કેટલાક સૈનિકો તો માતા પિતાને છોડીને જવું પડશે એમ ધારીને પુષ્કળ રડી રહ્યા હતા.

જનાર્દને જોઇ સાંભળીને વિચાર્યું કે, અજમેરમાં કાંઇ ખટપટ કરવાનોજ અનંતરાયનો ઉદ્દેશ છે. નહિતો આટલા બધા સૈન્યની જરૂર પણ શી પડે ? જનાર્દન ચિંતાતુર વદને પાન્થશાળામાં ચાલ્યો આવ્યો તથા અશ્વનો ખોરાક મેળવવાની કોશિશમાં ગુંથાયો.

નાના પ્રકારની ચિંતાઓમાં ને ચિંતાઓમાં જ જનાર્દને રાત્રિ વીતાડી તે પોતાના યથા સર્વસ્વને અજમેરમાં રાખી આવ્યો હતો; અને તેને જ લુટવાનો અનંતરાયનો મુખ્ય ઉદ્દેશ હતો, એ વાર્તા પણ

જનાર્દનના જાણવામાં આવી ગઇ. જનાર્દન હવે સ્થિર રહી શક્યો નહિ. તે પથારીપર ઊઠીને બેઠો. તેણે વિચાર્યું કે;—" હું યુવરાજની વાતપર આધાર રાખીને અહીં શામાટે આવ્યો ? તેમને એકલા મૂકીને મૂર્ખની પેઠે હું અહીં શામાટે ચાલ્યો આવ્યો ? યુવરાજ ! પ્રભુ ! હું મહા મૂર્ખ છું ? પ્રથમ સમજ્યો નહોતો, પણ અત્યારે બધી બીના સ્પષ્ટ રીતે મારા જાણવામાં આવી ગઇ છે ! પાપિષ્ટ અનંતરાયે તમારો પત્તો મેળવ્યો છે. તે તમારો નાશ કરવા ઇચ્છે છે. પૃથ્વીના પૃષ્ટપરથી તમારા નામને નાબૂદ કરવા માગે છે. તે દુરાત્મા દાનવના હૃદયમાં દયાનો અંશ માત્ર પણ નથી. તે પૂરો પાપી છે.

" તૃષ્ણાના તરંગોમાં તણાઇને કરે છે કામ તે કાળાં;
મરુભૂમિ સમા હૃદયે નહિ છે પ્રેમ, પરંતુ આગના લાળા.
જગતના મોહ જુઠ્ઠામાં ભરાયું છે હૃદય તેનું મહાપાપી;
બની શયતાનનો સાથી, નહિ કંઈ રાખતો બાકી.
કીધો છે દેશને પરપાર તનય ભ્રાતા તણો તેણે;
દીધો છે ધર્મને ત્યાગી, બની દાનવ મહા તેણે,
છતાંયે ક્રૂરતાનો અંત તેણે કંઇ નહી આણ્યો;
ગણ્યો ના પુત્રતો તેણે, પિતાનો ધર્મ ના જાણ્યો. "

અનંતરાય જીવતો નરરાક્ષસ છે. મનુષ્યમણિનો હણનાર પાપાત્મા ચાંડાલ છે. પણ તે દુરાત્માને યુવરાજનો પત્તો શી રીતે મળી શક્યો હશે ? હું ધારું છું કે, દેવરાજપર મોકલેલો પત્ર જ એ અનુસંધાનનું મુખ્ય કારણ હશે. મારા અહીં આવવા પછી અજમેરમાં સેનાપતિના મહાલયની બારી પાસે વારંવાર છૂપાઈ ભરાતા ગુપ્ત ઘાતકોએ પણ તે વિષયમાં અવશ્ય કાંઇક બાતમી મેળવી હશે. વળી આ સૈન્યની તૈયારી અને અનંતરાયનો ઉત્સાહ પણ એજ સૂચવી આપે છે કે, તેનો હેતુ

વીરોત્સવમાં ભાગ લેવાનો નથી, પણ અજમેરપતિને પરાજિત કરી તેના રાજ્યને જમીનદોસ્ત કરવાનો છે. હું તદ્દન મૂર્ખ છું, અનંતરાયને પ્રથમથી જ ઓળખવા છતાં મેં આજે વળી પાછો એક મહા ભયંકર પ્રમાદ કર્યો છે હાય ! મારી આ ભૂલના પરિણામે મારા વ્હાલા યુવરાજની શી દશા થશે ? જનાર્દન ! જનાર્દન ! ! તુ મહા મૂર્ખ છે. બુદ્ધિહીન પામર પશુ છે ! આજ દિવસ સુધીના તારા સર્વ પ્રયત્નોપર પાણી ફરી વળ્યું છે ! જા, એકવાર પાછો જઇને જોઇ આવ કે, તારા સ્વામીનું કાંઈ અનિષ્ટ તો નથી થયું ? જો તેમ થશે તો પાપી ! તારા હાથથી જ તારૂં માથું કપાશે, તારૂં લોહી રેડાશે અને;—

ખરડાઇ જાશે દેહ તારો લોહી કેરી ધારથી,
પ્રજળી જશે આ હૃદય તારૂં સ્વામીના સંહારથી;
બલિદાન આપી પ્રાણનું અવની તજીશ તું જ્યારથી,
ધરણી થાશે ઉન્મુક્ત ત્યારે પાપી તારા ભારથી.

જનાર્દન ! તુ પાષાણની નૌકામાં બેસી શોકના સાગરમાં ડૂબવાને તૈયાર થયો છે. તારા સ્વામીને વીલો મૂકવામાં તેં મોતનું આવાહન કર્યું છે ! બસ ! હવે તારો મરણ સિવાય એક પણ ઉપાય નથી. સ્વામી સેવાથી ભ્રષ્ટ થયેલા બુદ્ધિહીન પામર માનવી હવે તને તારી વિષમ મૂર્ખતાનું પરિણામ અલ્પ સમયમાં જ મળી જશે. આ વિશાળ વિશ્વના શાંતિમય રાજ્યમાંથી તારૂં, તારા દેહનું સદાને માટે પતન થશે. ઊઠ ! હજી પણ ઊભો થા, કર્મ ક્ષેત્રમાં જોડાઈજા. કર્મભ્રષ્ટ ન થા. સ્વામીની સેવાને જ્યારે મેં તારા જીવનનો મુખ્ય ઉદ્દેશ માન્યો છે, ત્યારે એક કાપુરુષની પેઠે આવા મિથ્યા પ્રલાપો કરવામાં વિનાકારણ અમૂલ્ય સમયને શા માટે નષ્ટ કરે છે ?"

આ પ્રમાણે અનેક વિચારો કરી જનાર્દન ઉઠીને ઉભો થયો. અશ્વને સુસજ્જિત કરી તેણે તે ઘરના માલિકને જાગ્રત કર્યો એ વખતે ગૃહસ્વામીએ પૂછ્યું:—"કેમ ભાઈ, આવી અંધારી રાત્રે તમે ક્યાં જવા ધારો છો? હજી તો રાત્રિ ઘણી જ બાકી પડી છે."

જનાર્દને જવાબ આપ્યો:—"ના ભાઇ, રાત્રિ ઘણી જ વીતી ગઇ છે. હું ધારૂં છું કે, હવે લગભગ સ્હવાર થવા આવ્યું છે. હું હમણાં કુમાર દેવળરાયના મહાલય તરફ જાઉં છું. તમે એ સંબંધી કાંઈ પણ કહી શકો છો કે હાલમાં કુમાર દેવળરાય કયા મહેલમાં વસે છે વારૂ?"

ઘરના માલિકે કહ્યું:—"યુવરાજ દેવળરાય હમણાં નૂરહારમાં નથી, તેઓ અહીંથી શિરોહી જવા માટે નીકળ્યા છે અને અત્યારે સમ્બર સરોવરના કિનારાપર આરામ લઈ રહ્યા છે."

જનાર્દને વિસ્મિત થઇને પૂછ્યું:—"તમને આ વાર્તા કોણે કહી વારૂ? શું તમે બરાબર ખાત્રીપૂર્વક જાણો છો કે, હાલમાં કુમાર દેવળરાય સમ્બરતીરે જ વસે છે?"

ગૃહસ્વામીએ જવાબ આપ્યો:—"હા, હું એટલું તો કહી શકું છું કે, હાલમાં કુમારશ્રી આ શહેરમાં નથી. વળી મેં એમ પણ એક વિશ્વાસુ અનુચરદ્વારા સાંભળ્યું છે કુમાર દેવળરાય અત્યારે સમ્બર-તીરે વાયુસેવન માટે રોકાયા છે."

જનાર્દને પૂછ્યું:—"તે અનુચર કોનો હતો અને અત્યારે ક્યાં રહે છે વારૂ?"

ગૃહસ્વામીએ ઉત્તર આપ્યો:—"આ પથિકાલયમાં જ તે અનુચર રહે છે અને તેના કહેવા પ્રમાણે તે કુમાર દેવળરાયનો જ એક નિ-

શ્વાસુ અનુચર છે. રાત્રિનો બીજો પ્રહર વીત્યા પછી યુવરાજ પાસેથી તે એક પત્ર લઇને અહીં આવી પહોંચ્યો છે.”

જનાર્દને તે અનુચરની મુલાકાત લેવાનો ગૃહસ્વામીને અભિપ્રાય દર્શાવ્યો એટલે ગૃહસ્વામી લેશમાત્ર પણ વિલંબ કર્યા વિના તેને તે અનુચર પાસે તેડી ગયો.

તે અનુચર હજી સુધી નિદ્રાધીન હતો. નસકોરાંના પ્રબળ ધ્વનિ અથવા ગર્જનાથી દિગ્મંડળને ગજાવતો તે અનુચર ત્યારે એક પ્રકારનું મીઠું-મધુરૂં સ્વપ્ન જોઇ રહ્યો હતો. તે સ્વપ્નમાં જોતો હતો કે, જાણે તે એક ગરુડપર ચઢીને આકાશ માર્ગે એક અનુપમ રાજ્યમાં જઈ પહોંચ્યો છે, તે દેશમાં સર્વ સ્થળે સ્ત્રીઓને સ્ત્રીઓનું જ સ્વરાજ સ્થપાયલું જોવામાં આવે છે, પુરુષનું તો તે સ્થળે કશું અસ્તિત્વ પણ નથી. તે અનુપમ અંગનાઓ અતિ સુંદર છે, મોટી મોટી આંખો, નાના નાના કાન, લાંબા લાંબા વાળ, ટુંકા ટુંકા આંગળાં, આદિ સર્વ એવું મનોહારક ભાસે છે કે જેને જોતાંની સાથે જ તે સર્વ અંગનાઓપર તે આસક્ત થઇ જાય છે. સુંદરીઓનું રૂપ તેને પોતાના પ્રબળ પ્રવાહમાં દોરી જાય છે. એક સુંદરીસમાજમાં તે માનીતો થઈ પડે છે અને તેને પોતાની પાસે રાખવાના વિચારમાં સર્વ સુંદરીઓ ગુંથાઇ જાય છે. પરંતુ એ સમયે ત્યાં એક ભયંકર ખળભળાટ મચી જાય છે. એક સુંદરી કહે છે કે, એ પુરુષને હું મારી પાસે રાખીશ, ત્યારે બીજી કહે છે કે, એનાપર તો મારોજ સંપૂર્ણ અધિકાર છે. આ પ્રમાણે સર્વ સુંદરીઓમાં ભારી ખેંચતાણ થાય છે. બધી સુંદરીઓ તેને પોતાની પાસે રાખવા માગે છે, બધી સુંદરીઓ એકીસાથે મળીને તેને પોતાના કબ્જામાં લાવવા માટે તાણાતાણ કરવા માંડે છે. છેવટે ઘણી તાણાતાણ થયા પછી એવો નિશ્ચય થાય છે કે, પુરુષ જે કોઇ

સુંદરીને પસંદ કરશે તેને તે પ્રાપ્ત થઇ શકશે. હવે પસંદગીનો ભાર તે અનુચરના શિરપર આવી પડે છે અને તેના યોગે તે અતિ ચિંતાતુર બની જાય છે, તનમાં હજી તે એકને પસંદ કરે છે, એવામાં તેનાથી પણ સુંદર સુંદરી આવીને તેની સમીપમાં ઉભી રહે છે. તેને પસંદ કરવાનો વિચાર થતાંની સાથે જ ત્રીજી, ચોથી અને એજ પ્રમાણે અનેક સુંદરીઓ આવીને તેની સમીપમાં ઉપસ્થિત થાય છે. હજી તેની પસંદગી ચાલી રહી છે, એ સમયે ગૃહસ્વામીએ તેના સ્વપ્નમાંની પસંદગીમાં ભયંકર વિઘ્ન નાખીને કહ્યું:–"પ્રતાપ ઓ પ્રતાપ!"

વારંવાર બોલાવવા છતાં પ્રતાપની ઉંઘ ઉડી નહિ, ત્યારે ગૃહસ્વામીએ તેનો હાથ પકડી તેને ખૂબ ઢંઢોળીને કહ્યું:—"પ્રતાપ જરા વાર ઊઠતો. તારૂં એક કામ પડયું છે."

આ વખતે પ્રતાપની નિદ્રાનો અંત આવ્યો. તે સાથે તેની પસંદગીમાં પણ મોટું વિઘ્ન આવી પડયું. જીવનમાં આવું અનુપમ સ્વપ્ન તેણે કદાપિ જોયું નહોતું; તેથી સુંદરીમાં સુંદરી લલનાને પસંદ કરવાનો ભાર પણ તેના ભાગ્યમાં હવે અત્યારે પ્રાપ્ત થયો નહિ.

પ્રતાપ આંખો ચોળતો ઉભો થયો. જનાર્દન તેને પળ માત્રમાં ઓળખી ગયો. પ્રતાપે પણ જનાર્દનને ઓળખ્યો. તેને એકાંતમાં લઇ જઇને જનાર્દને તેને બધી બીના પૂછી. છેવટે જનાર્દને તેને કહી દીધું:—"તું જયારે આજે જ પાછો કુમાર પાસે ચાલ્યો જાય છે, ત્યારે તેમને મારો એક સંદેશો પહોંચાડજે, તેમને કહેજે કે, તમે જેને શોધતા ફરો છો, તેનો પત્તો તમને અજમેરના સેનાપતિને ત્યાંથી મળી શકશે." હું હમણાં ત્યાંજ પાછો જાઉં છું. મારો પત્તો પણ ત્યાંથી જ મળી શકશે. મારી આ વાર્તા ઘણી જ જરૂરની છે,

માટે કુમારને કહેવાનું ભૂલીશ નહિ. જો તું મારો આટલો સંદેશો પહોંચાડી આપીશ, તો હું તારો સદાને માટે ઉપકાર માનીશ.”

ત્યાર પછી જનાર્દને લેશમાત્ર પણ વિલંબ કર્યો નહિ. તે પોતાના અશ્વપર સ્વાર થઇને વેગપૂર્વક ચાલી નીકળ્યો. તે સમયે પૂર્વાકાશમાં સર્વત્ર ઉષાનો આલોક દેખાતો હતો. જનાર્દનની ઇચ્છા એવી હતી કે ગમે તે રીતે આજે ને આજે અજમેર પહોંચાય તેવો કોઇ પણ ઇલાજ કરવો જોઇએ. તેણે જો પાંખો હોય તો ઉડીને જવાનો પણ વિચાર કર્યો. પરંતુ તેમ થવું અસંભવિત નહોતું. તેનો અશ્વ બળવાન હોવા છતાં પણ કેટલાક દિવસની મુસાફરીના થાકથી થાકેલો હોવાથી તરત જ ચાલતો અટકી પડયો; તેનામાં ચાલવાની શક્તિ પણ ન રહી. છેવટે જનાર્દને લાચાર થઇને અશ્વને આરામ કરાવ્યો તથા આજૂબાજૂના ખેતરોમાંથી કેટલુંક ઘાસ પણ લાવી આપ્યું. આ સમયે તેની પાસે જોઇતું દ્રવ્ય હોત તો તે બીજો અશ્વ પણ ખરીદી લેત. પરંતુ દ્રવ્યનો અભાવ હોવાથી છેવટે નિરાશ થઇને તેને આલસ્ય તથા ચિંતાનો આશ્રય લેવો પડયો.

રસ્તો ટુંકો કરવા માટે જનાર્દને વનના માર્ગે ચાલવા માંડયું. હતું. બીજે દિવસે અર્થાત્ તૃતીયાના મધ્યાન્હે જનાર્દન વાઘ મારવાના જંગલમાની એક નાની નદીના કિનારાપર આવી પહોચ્યો. થાકેલો અશ્વ ત્યાંથી ખસવાનું પસંદ કરતો નહોતો. તે અત્યંત થાકી જવાથી ત્યાંને ત્યાંજ ઉભો રહ્યો. ત્યારે જનાર્દને તેને મોકળો મૂકી દીધો અને તે પોતે એક ઘટાદાર વૃક્ષની છાયાતળે જઇને આરામ લેવા લાગ્યો.

વૃક્ષની છાયાતળે બેસી જનાર્દને એકવાર ચારેકોર જોઇ લીધું. તે સમયે તેને જણાયું કે, થોડેક દૂર આવેલા એક વૃક્ષતળે કોઇ એક યુવતી સૂતી સૂતી તેના મુખ તરફ જોઇ રહી છે, થોડી વારમાં તે

ઊઠી ઊભી થઇ. પછી જનાર્દન પાસે આવી. એ જોઇને જનાર્દને અજાયબીની સાથે તેને પૂછ્યું:—" તું કોણ છે? અંધાર અરણ્યમાં શા માટે આવી છે?"

તે યુવતીએ જવાબ આપ્યો:—" તે બધી વાર્તા હું પછીથી કહી સંભળાવીશ. પ્રથમ હું પૂછું તેનો જવાબ આપો. કહો જોઇએ, તમે મને કાંઈ પણ ખાવાનું આપી શકશો કે?"

જનાર્દનની સાથે એક રોટલો હતો, તે તે યુવતીને આપી દીધો. રોટલો વજનમાં લગભગ દોઢશેર કે પોણાબશેરનો હતો. યુવતીએ બોલ્યા ચાલ્યા સિવાય તે રોટલાને ઉદરમાં પધરાવી દીધો અને ત્યાર પછી પાસેની નદીમાંથી જળપાન પણ કરી લીધું. કેટલાક દિવસ પછી આજે અનાજ તથા જળ ઉભય એકીસાથે મળવાથી તેને ઘણી જ તૃપ્તિ થઈ.

ભોજન કરી રહ્યા પછી યુવતી પાછી જનાર્દન પાસે આવી પહોંચી. જનાર્દને પૂછ્યું:—" શું આજે તને આહાર મળ્યો નહોતો કે મારી પાસેથી માગી લીધો વારૂ?"

યુવતીએ જવાબમાં જણાવ્યું કે:—" આજે ચાર દિવસ થયાં અન્નનો એક દાણો પણ મળ્યો નહોતો."

આ સાંભળી જનાર્દન અત્યંત વિસ્મિત થઇને બોલ્યો:—"ત્યારે તું વનમાં શા માટે આવી હતી? ચાર દિવસ સુધી અહીં શા માટે રોકાઇ રહી હતી? પાસેના કોઇ ગામમાં ગઈ હોત તો?"

યુવતીએ જવાબ આપ્યો:—" ગામમાં જવાથી પુષ્કળ માર પડે તેવો ભય રહ્યા કરે છે."

જનાર્દને પૂછ્યું:—" કોને? તને માર પડે તેવો ભય રહે છે? કોણ માર મારે તેમ છે વારૂ?"

યુવતીએ જવાબ આપ્યોઃ—બીજું કોણ મારે ? મારો સ્વામી મારે છે.”

જનાર્દને કહ્યુંઃ—“ જૂઠી વાત–તારાં લક્ષણો પરથી જણાય છે કે, તું કુમારી અથવા વિધવા છે.”

યુવરાજે કહ્યુંઃ—“ ના, મારી વાર્ત્તા જૂઠી નથી. મેં ભાગ્યની સાથે લગ્ન કર્યાં છે.”

જનાર્દને પૂછ્યુંઃ—“ તારૂં ઘર ક્યાં છે ? હમણાં તું કયા ગામમાં વસે છે ?”

યુવતીએ જવાબ આપ્યોઃ—“ હું અજમેર રહું છું, મારૂં નિવાસસ્થાન અજમેર છે.”

“ તારૂં નામ શું છે ?” જનાર્દને પૂછ્યું.

“ પ્રમદા.”

“ આ જંગલમાં શા માટે આવી છે ?”

“ ખાધા વિના મરવા માટે.”

જનાર્દને પૂછ્યુંઃ—ત્યારે આજે શા માટે ખાધું ? મારી પાસેથી ખાવાની વસ્તુની ભિક્ષા કેમ માગી વારૂ ?”

યુવતીએ જવાબમાં જણાવ્યુંઃ—“ અભ્યાસ દોષથી.”

ચાર દિવસ સૂધી ભૂખ્યા રહેવા છતાં પણ તે અભ્યાસ મળ્યો નથી ?” જનાર્દને પૂછ્યું.

યુવતીએ કહ્યુંઃ—“ જો તમારી પાસેથી રોટલો ન મળ્યો હોત તો મારી તે ટેવ મટી જાત.”

વાંચકો સમજી ગયા હશે કે, એ યુવતી અન્ય કોઇ નહિ, પણ આપણી પૂર્વ પરિચિતા પ્રમદા જ હતી. ભૂખથી કંટાળીને તે જે વૃક્ષ તળે સૂઇ ગઇ હતી, તેજ પ્રમદા અત્યારે જનાર્દનની સાથે વાતચીત

ફરી રહી હતી. જનાર્દન અથવા પ્રમદા એમાંથી એકેએ પ્રથમ કોઇ કોઇને કદી પણ જોયાં નહોતાં, તેથી અત્યારે એક બીજાને તેઓ જરા પણ ઓળખી શક્યાં નહિ.

જનાર્દન ચૂપ રહ્યો એટલે પ્રમદાએ પૂછ્યું:—"તમે હમણાં ક્યાં જાઓ છો ?"

જનાર્દને તેના સવાલના જવાબમાં જણાવ્યું કે:—"હું હમણાં અજમેર જાઉં છું."

પ્રમદાએ કહ્યું:—"હું ધારૂં છું કે, ત્યાં જવાની તમને બહુ ઉતાવળ નહિ જ હોય."

જનાર્દને કહ્યું:—"ના, મને બહુ જ ઉતાવળ છે. ગમે તેમ કરીને આજે તો મારે ત્યાં પહોંચવું જ જોઇએ. કારણ કે, જો હું આજે ત્યાં ન પહોંચી શકું, તો મને ભયંકર નુકસાન થવાનો ભય રહે છે."

પ્રમદાએ કહ્યું:-"ત્યારે તમે આ તમારા થાકેલા અશ્વને છોડી દો."

જનાર્દને પૂછ્યું:—"ના-મારાથી ચાલીને આજે ને આજે પહોંચી શકાય તેમ નથી. અશ્વ વિના મારાથી એક ડગલું પણ ચાલી શકાય તેમ નથી. પણ હા-જો તું મને કાંઈ પણ ઉપાય બતાવે તો હું આ અશ્વને છોડી દેવાને તૈયાર છું. કહે એવો કોઇ પણ ઉપાય તારા જાણવામાં છે ?"

પ્રસાદે કહ્યું:—"હા-ઉપાય ઘણો જ સરળ છે અને તે હું તમને હમણાં જ બતાવી આપીશ."

જનાર્દન અજાયબી પામી બોલ્યો:—"હું ધારૂં છું કે, તું કાંઇ જેવી તેવી સામાન્ય બાળા નથી. પરંતુ આ જંગલમાં લૂટારાના હાથથી જીવ ગુમાવવા શા માટે આવી છે વારૂ ?"

પ્રમદાએ પૂછ્યું:—"લૂટારા ક્યાં છે? તે બિચારા મને શું કરનાર છે?"

જનાર્દને કહ્યું:—"નજીકમાં જ છે, હું તેને મારી નજરોનજર જોઇ આવ્યો છું."

પ્રમદાએ પૂછ્યું:—"શું નજીકમાં જ લૂંટારાઓ છે? કયાં છે? કઇ દિશામાં છે?"

આંગળીનો ઇશારો કરી જનાર્દને પૂર્વ દિશા દેખાડી દીધી. એથી પ્રમદા ઘણી જ ચિંતિત થઇ. જે ટોળાંએ પ્રસાદને બાંધી રાખ્યો હતો, તે ટોળું પ્રમદાની પશ્ચિમ દિશામાં વસતું હતું. પ્રમદાએ નિશ્ચય કર્યો કે, એ ટોળું પૂર્વ દિશામાંથી આવીને, પ્રથમ પક્ષને સહાયતા કરવા માટે આવી રહ્યું હોય તેમ જણાય છે. ત્યાર પછી પ્રમદાએ જનાર્દનને સંબોધીને પૂછ્યું:—"તમે તે લૂટારાઓને અહીંથી કેટલે દૂર જોયા છે વારૂ?"

જનાર્દને જવાબ આપ્યો:—"વધારે દૂર નહિ, પણ અહીંથી ત્રણ ચાર ગાઉમાંજ જોયા છે. તેમ છતાં પણ આજે તેઓ અહીં આવી પહોંચે, એવી મારી ધારણા નથી."

પ્રમદાએ પૂછ્યું:—"કેમ? તેમના આવવામાં વિલંબ થવાનુ શું કારણ છે વારૂ?"

જનાર્દને ઉત્તર આપ્યો:—"તેમના અશ્વો થાકી ગયા છે. તેઓ વૃક્ષ તળે આરામ કરવાની વ્યવસ્થા કરતા હતા, એ પણ હું મારી જાતે જોતો આવ્યો છું."

પ્રમદાએ પૂછ્યું:—"તે લોકોની સંખ્યા લગભગ કેટલીક છે?"

જનાર્દને જવાબ આપ્યો:—"ઓછામાં ઓછી બસોક માણસોની હશે."

જનાર્દન જેમને જોઇ આવ્યો હતો, તેઓ લૂટારા નહોતા, પરંતુ નૂરહારના સૈનિકો હતા.

જનાર્દન તે વાર્તા જાણતો હતો. પરંતુ પ્રમદાને ભય દેખાડી ઘરભણી પાછી વાળવા માટે તે એક પ્રકારની અસત્ય વાર્તા બોલ્યો હતો.

પ્રમદાને અત્યંત ચિંતાતુર થયેલી જોઇને જનાર્દને કહ્યું:—
" તું નાહક શામાટે ડરે છે ? અહીંથી મારી સાથે ન્હાસી ચાલ. હું તારે ઘેર મૂકી આવીશ. "

પ્રમદાએ કહ્યું:—" તમે જાઓ, મારાથી આવી શકાશે નહિ."

જનાર્દને પૂછ્યું:—" નહિ આવી શકાય ? શા માટે નહિ આવી શકાય ? ન આવવાનું કાંઈ કારણ ? "

પ્રમદાએ કહ્યું:—" મેં કદાપિ લૂટારા જોયા નથી, તેથી આજે તેમને જોવાની ઇચ્છા થઈ છે. "

અજાયબીથી ઉઘાડેલી આંખોથી જનાર્દન પ્રમદાના મુખભણી એકી નજરે જોઇ રહ્યો. તેને તેનું મુખ ગમી ગયું, જનાર્દન ઘણીવાર સુધી તેના મુખ તરફ જોવા લાગ્યો. જોતાં જોતાં તેને એક બીજા મુખનું પણ સ્મરણ થઈ આવ્યું. તે મુખ જાણે તેને પ્રમદાના મુખ કરતાં પણ અત્યંત મનોહર તથા સુંદર ભાસવા લાગ્યું.

જનાર્દનના હાવભાવ જોઇને પ્રમદા જરા હસી પડી અને ત્યાર પછી બોલી:—" હું ધારૂં છું કે, આજની રાત્રિ આ જંગલમાં જ ગાળવાનો નિશ્ચય કર્યો હશે ? "

જનાર્દને કહ્યું:—" ના, મારે તો હમણાંજ અહીંથી રવાના થવું પડશે. "

પ્રમદાએ પૂછ્યું:—" ત્યારે આમ ચૂપ કરીને શા માટે બેસી રહ્યા છો ? "

જનાર્દને કહ્યું:—" તેં મને ઉપાય બતાવવાનું કહ્યું હતું, એની વાટ જોતોજ બેસી રહ્યો છું."

પ્રમદાએ કહ્યું:—" ચાલો મારી સાથે આવો, હું તમને તે ઉપાય બતાવી આપું છું. તમારા અશ્વનો સામાન પણ સાથે લઇ લો, એટલે તમને ઘણીજ સરળતા થઈ પડશે."

જનાર્દન સામાનને પીઠપર લઇને પ્રમદાની પાછળ પાછળ ચાલવા લાગ્યો. ઉત્તર દિશા ભણી ચાલીને પ્રમદા જનાર્દનને એક વૃક્ષ તળે લઇ ગઈ. ત્યાર પછી તેને પોતાની વાટ જોતો બેસવાનું કહીને તે તે વૃક્ષના ઓથમાં છૂપાઈ ગઈ.

થોડેક દૂર ગયા પછી પ્રમદાએ જોયું કે, લૂટારાઓ ઘોડા ચારી રહ્યા છે. અને તે અશ્વોની માત્ર બે ત્રણ પ્રહરીઓ રક્ષા કરી રહ્યા છે. એવા મોટા જંગલમાં માત્ર બે ત્રણ પ્રહરીઓ દ્વારાજ બસો અશ્વો સચવાઇ રહ્યા છે, એ જોઇને પ્રમદાને કાંઇક અજાયબી થઇ. પરંતુ ત્યાર પછી તેના મનમાં એક વિચાર સૂઝી આવ્યો કે, ફક્ત બે પ્રહરીઓ દ્વારાજ બસો અશ્વોની સંભાળ રહેવી અશક્ય છે, માટે જો તેમાંથી એક અશ્વને લઇ જવામાં આવે તો કાંઈ પણ હરકત આવે તેમ નથી. આવો વિચાર કરી પ્રમદા કોઈ સારા અશ્વને પકડવાનો સુઅવસર શોધવા લાગી. ભાગ્યયોગે તેવો અવસર પણ તરતજ મળી ગયો. ઘટાદાર વૃક્ષોથી ઘેરાયલા વનમાં છૂપાઈને પ્રમદાએ એક સારો ઘોડો પકડી લીધો. ત્યાર પછી પોતાના પહેરેલા વસ્ત્રનો એક છેડો તેના ગળાં સાથે બાંધીને પ્રમદા તેને જનાર્દન પાસે દોરી આવી.

જનાર્દન વિસ્મિત થઇને પ્રમદાના મુખ તરફ જોઈ રહ્યો. થોડી વાર પછી ઘોડાપર સામાન માંડતાં માંડતાં તેણે પ્રમદાને પૂછ્યું:—" તું આ ઘોડો કયાંથી લઈ આવી વારૂ ?"

પ્રમદાએ જવાબ આપ્યો:—" તે જાણવાની તમારે શી જરૂર છે ? હું તે જણાવી શકીશ નહિ. "

જનાર્દને કહ્યું:—" તુ મારા માટે આટલી બધી મહેનત શામાટે ઊઠાવે છે વારૂ ?"

પ્રમદાએ કહ્યું:—" ખાવાનું આપીને તમે મને શામાટે બચાવી ?"

જનાર્દન ચૂપ રહ્યો. તેણે વિચાર્યું કે, પ્રમદા એક કૃતજ્ઞ યુવતી છે. જનાર્દન વસ્તુતઃ પ્રમદાને માટે સહુ જ દુઃખી થયો. પરંતુ તેનું કલ્યાણ કરી શકે, એવો તેની પાસે કશો પણ ઉપાય રહ્યો નહોતો. કારણ કે, પોતાના સ્વામીનું કાર્ય સર્વથી પ્રથમ કરવાની તેને ખાસ જરૂર હતી. જનાર્દને કૂદકો મારીને અશ્વપર સ્વારી કરી.

એ જોઇને પ્રમદા બોલી:—" હું તમારી પાસેથી એક ભિક્ષા માગું છું. "

જનાર્દને પૂછ્યું:—" કહે તારે શું જોઇએ છે ? "

પ્રમદાએ કહ્યું:—" તમારી કમરપર જે છરો લટકે છે, તે મને આપો. "

જનાર્દને પૂછ્યું:—" તારે છરાનું શું કામ છે ? "

પ્રમદાએ જવાબ આપ્યો:—" જ્યારે ભૂખ લાગશે ત્યારે એ છૂરાવડે હું ઝાડની છાલ કાપીને મારી ભૂખને મટાડીશ, એ છૂરો મને એવા કઠિન સંજોગોમાં ઘણો જ ઉપયોગી થઇ પડશે. "

જનાર્દને પૂછ્યું:—ત્યારે શું ઝાડની છાલ ખાઇને પણ તું અહીં જ રહેવા માગે છે ? પ્રમદા, હું તને ઓળખી શકતો નથી કે, તું કોઇ માનિની છે કે દાનવી છે !"

પ્રમદાએ કહ્યું:—" હવે વિનાકારણ વિલંબ ન કરો. સંધ્યા

થવા આવી છે, જો અંધારૂં થઇ જશે તો પછી અહીંથી કોઇ પણ રીતે બહાર નીકળી શકશો નહિ. ”

જનાર્દને કમરપરથી છૂરો છોડીને પ્રમદાને આપી દીધો. પ્રમદાએ સાવચેતીથી તેને પોતાની કાંચળીના અંદરના ભાગમાં છૂપાવી દીધો.

---

ત્રયોદશ પરિચ્છેદ

## ભાઇ કયાં ?

" ધની સુખી નહિં તોષ બિનુ,
તુષ્ટ નિધન સુખવાન;
નૃપ સુખ હિત પચિ પચિ મરે,
મન મુનિ મોર મહાન.

---

કાગા કાકો ધૈંન હરે,
કોયલ કાકો દેત;
મીઠી બોલી બોલકર,
જગ અપનો કર લેત.

**शान्तिधर्म.**



બીજે દિવસે સવારે જનાર્દન અજમેર આવી પહોંચ્યો; ત્યાં આવ્યા પછી તેણે જોયું કે, નગરમાં ભારી ધામધૂમ મચી રહી છે. ચારે તરફ મનુષ્ય અને સૈનિકો જ દષ્ટિગોચર થાય છે. પુરુષોની પાછળ અશ્વો તથા અશ્વની પાછળ સૈન્ય, સૈન્યની પાછળ હાથી, હાથીની

પાછળ પાલખીઓ અને તેની પાછળ પાછું સૈન્ય એમ સર્વ અનુક્રમે ગોઠવાઇ ગયાં છે. આ સર્વ મનુષ્ય તથા પ્રાણીનો સમૂહ પંક્તિબદ્ધ થઇને ચાલ્યો જાય છે. અજમેરમાં એટલાં બધાં મનુષ્યો એકઠાં થયાં છે કે, અજમેરથી લગભગ એક કોશ દૂરથી લોકોની અકડાઠઠ્ઠ ભીડ જામી રહી છે. અજમેરમાં તો તિલપૂર પણ જગ્યા રહી નહોતી, પરંતુ તે સાથે શહેરની ચારે બાજૂએ આવેલું એક અતિ વિશાળ મેદાન પણ સંપૂર્ણ રીતે ભરાઈ ગયું હતું. ઝંઝાવાતથી હાલતા વારિધિની પેઠે અજમેર ઉન્મત્ત, વિક્ષુબ્ધ અને આંદોલિત થઇ રહ્યું હતું.

મોટા મોટા રાજાઓ ઘણા જ દબદબા સાથે ચાલ્યા આવતા હતા. સર્વેથી પ્રથમ અશ્વારોહીઓ, તેની પાછળ હાથી, હાથીપર સુવર્ણ જડિત અંબાડી અને અંબાડીપર રાજાઓ વિરાજમાન થઇને અજમેર શહેરને શોભાવતા ચાલ્યા જતા હતા. કેટલાક રાજાઓ પોતાની રાણીઓ સહિત આવ્યા હતા. તે સર્વ રાણીઓમાંની કેટલીક રાણીઓ પાલખીમાં બેઠી હતી તથા કેટલીક અંબાડીપર જઈ વિરાજી હતી. રાજાના હાથીની પાછળ રાણીનો હાથી અથવા પાલખી રાખવામાં આવી હતી અને તેના પાછળના ભાગમાં અંગરક્ષક અશ્વારોહી સૈનિકો તથા તેની પાછળ સાધારણ ઘોડેસ્વારો હારબંધ ચાલ્યા જતા હતા. પાયદળ સૈન્ય આગળ જઇને તંબૂ તૈયાર કરતું હતું.

પરંતુ જનાર્દનના મનને તે અનુપમ શોભા લેશમાત્ર પણ આકર્ષી શકી નહિ, તેણે તેમાંની એક પણ વસ્તુ તરફ પોતાની દૃષ્ટિ દોડાવી નહિ. તે તો સેનાપતિને ત્યાં સત્વર કેમ પહોંચાય, એના વિચારમાંજ ગુંથાઇ ગયો હતો. ઘણી જ મુશ્કેલીથી રસ્તો કાપીને તે ત્યાં આગળ જઇ પહોંચ્યો. એ સમયે ત્યાં પણ ઘણાં માણસો એકઠાં થયાં હતાં.

ઘોડાપરથી નીચે કૂદીને જનાર્દન દ્વાર પાસે આવીને થોડીવાર ઉભો રહ્યો અને ત્યાર પછી તેણે મહાલયમાં પ્રવેશ કર્યો.

મહાલયના ચોકમાં, વરંડામાં તથા આંગણામાં ઘણાં માણસો હતાં, તે બધાંએ જનાર્દનના તરફ એકીસાથે પોતપોતાની નજર દોડાવી, પરંતુ કોઈ કાંઇ પણ વાર્તા કહેવાનું સાહસ કરી શક્યું નહિ. જનાર્દને પણ કોઇને કશી વાર્ત્તા પૂછવાનો વિચાર કર્યો નહિ. તે પ્રસાદના ઓરડા તરફ દોડી ગયો. પણ એ વખતે તેના ઓરડાનાં દ્વાર બંધ હતાં. દ્વાર પાસે જઇ તે સ્તબ્ધ થઇને ઉભો રહ્યો અને અંદર થતી વાતચીત સાંભળવા લાગ્યો, પરંતુ કાંઈ પણ સાંભળી શક્યો નહિ. ત્યારે છેવટે તેણે ધીમેથી દ્વાર ધકેલીને પ્રસાદના તે ઓરડામાં પ્રવેશ કર્યો.

તે ઓરડામાં કોઈ દેખાતું નહોતું. તે ઓરડો બેઠકનો હતો. તેની બધી વસ્તુઓ અવ્યવસ્થિત રીતે આમતેમ છૂટી છવાઈ પડી રહી હતી. જનાર્દન દોડીને બીજા ઓરડામાં ગયો; ત્યાં પણ કોઇ જણાયું નહિ. તે ઓરડો છોડી શયનગૃહમાં ગયો. તે ઘર પણ ખાલી પડયું હતું અને પથારી અવ્યવસ્થિત અવસ્થામાં આમતેમ વિખરાયલી પડી હતી.

જનાર્દન ત્યાર પછી એકદમ ઉતાવળો ઉતાવળો આ ઘરમાંથી પેલા ઘરમાં અને પેલા ઘરમાંથી ત્રીજા ઘરમાં ભટકી ભટકીને ખૂણા ખોચરામાં પણ તેની તપાસ કરવા લાગ્યો. પરંતુ તે જેને શોધતો હતો, તેનો ક્યાંયથી પણ પત્તો મળી શક્યો નહિ. ત્યારે જનાર્દન બૂમ પાડી બોલી ઉઠયો:–"યુવરાજ! ભવાનીપ્રસાદ!! પ્રભુ!!! તમે ક્યાં છો? જ્યાં હો, ત્યાંથી આવાને એક વાર તમારા આ દીન સેવકને દર્શન આપો! તમારા દર્શન વિના મારૂં હૃદય વ્યાકુળ બની ગયું છે!

તેના હૃદયનો ચીત્કાર ઘરમાં પ્રતિધ્વનિત થઇને ઘરમાં જ મળી ગયો. જનાર્દન ચક્કરી ખાઇને એકદમ જમીનપર ગબડી પડયો અને પડતાંની સાથે જ મૂર્છિત થઈ ગયો.

જ્યારે તેના શરીરમાં ચૈતન્ય આવ્યું, ત્યારે જનાર્દને જોયું કે, જાણે એક અનુચર તેની સુશ્રૂષા કરી રહ્યો છે. તેને જોઇને જનાર્દનને બધી વાર્તા સાંભરી આવી. તેના શરીરમાં હજારો વીંછીના દંશનની તીવ્ર જ્વાળા એકી સાથે સળગી ઊઠી. હૃદયમાં પ્રચંડ અનુતાપનો ભીષણ અગ્નિ સળગી ઊઠયો. જનાર્દને વિચાર્યું કે:—" આ પાપમય શરીરમાં પુનઃ ચૈતન્યનો સંચાર શામાટે થયો ? આ પુણ્યમયી વિશ્વંભરાપર આ પાપ પ્રતિમાનું અસ્તિત્વ શામાટે રહ્યું ? સ્વામીના શ્રેયનો વિચાર ન કરનાર અવિચારી જીવ! અવનીપર શાકારણથી ટકી રહ્યો. હાય!

" દગ્ધ કરતી આગ ભીષણ દેહને અનુતાપથી,
ઉત્પાત થાતો મન વિશે બહુ શોકને સંતાપથી;
સંસાર સારો શૂન્ય ભાસે શોકના ઉત્તાપથી,
આ માનવી અવતાર મારો શુષ્ક સહુ છે આજથી;
વિશ્વાસ ઘાતી, વિશ્વમાં અભિધાન મારૂં છે નકી,
નિસ્તાર મારો છે નહિ આ પાપના પરિતાપથી. "

આ પ્રમાણે વિચાર કરી જનાર્દન ચૂપચાપ બેસી રહ્યો. ત્યાર પછી ધીમે ધીમે બોલ્યો:—હું પ્રથમથીજ તે બધું સમજી ગયો હતો, તેમનું બિછાનું જોઇનેજ બધી વાર્તા સ્પષ્ટ રીતે જાણી ગયો હતો. બસ, પારણામ અવશ્ય કાંઇક ભીષણ આવ્યું છે. મારા મનોમંદિરના આરાધ્ય દેવતાપર, હૃદયના આરામપર અવશ્ય કોઇક વિષમ વિપદ આવી પડી છે. હાય મારૂં શું થશે?"

ત્યાર પછી અનુચરે તે જે કાંઇ જાણતો હતો, તે બધું જનાર્દનને જણાવ્યું. તેણે કહ્યું કે;—“ ચૌદશને દિવસે સંધ્યા સમય વીત્યા પછી કિલ્લેદાર મહાશય આ તરફનો દરવાજો ઉઘાડીને બહાર ગયા હતા. ત્યાર પછી તેમને કોઇએ જોયા નથી. તેમના શરીર પર પોશાક અથવા તલ્વાર આદિ કાંઇ પણ નહોતું. તે રાત્રે તેમની કોઈ એ તપાસ પણ કરી નહોતી. ત્યાર પછી બીજે દિવસે સવારે સેનાનાયક જયન્તકુમારનો સમ્બર સરોવર ભણી જવાનો ઠરાવ હતો. તેમણે સવારમાં વ્હેલાં આવીને આ ઓરડામાં જોયું હતું. તો કિલ્લેદાર દેખાયા નહોતા એથી કુમાર વિચારમાં પડી ગયા હતા અને તેમણે શયનગૃહમાં જઇને તેમની શોધ કરી હતી, પરંતુ તે વખતે કિલ્લેદારનું બિછાનું શૂન્ય હતું અને તેઓ પોતે ત્યાં જણાયા નહોતા. એ જોઈને જયન્તકુમાર બહુજ ગભરાટમાં આવી પડયા હતા અને તેમણે આખા મહાલયમાં માણસો દોડાવી તેમની તપાસ કરાવવા માંડી હતી. સમસ્ત મહાલયમાં એ સમયે ભયંકર કોલાહલ મચી ગયો હતો. બધે તપાસ કરાવવા માંડી હતી. બધે તપાસ કરાવવા છતાં ક્યાંયથી પણ તેમનો પત્તો મળી શકયો નહોતો. ત્યાર પછી બીજે દિવસે એક માણસે આવીને એવી ખબર આપી હતી કે, આગલે દિવસે સંધ્યા પછી કેટલાક ઘોડેસ્વારો મેદાનમાંથી ઉત્તર દિશામાં દોડયા જતા હતા. તે દિશામાં આપણી ફોજ ગઇ નહોતી, એથી એવું અનુમાન કરવામાં આવ્યું હતું કે, તેઓ દેવડા અથવા મીનેરા લોકોના સૈનિકોજ હતા. રાજાજીના જાણવામાં પણ એ વાર્ત્તા આવી ગઈ હતી અને તેથી તેમણે તેની તપાસ કરવા માટે કેટલાક અજમેરી સૈનિકોને તેમની પાછળ દોડાવ્યા હતા. ઠેકઠેકાણે ઘોડાનાં પગલાં જોવામાં આવતાં હતાં, પરંતુ કિલ્લેદારનો પત્તો મળી શકયો નહોતો. રસ્તાપર એક પગરખું પડ્યું હતું, તે પગરખું

કિલ્લેદારનું હતું, એમ ઘણાક સૈનિકોએ કહ્યું હતું. પણ કિલ્લેદાર ન મળવાથી તે પગરખાંને તેમના આ ઓરડામાં પાછું આણવામાં આવ્યું હતું. ત્યાર પછી તેમની તપાસ માટે રાજાએ શા શા ઉપાયો લીધા છે, એ વિષયમાં હું કાંઈ પણ જાણી શક્યો નથી. પણ એમના જવાથી અજમેરનો એક વીરરવિ સદાને માટે અસ્ત થયો છે. પ્રજા જનોમાં ભીષણ હાહાકાર મચી ગયો છે અને રાજાના મનમાં પણ અનહદ ખેદ થયો છે. પરમાત્મા કરે ને મારા તે વીર પ્રભુનો સત્વર પત્તો મળો, એવી મારી મનોભાવના છે. ”

અનુચરની એક એક વાર્ત્તા એક એક પત્થરની પેઠે જનાર્દનની છાતીપર ભીષણ આઘાત કરવા લાગી. જનાર્દન સ્થિરતાથી બધી વાર્ત્તા સાંભળતો હતો, પરંતુ હવે તે સ્થિર રહી શક્યો નહિ. બાળકની પેઠે માટીમાં આળોટી પડીને તે રડવા લાગ્યો. આંખોમાંથી ચોધારાં આંસૂ વહાવવા લાગ્યો.

અનુચર દૂધ લાવવા માટે ચાલ્યો ગયો. ત્યારે જનાર્દન રડતો રડતો બોલવા લાગ્યો:—“ પ્રભુ ! આજે આટલા દિવસ પછી મેં તમને ગુમાવ્યા છે. કેટલીક મોટી મોટી આફતોમાંથી તમારો ઉદ્ધાર કરી શક્યો છું. ભગવાને અનેક ભયંકર વિડંબનાઓમાંથી તમારૂં રક્ષણ કર્યું છે. શિરોહીના ઉન્નત મસ્તકને અવનત કર્યું છે. તમારી વીરતાથી સમસ્ત વીરેન્દ્ર વર્ગને મોહિત બનાવ્યો છે, છતાં આજે તમે તમારા સૈન્યમાંથી છૂટીને સામાન્ય લૂટારાના હાથથી પ્રાણ ગુમાવવાને શા માટે તૈયાર થયા છો ? મેં તમારી ઘણી ઘણી રક્ષા કરી છે! વીરેન્દ્રકેશરિ ! આવો, એકવાર આવીને જોઇ જાઓ કે, તમે દૂધ પાઇને આ એક કાળા નાગને શા માટે ઉછેર્યો છે ? જોઇ જાઓ કે, આ નિમકહરામ જનાર્દને તમારા એકના એક પુત્રને કેવી રીતે લૂટારાઓના હાથમાં ભુલથી મરણ માટે સોંપી દીધો છે. ”

હું અપરાધી છું, ભીષણ અપરાધી છું. મારા પ્રમાદના યોગેજ મારા પ્રભુની આવી દુર્દશા થઈ છે.

" પડીને ઘોર ભ્રમણામાં ગુમાવ્યો દેહ સ્વામીનો;
દીધો છે અંત આણી મેં નીમક ફેરી હરામીનો;
અરે આકાશ ? તૂટી તું કરી દે નાશ પાપીનો;
વસુધા ! તું બહુ કંપી કરી દે નાશ પાપીનો. "

થોડીવાર પછી જનાર્દન કંપી ઉઠયો. તેણે કહ્યું:—" પણ અનંતશાય, દુરાત્મા અનંતરાયા ! તારો તો કોઇ પણ રીતે છૂટકો થવાનો નથી તે નથીજ જો મારા પ્રભુના પ્રાણને નષ્ટ કરીશ તો અવશ્ય યાદ રાખજે કે, તને હું પોતે મારીશ, તારા શરીરના ટુકડે ટુકડા કરીશ; તે સમયે તારી સાવધતા, તારૂં કવચ અને તારૂં સૈન્ય આદિ કાંઇ પણ કામમાં આવશે નહિ. હું ઝંઝાવાત બનીને તું તણખલાનો વિનાશ કરી, મૃત્યુના ઊંડા ઉદધિમાં તને ફેંકી દઈશ.

" બની વિકરાળ વાયુ ને કરૂં તૂફાન ભારી હું;
કરી ગર્જન ભીષણને ડુબાવું નામ તારૂં હું;
સદા સંહાર કરવામાં નહિ પાછી કરૂં પાની;
ધરામાંથી ઉખેડીને કરૂં હું લોહીનું પાણી. "

નીચ નામર્દ, મહત્વાકાંક્ષાના પ્રબળ પ્રવાહમાં તણાઇને જે ભીષણ કાર્ય કરવા માટે તું તૈયાર થયો છે, તે કાર્ય કદાપિ પરિપૂર્ણ થશે નહિ. ભ્રાતાના પુત્રની હત્યાના કાર્યમાં કદાપિ સિદ્ધિ મળશે નહિ. તારાં સર્વ કારસ્થાનો જેવી રીતે નષ્ટ થયાં છે, તેવીજ રીતે આ કારસ્થાન પણ ધૂળમાં મળશે. ઓ તુચ્છ ભ્રાતૃપુત્રહત્યારા ! તારાપર અભિશાપની વૃષ્ટિ થશે. ભત્રીજાના લોહીના એક એક બિન્દુમાંથી હજારો ભયંકર ભુજંગો ઉત્પન્ન થઈ ને તારી તુચ્છ કાયાને ફોલી ખાશે.

નદોષ દેવસમાન બાળકને જે કષ્ટ આપવાને તું તૈયાર થયો છે, તેનું પરિણામ અતિવિષમ આવશે. તારા રોમ રોમમાં લાહ્ય લાગશે અને તારૂં તનુ બળીને રાખ ખાખ થઇ જશે. નીચ શયતાન! મારા મસ્તકના મણિનું અપહરણ કરવાનું તેં જે સાહસ કર્યું છે, તે સાહસ જ તને અવનતિની ગહન ગર્ત્તામાં ગબડી પાડશે. તારી મહત્વાકાંક્ષા તને મૃત્યુના ઘોરતમ નરકમાં ઘસડી જશે. નીચ અધમ અને અવિચારી જીવ ! આ બધા પ્રપંચો શા માટે કરે છે ? તને તારા વંશનું, તારા ભ્રાતાના પવિત્ર નામનું, અરે એક લોહીનું જરા પણ અભિમાન નથી. જે શોણિતમાંથી તું તથા તારો ભત્રીજો ઉત્પન્ન થયા છો, તેની તને કલ્પના પણ નથી. ભાઇના વંશને નિર્મૂળ કરતાં તારાના હૃદયમાં દયાદેવી વસતી હોય તો આ વિશ્વ સંસારમાં આટલા બધા અનર્થો પણ શામાટે થાય ? આ શાંતિમય વિશ્વમાં નિરાશા અને અધમતાનો અધિકાર પણ શામાટે સ્થપાય ? હાય ! ક્રુર પિશાચ ! તારાં આ રાક્ષસી કાર્યો જોઇને અનંતવ્યાપી આકાશ તારાપર કેમ નથી તૂટી પડતું, આ વિશાળ વસુંધરા તારો ગ્રાસ શા માટે નથી કરી જતી ! અનલ દેવતા તને બાળીને ભસ્મીભૂત કેમ નથી બનાવી દેતા ? ભીષણ ઝંઝાવાત તારા જેવા ઘોર પાપીને વારિધિના અગાધ જળમાં કેમ નથી ડુબાવી દેતા ? ઓ વિશ્વસંચાલક વિભુતિઓ ! આવો, આવો અને તમારા ન્યાયમય રાજ્યમાં અન્યાયનો સંચાર કરતા એક દુરાત્મા દાનવનો સંહાર કરો ! પૃથ્વીનાં પટપરથી એક પાપપ્રતિમાનો ધ્વંસ કરો ! માયાવિની અદૃશ્યશક્તિઓ ! તમો તમારી શક્તિના પ્રભાવે ભ્રાતૃપુત્ર હણનાર એક નરાધમનો નાશ કરો, વિશ્વંભરામાં ભીષણ અન્યાયનો વિસ્તાર કરતા એક અતિ અધમ પુરૂષનો લય કરો. હાય ! મારાથી એ નીચતમ નરની નિષ્ઠુરતા નિરખી શકાતી નથી. મારા પ્રભુના

હણનારને હણ્યા પછીજ મને આરામ મળશે. પરમાત્મા ! એ પાપીના પ્રાણનું પતન કરવાનું મારા બાહુમાં બળ આપો. ”

“ સત્ય સ્વામી જગતધાતા ? શકિત આપોને ધણી;
રિપુ શિરને સંહારવા પ્રતિશોધ લેવા વૈરની;
અવની વિશેથી નાશ કરવા પાપની પ્રતિમા તણો.
સાહસ સદા મમ ઉરવિશે અતિશય ભરો. ”

એ સમયે પાછળથી કોઈ બોલી ઉઠયું:—“ કેમ જનાર્દન ! કોને સંહારવાની યાચના કરો છો ? ”

જનાર્દને પાછું વાળી જોયું તો, જયન્તકુમારને પોતાની સમીપમાં ઉભેલો જોયો. આ વખતે જયન્તકુમારનું તે પ્રથમનું રૂપ નહોતું, લાવણ્ય નહોતું તેમજ મુખપર સદા પ્રકાશિત રહેતું મૃદુ મંજુલ હાસ્ય પણ જણાતું નહોતું. તેનું શરીર કૃશ અને દુર્બળ થઇ જવા આવ્યું હતું. જયન્તકુમારના આ પરિવર્ત્તન તરફ જનાર્દને કશું પણ ધ્યાન આપ્યું નહિ. ફક્ત એટલુંજ નહિ પણ તેને પ્રણામ પણ કર્યાં નહિ. તે સ્થિરતાથી ઉભો રહીને બોલ્યો:—“ અજમેરરક્ષક વીરેન્દ્રચૂડામણિ જયન્તકુમાર ! જેને તમારી પાસે, તમારે ઘેર રાખીને હું બે ચાર દિવસને માટે બહાર ગયો હતો, તેને બરાબર સંભાળી રાખ્યો છે ખરૂંને વારૂ ? તે મને લાવી આપો ? કહો–કહો–તે મારા હૃદયનો વિશ્રામ કયાં છે ? મારા તનોમય હૃદયમંદિરનો તેજસ્વી પ્રભાકર અત્યારે કયાં છૂપાયો છે ? ”

જયન્તકુમારે ધીમેથી માથું ઉંચું કરીને કહ્યું:—જનાર્દન ! મારો હજી પણ વધારે તિરસ્કાર કર. હું તારો એકવાર નહિ, પણ હજારવાર અપરાધી છું. જો મારા પ્રાણનું બલિદાન આપીને પણ મારા તે પરમ મિત્ર પ્રસાદને હું પાછો મેળવી શકીશ, તોજ હું ધારીશ કે, મારૂં

જીવન જગતનું શ્રેષ્ઠ કાર્ય કરવા માટે સરજાયું છે. એ વીરના જવાથી મારા હૃદયમાં વિયોગનો વિષમ અગ્નિ પ્રજળી ઉઠયો છે. મારા મનમાં અનુતાપના અંગારા એવી ભયંકરતાથી સળગવા માંડયા છે કે, તે દુઃખનું મારાથી કોઈ પણ રીતે વર્ણન કરી શકાતું નથી. હાય ! વધારે શું કહું ? ”

“ નિરાશાનો અતિ આઘાત હૃદયમાં હાય સાલે છે;
નહિ છે શાંતિ દિલમાં ને હૃદયબ્રહ્માંડ ડોલે છે;
મહાલયનાં બધાં સુખો સદાયે શુષ્ક ભાસે છે;
જતાં એ મિત્રના યોગે હૃદયમાં લાહ્ય લાગે છે.
બની વેરાન દુનિયાને થયું છે શૂન્ય સહુ મારૂં;
વહે છે નેત્રથી અશ્રુતણું આ પૂર ચોધારૂં. ”

જનાર્દન ! પ્રસાદની સાથે મારો શો સંબંધ છે તે તું જાણે છે? તે મારા અશાંત હૃદયમાં શાંતિસુધાનો પ્રવાહ વહેવડાવનાર મહા પુણ્યાત્મા છે ! મારૂં સર્વસ્વ છે. તેના વિયોગથી મારી શી સ્થિતિ થઇ છે, એનો ખ્યાલ તારા મનમાં શી રીતે કરાવી શકું ? ” આમ કહેતાં વીરવર જયન્તકુમારની આંખોમાંથી દડદડ આંસુ વહેવા લાગ્યાં. તે એક નાના બાળકની પેઠે રુદન કરતો પૃથ્વીપર બેસી ગયો. ત્યાર પછી તેના મુખમાંથી એક શબ્દ પણ ઉચ્ચારી શકાયો નહિ. ”

જયન્તકુમારનાં આવાં હૃદય ભેદક વચનો સાંભળીને જનાર્દન સહજ શર્માઇ ગયો. તેણે જયન્તકુમાર પાસેથી ઘણીજ કરૂણતાની સાથે પોતાના અપરાધની ક્ષમા માગી. ભિક્ષા માગતી વેળાયે એક ક્ષણવારને માટે તેના હૃદયમાં જે તેજનો ઉદય થયો હતો, તે પુનઃ હોલવાઈ ગયો. શોકથી અવસન્ન થઇ ફરીવાર માટીપર પડી તે રડવા લાગ્યો. એ સમયે એકાએક ઓરડાનું દ્વાર ઉઘડ્યું. બન્નેએ અજાયબીની સાથે

જોયું કે, પોતાની સન્મુખ કુમાર દેવળરાય આવી ઉભો છે. એ જોઇને જયન્તકુમાર તરતજ જમીનપરથી ઉઠી ઉભો થયો.

દેવળને જોઈને જનાર્દનની આંખોમાંથી આંસૂનો પ્રવાહ વધારે વેગપૂર્વક વહેવા લાગ્યો. દેવળરાયે કહ્યું:—"જનાર્દન ભાઈ ક્યાં? આ શું, તું રડે છે શા માટે? તારી આંખમાંથી આમ આંસૂ શા માટે વહે છે?"

હૃદયનો બંધ તૂટી ગયો, જનાર્દન માટીમાં રોળાઈને રડવા લાગ્યો. તે રડતાં રડતાંજ બોલ્યો:—"કુમાર, તમે જેને મળવા આવ્યા છો, તેને હવે મળી શકશો નહિ. જાઓ, તેને શોધો, સત્વર ખોળો. દુનિયાના પ્રત્યેક દેશોમાં, પ્રત્યેક નગરોમાં અને પ્રત્યેક ગૃહોમાં ફરી વળીને તેને ખોળી કાઢશો. તો પણ તે હવે તમને મળી શકે તેમ નથી. તે રાક્ષસના મુખમાં ગયો છે, હવે પાછો આવી શકે તેમ નથી. તેનો અપરાધી કોણ છે, તે તમે જાણો છો? હું જ અપરાધી છું. મારી ગફલતથીજ તેમનો વિનાશ થયો છે. તમારી કમર પર આ તલ્વાર લટકી રહી છે, તેનાથી આ દુરાત્માનું વક્ષ વિદીર્ણ કરી નાખો. ધરા-પરથી આ દુષ્ટનો ધ્વંસ કરો. મને મારાં કુકર્મનો પુરસ્કાર આપો. મેં આજે આટલા દિવસે વીરેન્દ્ર કેશરી મહારાજના મરણનો બદલો વાળી આપ્યો છે. હું નિમકહરામી થયો છું. મારા પ્રભુનો ઘાતક, ઘોર હત્યારો ઠર્યો છું. બસ હવે આ પાપીના શિરને છેદી નાખો.

"આ પાપની પ્રતિમા હણો તલ્વારની ધારા થકી;
ધારા વહાવો રક્તની આ પાપના સાથી તણી;
અજ્ઞાનના અંધારમાં જેણે ગુમાવ્યો છે ધણી;
તે નીચમાં છે નીચ, તેની ગતિ કંઈ એ નથી."

આમ કહેતાં કહેતાં જનાર્દન ફરીવાર મૂર્છિત થઇ ગયો. જયન્તકુમાર તેની સુશ્રૂષા કરવા તેની પાસે ગયો; પરંતુ દેવળરાય તેવીને તેવીજ રીતે દ્વાર પાસે ઉભો રહ્યો.

જયન્તકુમારને આટલા દિવસ પછી આજે કિલ્લેદાર પ્રસાદનો પરિચય મળ્યો–તેણે વિચાર્યું કે;—"વીરેન્દ્ર કેશરીના વીરપુત્ર વિના આવું બળ બીજા કોના બાહુમાં હોઇ શકે? રાજનદિની! તેં યોગ્ય પાત્રના ચરણોમાંજ તારા સ્નેહને સમર્પિત કર્યો છે! હું આશીર્વાદ આપું છું કે, તું એ રાજપુત્રને લઇને સદાને માટે સુખી થા. તું સદા રાજરાજેશ્વરી ભવ."

જનાર્દનને તરતજ ભાન આવ્યું; ત્યારે જયન્તકુમાર તેને છોડી દેવળરાયનો હાથ પકડી પલંગપર જઇ બેઠો. અનંતરાયના પુત્ર તરીકે જયન્તકુમાર તેને બિલ્કુલ ચહાતો નથી, તેના તરફ લેશ માત્ર પણ માનની ભાવના રાખતો નહોતો. તથાપિ દેવળરાય અત્યારે તેનો અતિથિ હતો માત્ર અતિથિ જ નહિ, પરંતુ પ્રસાદનો ભાઇ હતો. એથી જયન્ત તેનો યોગ્ય અને બની શકે તેટલો આદર સત્કાર તથા સેવાચાકરી કરવા લાગ્યો.

પરંતુ દેવળના મુખમાંથી એક પણ શબ્દ નીકળી શકતો નહોતો, તે જરાપણ હાલ્યા ચાલ્યા અથવા બોલ્યા કારવ્યા વિના લાકડાંનાં પૂતળાંની પેઠે જડતાથી બેઠો હતો. દેવળના શરીરમાં સંપૂર્ણ ચૈતન્ય હોવા છતાં પણ તે આ વાર્તાના રહસ્યને જરાપણ સમજી શક્યો નહિ. ઘર, દીવાલ, મનુષ્ય, સામગ્રી આદિ સર્વ તેની આંખો આગળ તરવા લાગ્યાં, પરંતુ તેમાંનો કોઈ પણ પદાર્થ તેના હૃદયનો સ્પર્શ કરી શક્યો નહિ. તે સમયે તેની વિચાર કરવાની અથવા ચિંતા કરવાની સર્વ

શક્તિનો સર્વથા લોપ થયો હતો. તેનું હૃદય ભીષણ સ્મશાન જેવું બિહામણું બની ગયું હતું. તેનું માથું ફરવા લાગ્યું, શરીરમાં વેદના થવા લાગી અને આખું વિશ્વ તેની દૃષ્ટિ સમક્ષ શૂન્ય ભાસવા લાગ્યું. છેવટે તે બિચારો નિર્દોષ બાળક કોઇપણ પ્રકારની કલ્પના સ્થિર ન કરી શકવાથી થાકીને પલંગપર ઢળી પડયો.

એ જોઇને જયન્તકુમાર ગભરાઇ ગયો. તેણે કુમારને બોલાવ્યો:—
" કુમાર ! દેવળરાય ! "

કુમારની સંજ્ઞા ઠેકાણે આવી. દેવળરાય ધીમે ધીમે આંખો ફેરવીને જયન્તકુમારના મુખ ભણી જોવા લાગ્યો; થોડીવાર પછી તે તેને બરાબર ઓળખી શક્યો.

જયન્તે કહ્યું:—" કુમાર, તમારા ભાઈ ક્યાં છે, તે અમે બરાબર કહી શકતા નથી, અરે અમારા દુર્ભાગ્યના યોગે તેઓ અત્યારે ક્યાં છે, તે અમે જાણતા પણ નથી. અમને એવો ભય રહ્યા કરે છે કે, પહાડી મીનેરા પોતાના વૈરનો બદલો લેવાના અભિપ્રાયથી તેમને ક્યાંક પકડી ગયા હશે ! "

કુમારે ધીરે ધીરે તેની વાર્ત્તા સાંભળી લીધી અને ત્યાર પછી તે પથારીપર બેઠો થઇને કહેવા લાગ્યો:—" ત્યારે શું મારા ભાઇ હજી જીવતા હશે ?

જયન્તે જવાબ આપ્યો:—" ના, તેઓ અત્યાર સુધી જીવતા હોય, એમ ધારી શકાતું નથી. "

આમ કહીને જયન્તકુમાર આદિથી અંતસુધીની બધી બીના તેને કહેવા લાગ્યો.

જનાર્દન શુદ્ધિમાં હતો; તેથી તેણે પણ માટીપર પડ્યાં પડ્યાં

બધી વાર્તા સાંભળી. એક વાર્તા સાંભળીને તેનું હૃદય કંપી ઊઠ્યું. તે વાર્ત્તા, મીનેશ કદાચિત્ તેને વૈરના બદલો વાળવા ઊઠાવી ગયા હશે, એજ હતી. જનાર્દન વારંવાર એ વાર્ત્તાનું પોતાના મનમાંને મનમાં જ સ્મરણ કરવા લાગ્યો. સ્મરણ કરતાં કરતાં તેની ચિંતાનો પ્રવાહ ઊલટીને એક વિષયપર જ આવી પડયો. સર્વ વાતોનું વિસ્મરણ કરીને તે વિચારવા લાગ્યો:—“ વનમાં જે એક નૂરહારના સૈનિકોનું ટોળું જોવામાં આવ્યું છે, તે ટોળાંમાં તો યુવરાજ નહિ હોય ? જેઓ તેને પકડી ગયા છે, તેઓ પણ ઉતર દિશામાં ગયા છે. ત્યારે શું એ ટોળું તે પકડનારાઓનું જ હશે ? એ સિવાય બીજું કોઇ પણ ટોળું નૂરહારના રસ્તામાં મારા જોવામાં આવ્યું નથી. અનંતરાય હજી સુધી યુવરાજને પોતાના કબજામાં લઇ શકયો નથી. જો તેના હાથમાં પ્રસાદ આવી ગયો હોત તો, તે અજમેર ભણી એટલું મોટું સૈન્ય લઇને ચઢી આવવાનો સંકલ્પ પણ કદાપિ કરત નહિ. ગમે તેમ હો, પરંતુ મારાથી હવે નિશ્ચિંત થઈ બેસી રહેવાય નથી. મારા ધારવા પ્રમાણે યુવરાજ હજી એ સૈનિકોના ટોળાંના કેદી તરીકે તે જંગલમાં જ છે. હવે તેમના નૂરહાર પહોંચતાં પહેલાં મારે ગમે તે રીતે એ જંગલમાં જઇને યુવરાજનો પત્તો મેળવવો જોઇએ. તેમ કર્યા વિના મારાથી મારા સ્વામીની કોઇ પણ રીતે રક્ષા કરી શકાશે નહિ. બસ, ત્યારે હવે વિલંબ કરવાની શી જરૂર છે? આ ક્ષણેને આ પળે જ મારે અહીંથી બહાર નીકળી જવું જોઇએ. સ્વામીના કલ્યાણ માટે ગમે તેવાં કઠિન દુઃખો વેઠવાં એ નોકરનો મુખ્ય ધર્મ છે. ”

આ ધારણાનો મનમાં ઉદય થતાંની સાથે જ જનાર્દન એકદમ કૂદીને ઉંચો થયો તથા તે ઓરડાનું દ્વાર ઉઘાડીને એક ક્ષણ માત્રમાં ત્યાંથી અદૃશ્ય થયો, ચાલ્યો ગયો. જયન્ત અને દેવળરાયે વિચાર્યું કે,

જનાર્દન ઉન્મત્ત–દીવાનો બની દોડી ગયો છે. આવો વિચાર કરીને તેને પકડવા માટે જયન્તે પોતાના એક અનુચરને આજ્ઞા આપી. પરંતુ અનુચર તેને ક્યાંય પણ જોઈ શક્યો નહિ.

જનાર્દન તે સમયે અશ્વશાળામાંથી અશ્વ લઇને, મનુષ્યની ભીડ કાપીને ઉત્તર દિશાભણી દોડયો જતો હતો. લોકોના પ્રાણ જવાના ભયથી એક પ્રહરીએ તેને પકડી લીધો. પરંતુ જનાર્દને તે પ્રહરીને જમીનપરથી ઉપાડીને એક નાની લાકડીની પેઠે ઘણે જ દૂર ફેંકી દીધો. ત્યાર પછી તે વિટલિગઢને ડાબી બાજુએ પડતો મૂકી ઉત્તર દિશા ભણી મહા વેગપૂર્વક દોડી નીકળ્યો. કેટલેક દૂર ગયા પછી જનાર્દનના માર્ગમાં એક બીજું ભયંકર વિઘ્ન આવી પડયું. તેને લાચાર થવાનો પ્રસંગ આવી લાગ્યો. એ સમયે તેનાથી આગળ જવા માટે લેશ માત્ર પણ વધી શકાયું નહિ.



# ભવાનીનો ભોગ



## ચતુર્થ ખણ્ડ



### જ્ઞાન



न ध्यातं पदमीश्वरस्य विधिवत्संसारविच्छित्तये
स्वर्गद्वारकपाटपाटनपटुधर्मोऽपि नोपर्जितः ।
नारीपीनपयोधरोरुयुगलं स्वप्नेऽपि नालिङ्गितं
भातुः केवलमेव यौवनवनच्छेदे कुठारा वयम् ॥

भर्तृहरि

ॐ तत्सत्परमात्मने नमः ।

# ભવાનીનો ભોગ

અથવા

# રાજપૂતોનો રણોન્માદ !

## દ્વિતીય વિભાગ

---

### ચતુર્થ ખણ્ડ

---

પ્રથમ પરિચ્છેદ

### પુનઃ પ્રમદા

---

विरला जानन्ति गुणान्

विरलाः कुर्वन्ति निर्धनस्नेहम् ।

विरलाः परकार्यरताः

परदुःखेनापि दुःखिता विरलाः ।

---

આકાશમાં પેલું શું ઉડી જાય છે ? એ શું પક્ષી છે ? મનુષ્યનાં દુઃખ દેખી, પીડા જાણી પૃથ્વીનો પરિત્યાગ કરી એ શું આકાશમાં ઉડે

છે ? આકાશમાં શું યાતના નથી ? આકાશમાં શું સ્મૃતિ પણ નથી ? કશું પણ સમજવામાં આવી શકતું નથી, તેનું કારણ શું છે ?

બગીચાના, ફૂલરાશિમાં સોનાની વેલી ઉર્મિબાલા કાંકરાના સમુદાયપર સૂતી સૂતી આકાશ ભણી જોઈ રહી હતી. આકાશમાં ક્યાંક એકાદ સ્વચ્છ અને શુભ્ર વાદળું તણાતું જતું હતું, ક્યાંક બે ચાર પક્ષિયો ઉડતાં હતાં, પક્ષિયોપર વાદળાં ઢંકાયલા હતાં અને વાદળાંપર આકાશ—નીલઆકાશ અને અનંત આકાશનું છત્ર આચ્છાદિત થયું હતું. આકાશના શરીરપર આકાશ, આકાશની પાછળ આકાશ તથા આકાશની ચારે બાજૂએ આકાશ જ દૃષ્ટિગોચર થતું હતું. ઉર્મિબાલા વિચારતી હતી કેઃ—" આકાશ આવું નીલ—આસ્માન આવું મનોહર હશે, એનો તો મેં આ પહેલાં કદાપિ વિચાર પણ કર્યો નહોતો. વ્યોમ આવું વિશાળ હશે, એની કલ્પના પણ મારા મનમાં આવી નહોતી. નભ આવું સુંદર, સુશોભિત અને રમણીય હશે, એ તો અત્યાર સૂધી હું જાણતી પણ નહોતી. પણ એ અનંત નીલિમાના શરીરપર આ શુભ્ર વાદળું શામાટે ફરી રહ્યું હશે ? એ અનંત સુંદરતાના સમૂહમાં આ સીમાંથી બંધાયલું આવરણ શામાટે આવી પડ્યું હશે ? હે મેઘ ! હે વાદળાં ! તું મારા એ છિદ્રવગરના, શબ્દ વિનાના અનંત આકાશને ઢાંકીશ નાહ, મને એ સુંદર નીલિમાનું અવલોકન કરવા દેજે. હે મેઘ ! મને અનંતનું નિરીક્ષણ કરીને અનંતમાં મળવા દે. તું એ અનંત નીલ તરફ શું જોઇ રહ્યું છે મારા મોહકવાદળાં? એ રૂપવગરના સૌંદર્ય તરફ એ શબ્દવિનાના શબ્દાધારભણી જોઇને તું શું સાંભળી રહ્યો છે મેઘ ? જોઈ જોઇને તું સૂકાઈ ગયો છે, બેરંગી બની ગયો છે, તેમ છતાં પણ તે અનંત નીલિમાની છાયાને હૃદયમાં ધારણ કરી શક્યો નથી, તે અનંત નીલના અનંતરૂપમાં તારા ક્ષુદ્ર હૃદયને મેળવી દઈ શક્યો

નથી ! તેથી જ હું ધારૂં છું કે, તું રડવાની આશાથી સમસ્ત આકાશમાં ભટકી રહ્યો હશે ! રડવાથી શું પીડાનો અંત આવતો હશે ખરો કે ? શું તેનાથી પાપ ધોઇ શકાતું હશે કે ? કોઇ દયામય ક્યાં છે, આવો, જ્યાં હો ત્યાંથી એકવાર આવો અને મને રડતાં શિખવાડો. માટીમાં રગદોળાઇને ચીત્કાર કરતાં—બૂમો પાડી રડતાં શિખવાડી દો. હે વિશ્વનાથ ! હે આ સીમાહીન વિશ્વંભરાના પૃષ્ટપોષક પિતા! આવો તમારી આ દીન દુહિતાપર દયા દર્શાવી એકવાર અવશ્ય આવો અને તેની અભિલાષાને પાર પાડો. પરમ પિતા ! આ હતભાગિનિની આંખમાંથી આંસૂની ધારાઓ વહેવડાવો."

જગતનાં બાહ્ય જ્ઞાનથી ભૂલેલી ઉર્મિબાલા, આકાશ ભણી જોઇ રહી હતી, એ સમયે સમીપમાંથી કોઈ બોલી ઉઠયું:—"કુમારી ! રાજબાલા !" અત્યારે કુમારીની શુદ્ધિ નહોતી. જે વ્યક્તિ તેને બોલાવતી હતી, તેણે ફરીવાર બોલાવી. ઉર્મિબાલાએ પાછું વાળી જોયું. તેણે જોયું કે, નજીકમાંજ પોતાની દાસી નીલા ઉભી છે.

નીલાએ પૂછયું:—"રાજનંદિની ! મને પ્રમદાએ બોલાવી છે, તો હું તેની પાસે જાઉં કે ?"

રાજકુમારી ઉઠી બેઠી થઇ. તેણે કહ્યું:—"પ્રમદાએ ? પ્રમદા અત્યારે ક્યાં છે ?"

નીલાએ જવાબ આપ્યો:—"પ્રમદા થોડીવાર પહેલાં પોતાને ઘેર ચાલી આવી છે. આવતાં વેંતજ તેણે મને બોલાવવા માટે માણસ મોકલાવ્યું છે. હું ધારૂં છું કે, હવે તે મરવાજ બેઠી છે, નહિ તો તેને આવા મલિન વિચારો શા માટે સૂઝે ? હું ધારૂં છું કે, તેનો અંતકાળ સમીપમાં આવી પહોંચ્યો છે. મને તે પાપિણીએ એકદમ આવવાનું કહ્યું છે. જો આજ્ઞા હોય તો જાઉં, નહિ તો પછી જેવી ઇચ્છા !"

ઉર્મિબાલાએ કહ્યું:–"પુનઃ પ્રમદા પાસે? પ્રમદાએ આવું સાહસ આદર્યું છે. આજે આટલા દિવસ પછી વળી પાછી તે શું કહેવા આવી છે?"

નીલાએ કહ્યું:—"હું તે જાણુતી નથી. તેની પાસે જવાથી બધું જાણી શકાશે. તેણે કાંઇક કહેવા માટેજ મને પોતાની પાસે બોલાવતી હશે. વળી પાછા કાંઇક નવા સમાચાર પણ લાવી હશે."

ઉર્મિબાલાએ કહ્યું:—"જા, તારે જવું હોય તો ઘણીજ ખુશીની સાથે જા, હવે તેનાપર મારો કોઈ પણ પ્રકારનો કોપ રહ્યો નથી. તેને કહેજે કે, હું તેના બધા દોષોને ભૂલી ગઈ છું, તેના સઘળા અપરાધોની મેં માફી આપી છે. મારી પાસે આવવામાં હવે તેને કશી પણ અડચણ આવે તેમ નથી."

નીલા ચાલી ગઇ, શ્વેતા પાસે બેસી રાજકુમારીના શરીરપરની ધૂળ ખંખેરવા લાગી.

શ્વેતા પણ સુખી નહોતી, તેણે જયન્તને ચાહતી હતી. બીયાવરની યુદ્ધ ભૂમિમાં જયન્તની વીરતા દેખી સર્વની, અરે પોતાની અજાણતામાં જયન્તને હૃદયનું દાન દઇ દીધું હતું. પ્રતિદાનની વાટ ન જોતાં તે તે પોતાના પ્રાણ પાથરીને તેને ચાહવા માંડી હતી. એ સ્નેહનું અસ્તિત્વ અન્યના જાણવામાં ન આવ્યું, એટલું જ નહિ, પરંતુ તે પોતે પણ ન જાણી શકી, ધીમે ધીમે એ પ્રેમના અંકુરો ફૂટયા અને તેણે ભીષણ રૂપ ધારણ કરી લીધું. જ્યારે એ પ્રેમાંકુરો પ્રણયવૃક્ષના રૂપમાં પરિણત થઇ ગયા, ત્યારે રાજકન્યા ઉર્મિબાલાના મનમાં તેના સહજ આભાસ થઈ આવ્યો.

ઉર્મિબાલા બોલી:—"શ્વેતા, હવે સર્વને સુખી કરવાની ઇચ્છા થઇ આવે છે, પિતાના કહેવાથી કહે અથવા મારા કહેવાથી કહે,

પણ હવે કોઇ પણ ઉપાયે જયન્તકુમારની સાથે તારો સંબંધ કરી નાખવાનો મારો દૃઢ વિચાર છે, કહે, આ વિષયમાં તારો પોતાનો શો વિચાર છે વારૂ ?"

શ્વેતા કશો પણ ઉત્તર આપ્યા વિના કેવળ રડવા લાગી. તેના મુખમાંથી કશું પણ વદી શકાયું નહિ.

ઉર્મિબાલા ફરીવાર બોલીઃ—"હાય ! આગળ હું કોણ હતી ! મારા મનમાં કોઇના કષ્ટની કલ્પના કેમ આવી નહોતી ? મેં અન્યને માટે વિચાર કર્યો નહોતો, કેવળ મારા પોતાના સુખ, પોતાની તૃપ્તિ અને પોતાના આનંદ માટેજ વ્યાકુળ રહી હતી. આજે જો એકવાર પણ તેમનો મેળાપ થાય તો ઘણાજ આનંદની સાથે ઉત્સાહની સાથે તેમનાં લગ્ન કરાવી દઉં. તેમનું સુખ અને તેમની તૃપ્તિ, એજ મારૂં સાચું સ્વર્ગ છે. કેમ કરવાથી, કયાં જવાથી તેમને મળી શકું, તેમને કહી શકું કે, આટલા દિવસે મેં તેમને ચાહતાં શિખવ્યા છે. અરેરે ! તેઓ હવે ક્યાંથી મળી શકે ?

શ્વેતાએ કહ્યું:—"કુમારીજી ! રાજમાતાએ કહ્યું છે કે, જો એકવાર કિલ્લેદાર મળી આવે તો તેની સાથે તમારાં લગ્ન અવશ્ય કરવાં છે. તેઓ એમ પણ કહેતાં હતાં કે મારી કન્યાને માટે એના વિના બીજો એક પણ પતિ યોગ્ય નથી." રાજબાલા ! હવે તેઓ તમારા પ્રેમ વધમાં વિઘ્ન કર્ત્તા થશે નહિ, હવે તમે વિનાકારણ રડો નહિ. તમારૂં રૂદન જોઇને મારી છાતી ફાટી જાય છે. હું બહુ સારી રીતે જાણું છું કે:—

"જગતના સર્વ જીવોમાં પ્રભુનો રોગ ભારી છેઃ
વિયોગીને નિહારીએ હૃદયથી હાર ધારી છે.

મહા મૃગરાજની શક્તિ પ્રણય પાસે બિચારી છે;
મદનના મારની પાસે સહુએ લાજ હારી છે;
મદનમારણ વિશે જેની સદા છે નામના ભારી;
ખરે એ દેવ મહેશે પણ પ્રણય પૂજા સ્વીકારી છે."

રાજનંદિની કશો પણ ઉત્તર ન આપતાં આંખોના જળથી છાતીને ભીંજાવવા લાગી. થોડી વાર પછી એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને બોલીઃ—"આજે ચોથ છે અને આવતી કાલે પંચમી છે, વસંત પંચમીનો મહાભારી ઉત્સવ છે. કેમ શ્વેતા, કાલેજ ઉત્સવનો દિવસ છે ખરૂં ને વારૂ ?"

ઉર્મિબાલા વીણા વિનિંદિત કંઠથી ધીમે ધીમે બોલીઃ—"આજે પાંચ દિવસ—પાંચ દિવસ થયાં તેમને જોયા નથી. એ પહેલાં જ્યારે ઇચ્છા થતી, ત્યારે હું તેમને જોઈ શકતી હતી. પરંતુ અત્યારે ઇચ્છા કરવા છતાં પણ જોઈ શકું તેમ નથી. આમ શા માટે થયું ? તેઓ ક્યાં ચાલ્યા ગયા ?

"હૃદયનું રત્ન ચોરીને છૂપાયા રાજવી છે ક્યાં ?
નથી કંઇ લાગતું સારૂં નજર જ્યાં હું કરૂં છું ત્યાં;
બન્યું વેરાન અંતર ને ભરાયો શોક છે દિલમાં;
જીવનનું સત્વ જાવાથી નહિ આરામ છે દિલમાં;
અજાયબ યંત્રણા ભૂંડી વિયોગીની બહુ ભારી;
વહાવે છે નિરંતર તે વિયોગી આંખથી વારિ;"
નહિ મળશે હૃદય ભરથાર જહાંને શોધતાં સારી;
અનુભવથી ખરે જાણ્યું, પ્રણયની રીત છે ન્યારી."

આકાશ ભણી જોતી રાજકુમારી "આવું વિપરીત પરિણામ કેમ આવ્યું ?" એવો પ્રશ્ન પૂછીને તેના ઉત્તરની વાટ જોવા લાગી.

તેણે ઊંચું મસ્તક કરીને જોયું તો, ઊંચે ઘણેજ ઊંચે, એક ઘણીજ ઉંચી પર્વતમાળને વ્યોમ મંડળને વિદીર્ણ કરી નીલાકાશમાં મળી ગયેલી જોઈ. તે સમયે તેના મનમાં એવો ભાસ થવા લાગ્યો કેઃ—"જાણે તે પોતાના ગર્વથી ઉન્નત થઇ વિશાળ વારિધિને પદદલિત–કરી પગતળે કચડી, આકાશનું આલિંગન કરવાને દોડી રહી છે. શૈલમાળાને ઉદ્દેશીને રાજબાળા બોલીઃ—" અરે ઓ ઘેલી ! આવો ગર્વ ન કર. પ્રેમમાં કદાપિ આવો ગર્વ દર્શાવ નહિ, હું પણ એક દિવસ તારી પેઠે રૂપના ગર્વને ઐશ્વર્યના ગર્વને તથા વંશના અને પદના ગર્વને હૃદયમાં ધારણ કરીને પ્રેમ કરવા ગઇ હતી, પણ જો કે, હવ મારી શી દશા થઈ છે. અત્યારે આ ભૂમિમાતાની મલિન મૃતિકા મારી શય્યા થઈ છે. નિશ્વાસ ઉચ્છ્વાસ મારા ભોજનનાં સાધન થયાં છે. શોક–સંતાપ અને નિરાશાનું અત્યારે મારે પાન કરવું પડે છે.

" કરૂં છું પાન પ્રીતિનું અને હું ખેદ ખાઉં છું;
રડીને આંખના આંસૂ થકી હું સ્નાન સાધું છું;
પ્રતિદિન શોકમાં રહીને દિનો મારા વિતાવું છું;
મૃતિકાની સદા શય્યા સૂવા માટે બનાવું છું;
મનોહર મહેલના સ્થાને ભૂમિ મંદિર માનું છું;
કરેલા ગર્વથી આજે હૃદયમાં હાય મારૂં છું. "

આજે જો રૂપને બાળીને ખાખ કરવાથી, ઐશ્વર્યને સમ્બર સરોવરના અગાધ જળમાં ડૂબાડવાથી અને વંશના ગૌરવને રસ્તાના રખડતા રઝળંતા ભિખારીના ચરણોમાં ઢાળી દેવાથી, પણ જો એકવાર મને તેમનાં દર્શન થશે તો હું તેમના પગ પકડીને કહીશ કેઃ—"હું મારો ગર્વ ભૂલી ગઇ છું, તેજ અને અભિમાન આદિ સર્વને વિસરી ગઇ છું.

" કરી છે ભૂલ ભારી મેં, સદાયે હાર માનું છું;
દઉં છું ભૂલ ત્યાગી તે, નમીને પાય લાગું છું;
નથી કંઈ કુળની પરવા હવે તો માફ માગું છું;
ગળ્યો છે ગર્વ મારોને હ્રદયમાં બહુ મુંજાઉં છું;
થયાં છે ગાત્ર આ ઢીલાં ભયંકર ભાવિ ભાળું છું;
કબૂલી ને બધા દોષો તણાં જડમૂળ ટાળું છું."

આ સાંભળીને શ્વેતા રડતી રડતી બોલીઃ—" રાજબાળા! હવે રડો નહિ. રડી રડીને તો તમે તમારા આ શરીરનો પાત કરી નાખ્યો છે. આજે પાંચ દિવસ થયાં કોણ જાણે શો વ્યાધિ લાગૂ પડી ગયો છે કે, ખાવા પીવાનું પણ છોડી દીધું છે? આજથી પાંચ દિવસ સૂધીમાં કદાપિ દર્પણમાં મુખ પણ જોયું છે? ઉર્મિબાલા! આમ તે ક્યાં સૂધી ચાલી શકશે. જૂઓ તો ખરાં કે, તમારૂં શરીર કેવું પાતળું થઇ ગયું છે. અરે આ મનોહર મુખપર પણ કેટલી બધી મલિનતા છનાઈ ગઈ છે? ખરેખર તમારૂં શરીર તદ્દન સૂકાઇ ગયું છે. કાંચન જેવી કાયા કરમાઇને ફીકી બની ગઇ છે. વળી

" અનુપમ હતું જે અંગ ન્યારૂં, શોકથી ફીકું બન્યું;
મદિરા સમાં જે લોચનો, તેજ તેનું છે ઘટયું;
લાલી ગુલાબી ગાલની પીળાશમાં જઇને વસી;
ડોલન મધુરૂં દેહનું છૂપાઈને ન્હાસી ગયું;
આનંદના આગારમાં છે આગ લાગી શોકની;
આશા નહિ આનંદની કે શાન્તતાના ધામની."

જે દિવસે બપોરે ખબર આવી કે, કિલ્લેદારને મીનેરા પકડી ગયા છે, તે દિવસથી તમારા અંતરમાં આરામ નથી, આંખોના જળને જરાપણ વિરામ નથી. રાજબાલા! આમ રડવાથી શું વળશે? પ્રિયકર

ની પ્રતિમાને પ્રાપ્ત કરવા માટે કેવળ રુદનજ કશું પરિણામ લાવી શકતું નથી, તેમાં પ્રયત્ન કરવાની પણ આવશ્યકતા છે. રડી રડીને આંખોનુંજ તેજ ઘટાવવાથી, શરીરનું લોહી સૂકાવવાથી સહજમાં તે પ્રતિમાની પ્રાપ્તિ થઈ શકતી નથી. વિરહ કિંવા વિયોગની વેદના સર્વ કોઇને સહેવી પડે છે. નિશાનાથ ચંદ્રના જવાથી નિશાદેવી તથા કુમુદિનીને વિરહાધીન થઇ આંખમાંથી આંસૂ સારવાં પડે છે. ભગવાન સવિતા નારાયણના પ્રયાણથી વસુધા સુંદરીને કાળો પોશાક પહેરી શોકસૂચક ભાવો દર્શાવી પોતાનાં દુઃખને સહેવું પડે છે. કમલિનીને પણ કરમાઈને નીચે મ્હોંએ વિયોગની વિષમ પીડાને વેઠવી પડે છે. એ સર્વ વિશ્વનાં વિધાનોજ છે. તે વિધાનોને કોઇ પણ રીતે ટાળી શકાતાં નથી. માટે ઉરના સંતાપને કાંઇક ઓછો કરી પ્રયત્નના રાજ્યમાં પ્રવેશ કરો, એટલે સહજમાંજ તમારી મનોવાંછિત વસ્તુ તમને મળી શકશે. પ્રયત્નથી સર્વ કાર્યોની સિદ્ધિ થઇ શકે છે.

પુરુષાર્થથી રામે હણ્યો મદમસ્ત લંકાનો ધણી;
પુરુષાર્થથી પ્રખ્યાત થઈ છે નામના પરશુ તણી;
પુરુષાર્થથી કૃષ્ણે સદાયે કંસની શક્તિ હણી.
પુરુષાર્થમાં સિદ્ધિ સમાઇ સર્વ કાર્યોની ઘણી;

આ સમયે ઉર્મિબાલા અત્યંત શોકાતુર થઇને બોલી:—“શ્વેતા! રામ, પરશુરામ કે કૃષ્ણના જેવા પ્રયત્નો કરવાની આપણાં જેવાં ક્ષુદ્ર મનુષ્યોમાં લેશમાત્ર શક્તિજ નથી આપણા પ્રયત્નનું કશું પણ પરિણામજ નથી. હવે એ અમૂલ્ય રત્નની સિદ્ધિની આશા રાખવી એ સર્વ નિરર્થકજ છે. કારણ કે, તે પ્રતિમાને પ્રાપ્ત કરવી એ આપણી શક્તિની બહારની વાત છે.”

આમ કહીને ઉર્મિબાલા પુનઃ માટીમાં રોળાઈને રડવા લાગી. તેની આંખોમાંથી આંસૂ પડવા લાગ્યા.

આ સમયે નીલા એકદમ દોડી આવીને બોલીઃ—"કુમારીજી! ચાલો, જલ્દી ચાલો, એક ભયંકર ઝગડો જાગ્યો છે. એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના મારી સાથે ચાલો."

રાજનંદિએ પૂછ્યુંઃ—"ક્યાં આવું **નીલા**? હવે હું ક્યાંય પણ આવી શકીશ નહિ."

**નીલા**એ કહ્યું:—"પ્રમદાની પાસે ચાલો, ત્યાં આવવાથી તમે સાંભળી શકશો કે, લુટારાઓ કેવી રીતે કિલ્લેદારને પકડીને લઈ ગયા છે. પ્રમદાએ બધું નજરો નજર જોયું છે, તે લુટારાની પાછળ પાછળ દોડી ગઇ હતી. આપણે જે રાત્રે કિલ્લેદારની સાથે વાતચીત કરી રહ્યાં હતાં, ત્યારે લૂટારાઓ આપણી છેક સમીપમાં જ ઉભા હતા. અરે બાપરે! એ વાર્ત્તા સાંભરતાં તો મારૂં આખું શરીર કંપી ઊઠે છે, હૃદય ભડકી ઊઠે છે."

આ સાંભળીને રાજકુમારીના અવસન્ન દેહમાં અકસ્માત્ નવીન શક્તિનો સંચાર થયો; તે ઊઠીને ઉભી થઇ. **નીલા** પાલખી લાવી. રાજકુમારી પાલખીમાં બેઠી. તેની સાથે શ્વેતા, નીલા અને બીજા બે પ્રહરી પણ ચાલ્યા. હજી સંધ્યા થઈ નહોતી. ચોથના ઝાંખા ચંદ્રમાની રેખા પશ્ચિમ આકાશમાં અસ્પષ્ટ રૂપે દેખાઇ આવતી હતી.



દ્વિતીય પરિચ્છેદ

# તું કોણ કુલટા ?

" ફિરગયા દિલસા વફાદારહી જબ ફુર્કતમેં,
ફિર કરે કોઇ જમાનેમેં ભરોસા કિસપર;
મુજતખિ દેખકે બોલે વો જલાનેકોમરે,
સચ બતાદો કે દિલ આયા હય તુમ્હારાકિસપર.
મુફતમેં કરતે હો ક્યાં અપાની જવાની બરબાદ;
નાજ કુછ ખેર હૈ તુમ હોગએ શયદા કિસપર ? "

જનાર્દનના ચાલ્યા જવા પછી પ્રમદા તેવા જ ભાવથી તે સ્થળે થોડીવાર ઉભી રહી. તેણે એકવાર વિચાર્યું કે;—" એ પુરુષને પાછો બોલાવીને, બધી વાર્ત્તા કહી દઉં, એટલે તે મને મારા કામમાં કાંઇક મદદ આપવાની ઉદારતા અવશ્ય બતાવશે જ. " વળી ફરીવાર તેના મનમાં એવો વિચાર આવ્યો કે;—" ના, એવા અજાણ્યા પુરુષપર શારીતે વિશ્વાસ મૂકી શકાય ? કદાચ તે બીજા દળનો જાસૂસ થઇને પહેલા દળની તપાસ કરવા નીકળ્યો હોય, તો પણ શું કહી શકાય ? જો બન્ને દળ એક સાથે મળી જશે તો પછી કોઇ પણ રીતે રક્ષા થશે નહિ. હું જેને બચાવવા આવી છું, તે અત્યારે ઘણી જ આફતમાં આવી પડયો છે. તેના ઉદ્ધારનો હવે મને એક પણ ઉપાય માલૂમ પડતો નથી. ભગવાને કોણ જાણે શું ધાર્યું હશે, તે પણ શી રીતે કળી શકાય ? "

આ પ્રમાણે વિચાર કરી કોઈ પણ પ્રકારના એક નિશ્ચયપર આવતાં પહેલાં જ જનાર્દન અદૃશ્ય થઈ ગયો. ત્યાર પછી પ્રમદા પોતાના અશ્વની તપાસ કરવા માટે ચાલી. તેણે એક લાંબી વેલી કાપીને તેના વડે પોતાના અશ્વને એક વૃક્ષ સાથે બાંધ્યો હતો. પોતાથી બને તેટલું ઘાસ એકઠું કરીને ઘોડાના મુખ પાસે લાવી નાંખ્યું હતું. ઘોડાની પ્રમદા બહુજ કાળજી રાખતી હતી અને પ્રસાદનો ઘોડો છે, એમ ધારીને તેની સંભાળ લેવામાં તે જરા પણ ખામી રાખતી નહિ.

જે સ્થળે લૂંટારા હતા, તેનાથી બરાબર દક્ષિણમાં આવેલા એક ઘટાદાર વૃક્ષના ઓથમાં પ્રમદાએ પોતાના અશ્વને લાવીને એક વૃક્ષ સાથે બાંધ્યો. ઘોડાની પીઠપર સામાન માંડયો અને મુખપર લગામ પણ ચડાવી દીધી. ઘોડાના મુખ પાસે થોડુંક ઘાસ નાખીને પ્રમદા ત્યાંથી ચાલી આવી.

અજમેરથી જે સડક બરાબર ઉત્તરદિશામાં જઇને સમ્બર તીરે આવતી હતી, તે સડકની પૂર્વદિશાના એક જંગલમાં મહાદેવરાવના દળે આશ્રય લીધો હતો. જનાર્દનનું વર્ણવેલું બીજું દળ તેનાથી જરા આગળ આવેલા પૂર્વ ભાગમાંજ છાવણી નાખી પડયું હતું. બન્ને દળને પોતપોતાની નિકટતાની લેશ માત્ર પણ ખબર નહોતી; પરંતુ બીજે દિવસે પ્રભાતમાં તેઓ એકઠા થશે, એમાં કોઇ પણ પ્રકારનો સંદેહ નહોતો. એ વિચારથીજ પ્રમદા આજે અત્યંત ચિંતાતુર બની ગઇ હતી.

નૂરહારથી આજે અવસ્ય સહાયતા આવી પહોંચશે, એમ ધારીને મહાદેવરાવ તેની વાટ જોતો બેઠો હતો. સંધ્યા થઈ જવા આવી તો પણ માગેલી મદદ મળી નહિ, એટલે મહાદેવ બન્દીવાનના પહેરાનો બંદોબસ્ત કરવા લાગ્યો. વચ્ચમાં યુવરાજને રાખવામાં આવ્યો અને

તેની ચારેમેર પોતાના વિશ્વાસુ સૈનિકો ગોઠવી દીધા; અને ત્યાર પછી તે સૈનિકોની આસપાસ મહાદેવરાવે પોતાના દોઢસો સિપાહીઓને મંડળાકારમાં રાખી દીધા. કિનારાના માણસોને હઠાવ્યા સિવાય વચ્ચમાં ઉભેલા માણસો પાસે જવાનો એક પણ ઉપાય તેણે બાકી રહેવા દીધો નહિ.

તૃતીયાનો–ત્રીજનો ઝાંખો ચંદ્રમા આકાશમાં ઊગ્યો હતો. તે ચંદ્રથી વનમાં પ્રકાશ થયો નહોતો. છતાં પણ વૃક્ષોનાં પાંદડામાં રહેલાં કાણાંઓમાંથી ઠેકઠેકાણે ચંદ્રના તેજનાં ઝાંખાં ચાંદરણાં પડતાં હતાં. વાયુથી જ્યારે પાંદડાં હાલતાં હતાં. ત્યારે તે પત્રમુક્ત ચંદ્રમાનો પ્રકાશ પણ તેની સાથે સાથે સરતો હતો, ફરતો હતો, જાણે કાળાં જળની સપાટીપર અસંખ્ય મરાલ–હંસ તણાતા અને હાલતા ડોલતા તથા નાચતા કૂદતા હોયની, એવો ભાસ થતો હતો.

છાવણીની ચારે બાજૂએ લાકડાં સળગાવવામાં આવ્યાં. અંધકાર-માં તે મંડળના આકારવાળી પ્રકાશમાળા જાણે તમોનાશિની ઉષાની પેઠે દૂરથી પ્રતીયમાન થવા લાગી–દેખાવા લાગી. સર્વજનો વિશ્રામ કરવાની તૈયારી કરતા હતા, એ સમયે સહસા નૈશગગનને વિદીર્ણ કરતો રમણીના કંઠમાંથી નીકળેલો એક ભયંકર આર્ત્તનાદ સંભળાયો. તે ચીત્કારના શબ્દથી બધા ચમકી ઊઠયા.

થોડીવાર પછી ફરીવાર તે આર્ત્તનાદ સંભળાયો. એ શબ્દ જાણે આ વખતે છેક નજીકમાં જ સંભળાતો હોય, એવો ભાસ થવા લાગ્યો. જે દિશામાંથી અવાજ આવતો હતો, તે દિશામાં કેટલાક સૈનિકો પોતાની કમરપર લટકતી તલ્વારને મ્યાનમાંથી ખેંચીને એકદમ દોડી ગયા.

જેઓ ત્યાં ગયા હતા, તેઓ થોડીવારમાં જ પાછા ફર્યા. ફક્ત

તેઓ પાછા ફર્યા એટલું જ નહિ પણ તેમની સાથે બીજી પણ એક વ્યક્તિ આવી. તે વ્યક્તિ અન્ય કોઇ નહિ, પણ પ્રમદા જ હતી. પરંતુ તે સમયે પ્રમદાની મૂર્ત્તિ અતિ ભીષણ અથવા બિહામણી હતી. અંબોડામાંથી છૂટી ગયેલા કાળા નાગ જેવા લાંબા લાંબા વાળો અંધકારમાં અંધકાર કરીને વાયુથી ડોલતા હતા. છિન્ન વિચ્છિન્ન થયેલાં વસનો માટીમાં રગદોળતાં હતાં અને તેના આખા શરીરમાંથી લોહીની ધારાઓ વહેતી હતી. તેનાં ફરતાં બન્ને લોચનો ભયભીત, વ્યાકુળ જણાતાં હતાં, ચરણો ઉછળતા હતા તથા કંઠ કંપતો હતો.

પ્રમદાની વિભીષિકામયી–બિહામણી મૂર્ત્તિ જોઇને કોઇ તેની છેક નજીકમાં આવ્યું નહિ. એક જણે પૂછ્યું:—"અરે ઓ મૂર્ખ નારી! તું આમ બરાડા શા માટે પાડતી હતી? શું તારૂં કોઇ મરી ગયું છે? આ શું? તારા શરીરમાંથી આ લોહીની ધારાઓ કેમ વહે છે?"

પ્રમદા હસી પડી–તેણે ભયંકર હાસ્ય કર્યું. તેના તે અટ્ટ હાસ્યના રવથી, સર્વજનો ચમકી ઉઠયા.

પ્રમદાએ આ સમયે હાસ્ય છોડીને ગાયન ગાવા માંડયું. તેણે ગાયું:—

"રડી રડી કરીશ હું આંખડી રાતી
                    પ્રિય આ જીવન સૂધી;
જપી જપી ધરીશ ધ્યાન હું તારૂં;
                    છેવટની ઘટિકા સૂધી."

પંચમ ધૈવતની સાથે સૂર મેળવી પ્રમદાએ જ્યારે ગાયન ગાયું, ત્યારે ભયભીત બનીને જેઓ દૂર ન્હાસી ગયા હતા, તેઓ બધા ધીમે ધીમે તેની પાસે આવવા લાગ્યા. તે સર્વના મનને મૃગની માફક મુગ્ધ કરી પ્રમદાએ પુનઃ વીણા વિનિંદિત સ્વરથી ગાયું:—

" ચાહું ના ધરમ, ચાહું ના સ્વરગ,
સદા નામ હું તારૂં સ્મરૂં;
ચાહું ના સુખ, ચાહું ના વિશ્વ,
મૂર્ત્તિ મનોરી ઉરધામ ધરૂં;
ભવતાપ—સંતાપ સર્વ પરિહરૂં;
આનંદસિંધુ વિશે સ્નાન કરૂં;"

આ મનોમોહક ગાયન સાંભળી મહાદેવરાવ વિમુગ્ધ થયો. તેણે પ્રમદા પાસે આવી તેને પોતાની સમીપમાં આવી બેસવાનો આગ્રહ કર્યો. એના જવાબમાં પ્રમદાએ કહ્યું:—" ના, હું બેસીશ નહિ. કારણ કે કદાચ તમે મને મારી નાખો, એવો મારા મનમાં અત્યંત ભય રહ્યા કરે છે."

મહાદેવે કહ્યું:—" ના હું તને મારીશ નહિ, પણ તારો સારો સત્કાર કરીશ."

પ્રમદાએ પૂછ્યું:—" મને તો સહુ કોઈ મારે છે, તો પછી તમે શા માટે નહિ મારો ?"

ભવાનીપ્રસાદ પાસે બેસીને બધું સાંભળતો હતો, જોતો હતો. તે પ્રથમ તો પ્રમદાને ઓળખી શક્યો નહિ, પરંતુ પાછળથી ઓળખી શક્યો.

યુવરાજના અનુયાયી સૈનિકોએ તેને માટે એક વૃક્ષતળે એક બેસવાનું સુંદર આસન બનાવી આપ્યું હતું. ચારે બાજૂએ ચાર ભાલા ખોડીને તેના પર એક કપડું ઢાંકી દીધું હતું અને તેની ચારે કોર બબ્બે કપડાં બાંધીને એક રાવટી જેવો આકાર કરી દીધો હતો. યુવરાજ તે સ્થાનમાં રહેતો હતો. અત્યારે બે બાજૂનું કપડું ઉઠાવી લેવામાં

આવ્યું હતું અને સૂતી વેળાયે તેને પાછું ઢાંકી દેવાનું હતું.

રામચરણની એકની એક કન્યા પ્રમદાને વ્યાકુળ થયેલી જોઇને યુવરાજના મનમાં ઘણું જ દુઃખ થયું. વળી તેને આ વિજન અરણ્યમાં એકલી જોઇને તે વિસ્મિત પણ થયો. તેણે વિચાર કર્યા પછી નિશ્ચિત કર્યું કે, પ્રમદા દીવાની થઇને આ સ્થળે દોડી આવી છે.

મહાદેવરાવે પ્રમદાને કાંઇક ખાવાનું આપ્યું, થોડુંક જળ આપ્યું તથા પોતાના શરીરપરથી એક વસ્ત્ર લઇને પ્રમદાના શરીરપર ઓઢાડી દીધું. તે જોઇને પ્રમદા મહાદેવરાવના મુખ ભણી જોતી ધીમું ધીમું હસવા લાગી. હસતાં હસતાં તે પાછી રડી પડી. તેણે કહ્યું:—"તમે મને મારો નહિ, હવે હું માર ખાઈ શકીશ નહિ. હવે અહીં રહીશ નહિ, મને છોડી દો, મારી મરજીમાં આવે ત્યાં મને જવા દો." આમ કહ્યા પછી રડતી રડતી પ્રમદા દોડીને તે સૈનિકોના ચક્રમાંથી બહાર નીકળી આવી. મહાદેવરાવ તેની પાછળ પાછળ આવી તેનો હાથ પકડી ફરીવાર ચક્રમાં લઇ ગયો.

પ્રમદાનું મુખ સુંદર હતું, તેના આખા મુખપર જાણે માધુર્યની છટા છવાઈ રહી હતી. બન્ને આંખોએ જાણે તે માધુર્યને ઉત્પન્ન કર્યું હોયની! એમ જણાઇ આવતું હતું, પ્રમદાની આંખો ભણી જોવાથી સમસ્ત હૃદય સહસા આકર્ષાઈ જતું હતું. જેને આંખો છે, તેનામાં જાણે સર્વનો સમાવેશ થયેલો છે; એમ કહેવામાં આવે તો તેમાં પણ કશી અતિશયોક્તિનો સંભવ નથી."

બન્ને સુંદર આંખોથી પ્રમદાએ આજે મહાદેવના હૃદયમાં એક પ્રકારનો ખળભળાટ મચાવી મૂકયો. જે કાર્ય અનંગદેવ પણ એક દિવસ કરી શક્યો નહોતો, તે કાર્યને પ્રમદા આજે સહજમાં સિદ્ધ કરી શકી.

આ સ્થળે અનંગ ન બળતાં મહાદેવ બળી મૂઓ. મહાદેવનો પરાજય થયો, અનંગનો વિજય થયો. અનંગે મહાદેવના હૃદયમાં ભીષણઅગ્નિ પ્રદીપ્ત કરી દીધો.

મહાદેવે પૂછ્યું:—"અરે અજ્ઞાત અબળા? તું આવી દીવાની શા કારણથી બની ગઇ છે વારૂ?"

પ્રમદાએ જવાબ આપ્યો:—"હું કાંઈ સમજી શકતી નથી. પિતાએ આજ સુધી મારા લગ્ન ન કર્યાં તેથી હું દીવાની બની ગઇ છું. તમે મારી સાથે લગ્ન કરશો કે?

મહાદેવરાવે કશો પણ જવાબ ન આપતાં, ફક્ત એક ઊંડો નિસાસો નાખ્યો.

પ્રમદા ઊઠીને આમ તેમ ફરવા લાગી. જેણીકોર તે ગઇ, તેણી કોરથી તેની ઠઠ્ઠામશ્કરી થવા લાગી. કોઇ બોલ્યું કે:–"તું મારી સાથે વિવાહ કરીશ." તો કોઇએ એમ પણ પૂછ્યું કે:–"નૂરહાર આવીશ?"

પ્રમદાએ સઘળું સાંભળ્યું, સઘળું જોયું. અથવા તો જાણે કાંઇ પણ સાંભળ્યું કિંવા જોયું ન હોય, એવો ભાવ પણ દર્શાવ્યો. તેણે વચ્ચમાં પ્રસાદની વિચિત્ર શય્યાને પણ જોઈ લીધી. એક વાર તેણે વૃક્ષ તરફ જોયું અને બીજી વાર આકાશભણી પોતાની દૃષ્ટિ દોડાવી. પાછી ફરી આવીને તે મહાદેવની પાસે બેઠી. તેણે ફરીવાર એક ગાયન ગાવાનું શરૂ કર્યું:

તમે સુરજ, તમે ચન્દ્રમા,
તમ થકી અમીધાર ઝરે;
નિરખીશ નહિ અન્ય કંઈ,
જોઇશ ફક્ત રાખી નયનોપરે;

મહાદેવરાવે પૂછ્યું:—" તું મારી સાથે નૂરહાર આવીશ કે ? "
પ્રમદાએ પૂછ્યું:—" કેમ ? "

મહાદેવે જવાબ આપ્યો:—" ત્યાં લઇ જઇને હું તારી ચિકિત્સા કરાવીશ. ચિકિત્સા કરાવવાથી તારો આ દીવાનાપણાનો રોગ નાબૂદ થશે અને તું સ્વસ્થ થઇશ. "

પ્રમદા કશો પણ જવાબ વાળ્યા વિના ચક્રની બહાર જઇને એક વૃક્ષતળે સૂઈ ગઈ. મહાદેવરાવ ઉઠીને ફરીવાર તેને લઈ આવ્યો. તેણે એક સ્થાન તૈયાર કરી આગના ઉત્તાપની પાસે યત્નપૂર્વક તેને સપડાવી. ભોજનાદિ કર્યા પછી બધા સૂઇ ગયા. સહજ ઊંઘ આવવાની તૈયારી થઈ રહી હતી, એ સમયે સહુએ સાંભળયું કે, પ્રમદા કાંઇક ગાઇ રહી છે:—

" જેથી સુખ તમને મળે, અર્પીશ તે હું ખરે;
શાખીશ નહિ કંઇ અવશિષ્ટ આ અંતરે;
સ્વીકારો વા અસ્વીકાર કરી પરિહરો;
તો પણ ચિરદિન રહીશ ચરણે તમારે. "

મહાદેવરાવ ઊઠી બેઠો થયો. તેણે જોયું કે, પ્રમદાના શરીરપરનું વસ્ત્ર ભડભડ કરતું સળગી રહ્યું છે. એ જોઇને તેણે એકદમ પ્રમદા પાસે જઈ તેના શરીરપરથી સળગતા વસ્ત્રને ખેંચી લીધું. પ્રમદા તે સમયે બુમ પાડી રડતી રડતી બોલી:—" મને શા માટે મારો છો ? "

પ્રમદાને માટે મહાદેવરાવ કાંઇક ચિંતાતુર થયો. તેને ક્યાં સુવડાવવી, તેનો તે વિચાર કરવા લાગ્યો. ચક્રની બહાર સુવડાવવાથી તે ન્હાસી જાય તેવો ભય રહેતો હતો અથવા તો જંગલી જાનવરોના

ઉપાડી જવાનો સંભવ પણ રહેતો હતો. ચક્રની અંદરના ભાગમાં આગના ઢગલા પાસેના સ્થાન સિવાય બીજે ક્યાંય પણ સારૂં સ્થાન નહોતું. આગની પાસે પણ હવે પ્રમદાને સુવડાવી શકાય તેમ નહોતું. પુરુષોના સમુદાયમાં પણ તેવી કોઈ જગા નહોતી. ત્યારે હવે તેને ક્યાં સુવડાવી?

જ્યાં આગળ બન્દીવાનના વસ્ત્રનું ઢાંકણ પડ્યું હતું, ત્યાં કેટલીક ખુલ્લી જગા હતી. ચક્રના મધ્ય ભાગમાં એક મોટા વૃક્ષની મોટી ડાળી તળે બન્દીવાન સૂતો હતો. વૃક્ષનો ફેલાવો ચક્રની બહાર જઈ પડતો હતો. તે વૃક્ષ ઘણું જ પુરાતનહતું અને તેની એક તરફની ડાળી ભાંગી ગઇ હતી. બીજી બાજૂએ રાક્ષસીની પેઠે હાથ પાથરીને એ ડાળીએ બસો માણસોને આશ્રય આપ્યો હતો. બંદીવાનના વસ્ત્રના ઢાંકણ પાસે પ્રમદાને સુવરાવવાની મહાદેવે ઈચ્છા કરી, અને ત્યાર પછી પ્રમદાને સાથે લઈને તે ત્યાં ગયો. અહીં સુવા માટે પ્રમદાએ પ્રથમ તો નાખુશી દેખાડીને કહ્યું:–" એ વસ્ત્રના અંદરના ભાગમાં વાઘ છે, તેથી જ હું ધારૂં છું કે, મને અહીં સુવડાવવામાં આવે છે ખરૂંને વારૂ?"

ચારે તરફના પડદા પાડીને યુવરાજ ત્યારે સૂતો હતો. પ્રમદાની વાર્ત્તા સાંભળી તે વસ્ત્ર ઊંચું કરીને બહાર આવ્યો. તેને જોઇને પ્રમદા બોલી:—" તમે મને મારશો તો નહિ ને? શિયાળવાં અથવા કૂતરાંની પેઠે મારીને અહીંથી હાંકી તો નહિ કાઢોને?"

યુવરાજે કહ્યું:—" ના, હું તને મારીશ નહિ. જા હવે ચૂપચાપ સુઈ જા. ગરબડ ન કર."

પ્રમદા સુઈ ગઇ. મહાદેવરાવ એક કામ્બલ લાવી પ્રમદાના શરીરપર ઓઢાડીને ચાલ્યો ગયો. પોતપોતાની જગાએ સહુ સુઈ ગયા.

યુવરાજ પડદો પાડી અંદર સૂતો અને પ્રમદા પડદાની બહાર સૂતી. થોડી વારમાં સર્વજનો નિદ્રાવશ થયા.

ચક્રની બહારના એક ભાગમાં બે પ્રહરીઓ હતા. એકજણ પૂર્વ દિશામાં નૂરહારના માર્ગભણી, તથા બીજો એક જણ પશ્ચિમદિશાની સડક કાપીને જે માર્ગ વનના અંદરના ભાગ ભણી આવતો હતો, તે માર્ગપર પહેરો ભરતો હતો. બીજા બધા સૂઈ ગયા હતા. ત્રીજનો ચંદ્રમા ઘણીવાર પહેલાં આથમી ગયો હતો. ઘોર અંધકારથી પૃથ્વી ઢંકાઇ ગઇ હતી. અગ્નિના ભડકા હોલવાઇ જવા આવ્યા હતા, ઈંધનના અભાવે છેક બૂઝાઈ જવા આવ્યા હતા.

સુઅવસર મળેલો જોઇને પ્રમદાએ સહજ સરીને યુવરાજના હાથનો સ્પર્શ કર્યો. બીજાના હાથનો સ્પર્શ થતાંની સાથે જ યુવરાજની ઊંઘ ઊડી ગઇ. પડદો ઊંચક્યા વિના જ પ્રમદા મૃદુસ્વરથી બોલી:— “ચૂપ કરો. હું દીવાની નથી, પણ તમને છોડાવવા માટે જ અહીં આવી છું.”

ત્યાર પછી પ્રમદાએ પડદામાં મુખ ઘાલીને કેટલીક વાતો કહી, યુવરાજે પણ તેના જવાબમાં કેટલીક વાર્તાઓ કહી સંભળાવી. વાતચીતને પૂરી કર્યા પછી પ્રમદાએ પડદો પાડી દીધો. તથા ત્યાર પછી ઊઠી ઊભી થઇ અને ધીમે ધીમે ગાયન ગાવા લાગી:—

“ જનમભર રડીશ તમ સ્મરણ કરી,
પ્રિયતમ સ્મરણ કરી;
જનમ જનમ તમકાજ રટણ કરી;
મરીશ હું તમ રટણ કરી;
રડી રડી કરીશ હું આંખડી રાતી,
પ્રિય આ જીવન સુધી;

જપી જપી ધરીશ ધ્યાન હું તારૂં,
છેવટની ઘટિકા સૂધી;
ચાહું ના ધરમ, ચાહું ના સ્વરગ,
સદા નામ તમારૂં હું સ્મરૂં;
ચાહું ના સુખ ચાહું ના વિશ્વ,
મૂર્ત્તિ મનોરી ઉરધામ ધરૂં;
ભવતાપ—સંતાપ સર્વે પરિહરૂં,
આનંદસિંધુ વિશે સ્નાન કરૂં.

તમે સુરજ, તમે ચંદ્રમા,
તમ થકી અમીધાર ઝરે;
નિરખીશ નહિ અન્ય કંઈ,
જોઇશ ફક્ત રાખી નયનોપરે;
જેથી સુખ તમને મળે, અર્પીશ તે હું ખરે;
રાખીશ નહિ કંઇ અવશિષ્ટ આ અંતરે
સ્વીકારો વા અસ્વીકાર કરી પરિહરો;
તો પણ ચિરદિન રહીશ ચરણે તમારે.

ગાતી ગાતી પ્રમદા સૂતેલા સૈનિકોને ઓળંગીને ચાલવા લાગી, બધા સૈનિકો પગથી માથા સૂધી ઓઢીને સૂતા હતા, સૂતેલા કેટલાકોના શરીર સાથે પ્રમદાનો પગ અથડાયો, કેટલાકના હાથ કચડાયા કેટલાકનાં મસ્તકો પ્રમદાના સ્પર્શથી પવિત્ર થયાં. પરંતુ પ્રમદા તે તરફ કશું પણ ધ્યાન ન આપતાં ગાતી ગાતી ચાલવા લાગી. તેના ગાનથી કેટલાકની ઊંઘ ઊડી, કેટલાકની ન ઉડી. જેમની ઊંઘ ઊડી, તેઓમાંના કેટલાકે માથાપરથી કપડું ઊંચું કરી જોયું અને કેટલાકો લાંબી સોડ તાણીને જ સૂઇ રહ્યા, તેમણે સોડમાંથી માથું કાઢવાનું સાહસ ન કર્યું.

મહાદેવની ઊંઘ ઊડી. તેણે પ્રમદાને જોઇને પૂછ્યું:—" કેમ, ક્યાં જાય છે ? "

પ્રમદાએ જવાબ આપ્યો નહિ, તે ગાવા લાગી, મહાદેવે ત્યારે પ્રમદાના વસ્ત્રનો છેડો તાણ્યો. પ્રમદા રડી પડી. તેણે કહ્યું:—" મને ન મારો, હું તમારે પગે પડું છું. હું તમારી પાસે નહિ સૂઉં. તમે બધા પુરુષો છો. પુરુષ પાસે પરસ્ત્રીથી કદાપિ સૂવાય નહિ, એવો શાસ્ત્રનો નિયમ છે."

મહાદેવે કહ્યું:—" ત્યારે તું હવે કયાં જઇશ ? "

પ્રમદાએ જવાબ આપ્યો:—" હું આ વૃક્ષપર સૂઇશ. "

મહાદેવે પૂછ્યું:—" બીજે કયાંય નહિ જાય ને ? "

પ્રમદાએ કહ્યું:—" ના. "

ત્યારે મહાદેવે તેને છોડી દીધી. ચક્રની બહાર આવી પ્રમદા વૃક્ષપર ચઢી. અંધકારમાં મહાદેવ તેને જોઈ શક્યો નહિ; પરંતુ વૃક્ષના પત્રોનો અવાજ સાંભળી તે સમજી ગયો કે, પ્રમદા વૃક્ષપર ચડી છે.

જે વૃક્ષપર પ્રમદા ચઢી હતી, તે વૃક્ષની છાયાતળે સર્વ સૈનિકો સૂતા હતા. પ્રમદાએ વૃક્ષપર ચઢી આ ડાળથી પેલી ડાળપર અને ત્યાંથી ત્રીજી ડાળપર ફરીને બધી તપાસ કરી લીધી. ફરતી વેળાયે તેણે કોઇ કોઇ ડાળીપરથી કૂદીને બીજી ડાળીપર જવાનું સાહસ પણ કર્યું, એ જોઇને કોઈ કોઈ સૈનિકોએ તેની મશ્કરી કરી. છેવટે તે મશ્કરીનો અંત આવ્યો, સર્વ સૈનિકો પુનઃ નિદ્રાધીન થયા—ઉંઘી ગયા.

યોગ્ય સમય મળતાં પ્રમદાએ શરીરપરના વસ્ત્રવડે મજબૂત કછોટો વાળી લીધો. વાચકોને સ્મરણમાં હશે કે, પ્રમદા ઘેરથી નીકળતી વેળાયે પોતાની સાથે નીલરંગની સાડી તથા શાલ પહેરી આવી હતી. સાડી લોહીથી ખરડાયલી અને ફાટીતૂટી જવા છતાં પણ પ્રમદાએ

તેને દોરડાંની માફક ગુંથીને એક ડાળીની સાથે બાંધી દીધી. તે ડાળી તળેજ પ્રસાદને રહેવાનું ઠેકાણું હતું અને પ્રમદાએ બાંધેલું દોરડું પણ તે જગામાં જ આવી પડતું હતું. પ્રમદાએ તે વસ્ત્રના એક છેડાને ડાળી સાથે બાંધ્યો હતો અને બીજા છેડાને પ્રસાદની રાવટીના વસ્ત્રપર ઝૂકાવી દીધો હતો. તે છેડો જમીનથી લગભગ ચારેક હાથ ઊંચો ઝૂલી રહ્યો હતો.

ભવાનીપ્રસાદ રાવટીનો પડદો ઊંચો કરીને પ્રમદાનું કામ જોઈ રહ્યો હતો. જ્યારે વસ્ત્રનો છેડો નીચે આવીને ઝૂલવા લાગ્યો, ત્યારે યુવરાજે હાથવડે તેને પકડીને તે દોરડાંની તથા ડાળીના બળની પરીક્ષા કરી. પરિણામ સંતોષકારક જણાવાથી તે થોડીક વાટ જોવા લાગ્યો અને વખત પ્રમાણે સૂતેલા સૈનિકોની તલ્વારો એકઠી કરીને પોતાની કમરપર બાંધવા લાગ્યો. જ્યારે એ બધું કામ પતી ગયું, ત્યાર પછી તે લટકતાં દોરડાને પકડીને ધીમે ધીમે ઉપર ચઢવા લાગ્યો.

ડાળીપર પહોંચ્યા પછી પ્રસાદે તે લટકતાં દોરડાંને ઉપર ખેંચી લીધું અને ત્યાર પછી તેને છોડીને પ્રમદા તરફ ફેંક્યું. પ્રમદા આગળ આગળ ડાળો પકડીને ચાલી એટલે ભવાનીપ્રસાદ પણ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. બન્નેજણાં એકી સાથે વૃક્ષપરથી ઊતરવાની કોશિશ કરવા લાગ્યાં.

બન્નેએ જમીનપર ઉતરી આવી પોતપોતાનાં વસ્ત્રો બરાબર સરખાં ફરી પહેરી લીધાં. પ્રમદા અંધકારમાં ભવાનીપ્રસાદનો હાથ પકડીને રસ્તો બતાવતી ચાલવા લાગી. તેઓ ખૂબ સાવચેતીથી ચાલ્યાં જતાં હતાં, તો પણ સૂકાં પાંદડાં પગતળે કચડાવાથી તેનો અવાજ નીકળીને નિશાદેવીની નિઃસ્તબ્ધતાનો ભંગ કરવા લાગ્યાં. તેમનો તે પ્રયત્ન પૂર્ણ રીતે ફળીભૂત થયો નહિ.

અમે પ્રથમ જ જણાવી ગયા છીએ કે, ચક્રની દક્ષિણ દિશાના એક વૃક્ષતળે પ્રમદાએ પોતાનો અશ્વ છૂપાવી રાખ્યો હતો. અત્યારે પ્રમદા યુવરાજને તે તરફ જ લઈ ગઇ. ધારેલા સ્થાનપર આવ્યા પછી પ્રમદા અશ્વનું બંધન છોડીને બોલી:—" આ તમારો અશ્વ છે, આ લોકોના ટોળામાં એવો એક પણ અશ્વ નથી કે જે આ ઘોડાની સાથે દોડી શકે. તમે સત્વર આ અશ્વપર સ્વાર થઇ જાઓ, સામાન માંડવાની જરૂર નથી, અશ્વ તૈયાર છે. હવે જરા પણ ઢીલ ન કરો."

ભવાનીપ્રસાદે પૂછ્યું:—" અને તું ?"

પ્રમદાએ જવાબ આપ્યો:—" હું ? હું ક્યાં જાઉં ?"

ભવાનીપ્રસાદે કહ્યું:—" કેમ ? તારે ઘેર ચાલ."

પ્રમદાએ કહ્યું:—" મેં ઘરનો ત્યાગ કર્યો છે."

ભવાનીપ્રસાદ બોલ્યો:—" તું કોણ ત્યારે કુલટા છે ?"

પ્રમદાએ જવાબ આપ્યો:—" હા-તેમજ છે."

ભવાનીપ્રસાદ ચૂપ થઇ ગયો-થોડીવાર પછી બોલ્યો:-"પ્રમદા! તું કુલટા હોવા છતાં પણ મારી સ્નેહપાત્રી છે, હું મારી જીંદગીમાં તારા આ ઉપકારને કદાપિ વિસરી શકીશ નહિ.

અંધકારમાં પ્રમદાએ મુખ ફેરવ્યું. ભવાનીપ્રસાદ સમજી શક્યો નહિ કે, પ્રમદા કૃતજ્ઞતાની ભિખારિણી નથી. થોડીવાર પછી તે પાછો બોલ્યો:-" મારા અનુરોધથી તારો પિતા તને ફરીવાર ઘરમાં આવવાની રજા આપશે, તને યોગ્ય આવકાર આપશે. પ્રમદા, ચાલ, ઘેર ચાલ."

પ્રમદાએ કહ્યું:—" હું કયા સુખની આશાથી ઘેર આવું વહરૂ યુવરાજ ?"

ભવાનીપ્રસાદ બોલ્યો:—" તારે ઘર છે. માબાપ છે, પરંતુ મારે કોણ છે પ્રમદા ?"

પ્રમદાએ કહ્યું:—"તમારે-તમારે ઘણું છું. કીર્તિ છે, કર્મ છે, આશા છે, અને-અને તે સર્વ ઉપરાંત રાજતનયા ઉર્મિબાલા પણ છે."

જે નામ સતત મનમાં સાંભર્યા કરે છે, તે નામનો ઉચ્ચાર બીજાના મુખમાંથી થતો સાંભળીને મનુષ્યનું હૃદય સ્વાભાવિકજ કંપી ઊઠે છે. પ્રસાદની પણ તેવીજ દશા થઈ. બન્ને હાથથી છાતી દાબીને પ્રસાદ ધીમે ધીમે બોલ્યો:—"એ આશાથી મેં અત્યાર સુધી મારૂં જીવન ધારણ કરી રાખ્યું છે. તે આશાથી ખેંચાઈને જીવનની રક્ષા કરવાની આટલી કોશિશ કરી છે."

આ સમયે પાછળથી કોઇ બોલી ઊઠ્યું:—"કોશિશ કરીને હવે તારૂં જીવન રાખી જો જોઇએ!"

પ્રમદાએ પાછું વાળી જોયું. તેને જણાયું કે, મહાદેવરાવે પ્રસાદને તાકીને તેને મારવા માટે તલ્વાર ઉપાડી છે. પ્રમદાએ તે બન્ને ચકિત થયેલા પુરુષોના મધ્ય ભાગમાં ઊભી ને તે ઉપાડેલા ઉઘાડા ખડ્ગને પોતાના વૃક્ષપર ધારણ કરી લીધું અને મહાદેવરાવની છાતીમાં પોતાના હાથમાંનો છૂરો મૂળસહિત બેસાડી દીધો. ઘોર આર્તનાદથી વનસ્થળને કંપાવતો મહાદેવરાવ ધરાશાયી થયો.

પ્રસાદે ફરીને જોયું તો પ્રમદાનું શરીર થરથર કંપતું જણાયું. પ્રમદાના પડવાની અણીપર આવેલો દેહને પ્રસાદે પોતાના બાહુમાં ધારણ કરી લીધો. તે આલિંગનના સ્પર્શથી પ્રમદાનું આખું શરીર રોમાંચિત થયું, તેણે ફરીવાર પ્રસાદના મુખ તરફ જોઈ જોયું.

મહાદેવરાવના આર્ત્તનાદથી સૂતેલા સૈનિકો જાગીને ચારે તરફ દોડવા માંડયા, તેમના પગલાંનો અવાજ સમીપમાં સાંભળવાથી પ્રસાદ પોતાની સંભાળ લેવાને સશક્ત થઇ શક્યો. તે એક ક્ષણનો પણ વિલંબ

કર્યા વિના પ્રમદાના ચૈતન્ય શૂન્ય દેહને બાહુમાં ધારણ કરી એકદમ ફૂદીને અશ્વપર ચઢી ગયો.

અંધકારમાં માર્ગ દેખી શકાતો નહોતો, તેથી પ્રસાદને લાચારીથી અશ્વપર આધાર રાખવો પડયો. અશ્વ થોડીવાર પછી રાજમાર્ગપર આવી પહોંચ્યો; એટલે પ્રસાદે દક્ષિણ દિશાભણી પોતાના અશ્વને મહાવેગ પૂર્વક દોડાવી મૂકયો.

---

<u>તૃતીય પરિચ્છેદ</u>

## હવે બચી શકશે નહિ !

---

" કુછ જવાની હય અભી કુછ હય લડકપન ઉનકા,
દો દગાબાજોંકે ફન્દેમેં હય જોબન ઉનકા;
તોડકર તખ્ત યે મરકદ મંય નિકલ જાઊંગા,
એકસી નામ ન લેના સરે મદફન ઉનકા.
હાય ! ઇસ ઇશ્કને દોનોં કો બનાયા કાફિર;
બ્રેહ્મન નામ મેરા હય, બુતે પુરફન ઉનકા,
વસ્લમેં કયા હય મેરે પાસ જો મંય નજ્ર કરૂં,
દિલ અદાઓંકા જિગર નાજકા તનમન ઉનકા;
વસ્લને લૂટ લિયા દોનોં કો તનહા પાકર,
આજ મેરા ન ગરેવાં હય ન દામન ઉનકા. "

---

કેટલીકવાર પછી પ્રભાતના પ્રકાશથી દિગ્મંડળ ઉદ્‌ભાસિત-પ્રકાશિત થયું. પ્રસાદ હજી સૂધી પ્રમદાના અચેતન શરીરને બાહુ મધ્યે ધારણ

કરી અજમેર ભણી અશ્વપર સ્વાર થઈ દોડયો જતો હતો. છેવટે તે એક નદીના કિનારાપર આવી પહોંચ્યો. સરિતા નાની હતી, ક્યાંક સાંકડી, તો ક્યાંક સૂક્ષ્મ જણાતી હતી. તેનુ શીતળ સલિલ રજત—રૂપાની રેષા સમાન સુંદર ભાસતું હતું. વળી કેટલેક સ્થળે તો તે સ્રોતસ્વતી—નદી લજ્જાશીલા બાલિકાની પેઠે સંકુચિત થઈ વાલૂકા—રેતીથી પોતાના શરીરને ઢાંકતી હતી. પ્રસાદ એ નદીને જોઈ, સડક છોડીને સરિતાના કિનારા ભણી ચાલવા લાગ્યો. થોડેક દૂર ગયા પછી એક ઉંચાણવાળી ટેકરીના ઓથમાં પ્રસાદ અશ્વપરથી નીચે ઉતરી પડયો અને ત્યાર પછી તેણે પ્રમદાના શરીરને રેતીના ઢગલાપર સાવચેતીથી રાખી દીધું.

ત્યાર પછી પ્રમદાની કાંચળી છોડી પ્રસાદે તેની છાતીની પરીક્ષા કરી. છાતીપર થયેલો જખ્મ ભયંકર હતો, ખભાથી લઇને છાતી સુધી ફેલાઈ રહ્યો હતો. લોહીના પ્રવાહથી આખું શરીર ભીંજાઇ ગયું હતું. પ્રસાદે ત્યાર પછી એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના પોતાના મસ્તક પરથી ફેંટો ઉતારીને તેના કકડા કરી નાખ્યા અને તે કકડાને પાણીથી ભીંજાવીને પ્રમદાના જખમપર બાંધી દીધા. મુખ તથા માથાપર જળ નાખ્યું અને ત્યાર પછી તે તેના શરીરપરથી લોહી ધોવા લાગ્યો. તેનું શરીર ધોતી વેળાયે પ્રસાદે અજાયબીની સાથે જોયું કે, પ્રમદાના આખા શરીરપર હથિયારનાં ચિન્હો ભાસવા લાગ્યાં. અસ્ત્રના જખમો ઘણાં જ સાધારણ હતા, તથાપિ તે કાંટાના જખમો હોય, એવી વાર્ત્તા પ્રસાદના માનવામાં આવી શકી નહિ. હલકા હાથે હથિયાર દ્વારા જખમો કરવામાં આવ્યાં છે, એવી ધારણા પ્રસાદના મનમાં થઇ આવી. પ્રમદા પાસે હથિયાર હતું, તેથી કદાચિત્ પ્રમદાએ પોતાને દીવાની ઠરાવવામાટે પોતાના અંગને લોહીથી તરબોળ કર્યું હોય, તો તે સંભવિત હતું.

પ્રસાદ કંપી ઊઠયો. તેણે વિચાર્યું કે:—"ત્યારે શું પ્રમદા ખરેખર દીવાની હશે? ના, તે વાર્તા માની શકાતી નથી. જેણે મને છોડાવવા માટે આવું કપટ તથા કુશળતા કરી છે, તે કદાપિ દીવાની હોઈ શકે જ નહિ. ત્યારે પ્રમદાએ આમ શામાટે કર્યું હશે? શામાટે ગૃહત્યાગ કર્યો હશે, શામાટે તે પોતાનું શરીર ચીરીને દીવાની બની હશે? તેનો શો સ્વાર્થ હશે?"

પ્રમદાના માથાને સાથળપર લઈ પ્રસાદ ફરીવાર જખમોપર પાણી નામવા લાગ્યો, આ વખતે પાણીના બેચાર ટીપાં તેની આંખપર પણ પડયાં.

પ્રમદાને કોઇપણ રીતે ચૈતન્ય આવ્યું નહિ. ત્યારે પ્રમદાને માટે થોડુંક દૂધ મેળવવા પ્રસાદ અત્યંત વ્યાકુળ બની ગયો. તેણે જોયું કે, નજીકમાં એક સ્ત્રી માથાપર બેડું લઈ ધીમેધીમે જઈ રહી છે. પ્રસાદે તેને બોલાવી, એટલે તે રમણીએ પાછું વાળી જોયું. પ્રસાદ ઊંચા અવાજથી બોલ્યો;—"માતા, મને થોડુંક દૂધ લાવી આપવાની કૃપા કરશો કે? દૂધના અભાવે અત્યારે એક જણ મરણના મુખમાં આવી પડે એવો સંભવ રહે છે."

તે સ્ત્રી તરત જ ચાલી ગઈ. નજીકમાં જ એક ગામ હતું; તેથી થોડીવારમાં તે થોડુંક ગરમ દૂધ લઇને પાછી પ્રસાદપાસે આવી પહોંચી. પ્રસાદ વ્યગ્ર થઇને પ્રમદાના મુખમાં દૂધ રેડવા લાગ્યો. દૂધ હોઠપરથી વહીને નીચું પડવા લાગ્યું. પ્રસાદે વિચાર્યું કે, પ્રમદાના દેહમાં હવે પ્રાણ રહ્યા નથી. આવો વિચાર આવતાં તે ક્ષોભ અને શોકથી ઉન્મત્તથઈ ગયો.

એ સમયે પ્રસાદે સાંભળ્યું કે, પાછળથી કોઇ બોલી રહ્યું છે;—"બસ, માણિક જોડ અહીં જ છે. રેતીપર ઘોડાના પગલાંના નિશાન જોઇનેમેં ત્યારે જ કહ્યું હતું કે, માણિકો આ તરફ જ ગયા છે."

પ્રસાદે પાછું મુખ ફેરવીને જોયું તો, પાંચ ઘોડેસ્વાર સૈનિકોને પોતાના તરફ આવતા જોયા. જે સૈનિકો પ્રસાદ તરફ આવતા હતા, તેમના હાથમાં ઉઘાડી તલ્વારો પણ હતી, એ જોઇને પેલી દૂધ લાવનાર સ્ત્રી તો અત્યંત ભયભીત થઇને ત્યાંથી એકદમ દોડી ગઈ.

પ્રસાદે, પ્રમદાના મસ્તકને ધીમેથી રેતીપર રાખી દીધું અને ધીરે ધીરે ઊઠી છાતીપર પોતાના બન્ને હાથ ભીડી તે આવનાર સૈનિકોની નજીકમાં ગયો. તે સમયે પ્રસાદની પ્રતિમા અતિ ભીષણ અને રુદ્ર બની ગઇ હતી, તે રુદ્રમૂર્તિ જોઇને કોઈ કોઇતો ભયભીત થયા. પ્રસાદે પૂછ્યું;–"તમે શામાટે અહીં આવ્યા છો? તમે કોણ છો અને ક્યાંથી આવો છો?"

જે સર્વથી આગળ હતો તેણે ઉતર આપ્યો:—"તમે કહ્યા વિના ચાલ્યા આવ્યા છો, તેથી અમે તમને દરીવાર લઇ જવા માટે આવ્યા છીએ. હવે તમે સમજી શક્યા હશો કે અમે કોણ છીએ."

પ્રસાદે કહ્યું:—"આવીશ કે નહિ તેનો વિચાર પછીથી થશે, પણ એ પહેલાં આ મૃતવ્યક્તિનો સત્કાર કરવા દો. જો એ પહેલાં મારા શરીરનો અથવા આ મૃત દેહનો સ્પર્શ કરશો તો, આ શબનો સ્પર્શ કરીને શપથ લઉં છું કે, તેથી તમે તો શું પરંતુ તમારૂં આખું દળ આવવા છતાં પણ મને લઈ જઈ શકશો નહિ. વિના કારણ એવું અયોગ્ય સાહસ કરશો તો આ સ્થળે જ રોળાઇ જશો."

"અવિચારથી ઉન્મત્ત થઈ સાહસ કદી કરશો નહિ,
અભિમાન ધારી ઊરમાં આ દેહને અડશો નહિ;
આ વીરને હણવા તણું જોખમ કદી ધરશો નહિ,
અંતર વિશે ફુલાઇને પગલું જરી ભરશો નહિ.
જે સ્થાન માંહિ છો ઉભા ત્યાંથી જરી હઠશો નહિ,
આજ્ઞા ઊલ્લંઘી વીરની, વણુ મોતથી મરશો નહિ."

અગ્રગામી સૈનિક બોલ્યો:—" લઇ જઇ શકીશું કે નહિ, તે વાર્તાનો વિચાર હમણાં જ થશે.

કંચન સમી આ કાયમાંથી લોહી વહેશે જોરથી,
બહુ બબડતી આ ખોબડી છંટાઇ જાશે શસ્ત્રથી;
બહુ બોલવા કે ડોલવામાં વીરતા કંઇએ નથી,
શૂરવીર નર આવું કદાપિ મુખ થકી વદતા નથી.
રણુ ભૂમિમાં આવી સદા સહુ શૂરતા છે દાખવે,
મિથ્યા પ્રક્ષેપો જે કરે, શૂરવીરતામાં શૂન્ય છે. "

અમારી વિવેચનાનાં તો તમારા બન્ને તો સત્કાર એકત્ર કરવાથી સારૂં થશે, તમને પણ આ મડદાંના સંગી થઇને તેની સાથે જવાનો શુભ પ્રસંગ મળશે. "

આમ કહીને તેણે પોતાના સોબતીઓને ઇશારો કર્યો. ત્યારે બધા મળીને પ્રસાદને ઘેરી લેવાની ચેષ્ટા કરવા લાગ્યા. એ જોઇને પ્રસાદ ગર્જના કરી ઊઠયો. તેણે કહ્યું:—" હજી પણ સાવધાન થાઓ, મરણના મુખમાંથી તમારા પ્રાણને બચાવો. કુશાવહ જાતિના લોકોના લોહીથી મારા હાથ રંગવાની મારી ઇચ્છા નથી. કારણુ કે, તમે પણ મારા જ વંશજો છો. "

પરંતુ તેમણે પ્રસાદના તે ઉપદેશને ગ્રહણ કર્યો નહિ; તેઓ પ્રસાદને ઘેરી લેવાની કોશિશ કરવા લાગ્યા. તેમની પાસે તલ્વાર સિવાય બીજું કોઇપણ શસ્ત્ર નહોતું. બીજાં હથિયારો લેવાનો તે લોકોને અત્યંત ત્વરાના યોગે અવસર પણ મળી શકયો નહોતો.

ત્યારે પ્રસાદે એકદમ કૂદકો મારીને અશ્વની પીઠપર સ્વારી કરી તથા મૃતશરીર પાસેથી સરીને તે કિનારાપર ચઢી ગયો. હુમલો કરનારા સૈનિકો તેની પાછળ ધસી ગયા.

લડાઈ સમતળ અથવા સપાટ ભૂમિપર આરંભાઇ; તેથી ઉભય પક્ષને અશ્વ ચલાવવાની સારી સગવડ મળી. પ્રસાદ જેવી રીતે તેમના પર આક્રમણ કરવા લાગ્યો તથા વિજળીની ગતિથી જેવી રીતે અશ્વને આમ તેમ ફેરવવા લાગ્યો, તેના યોગે આક્રમણ કરનાર સર્વ સનિકો સમજી ગયા કે, યુવરાજનો ઉપદેશ ગ્રહણ ન કરવામાં તેમણે ભયંકર ભૂલ કરી છે. હવે **બચવાનો એક પણ ઉપાય બાકી નથી.** હવે કોઈ રીતે **બચી શકાશે નહિ.** આવો અદ્દભુત અશ્વ અને અસિચાલના તેમણે પૂર્વે કદાપિ જોઈ નહોતી, અરે સાંભળી પણ નહોતી. જે બાહુનું વિક્રમ દેખી ચોહાણ, દેવડા અને માન આદિ સર્વ વીરજાતિયો વિસ્મિત થઈ હતી, તે બાહુ સમક્ષ આવા કેટલાક વીર્યહીન–નિર્માલ્ય લૂટારા તણખલાંની પેઠે ઉડી ગયા. તેઓ એક પછી એક પ્રાણહીન થઇને ધરાશાયી થયા. તેમાંથી માત્ર એક જ જણ બાકી રહ્યો, તેણે ક્ષમાની ભિક્ષા માગીને છૂટકારો મેળવ્યો અને પ્રાણ લઇને પત્થરથી ધવા યલા શૃગાલની પેઠે તે પોતાના સ્વદેશ ભણી નાઠો.

પ્રસાદે નદાના ગર્ભમાં આવી જોયું કે, પ્રમદાના શરીરમાં ચૈતન્ય પ્રાપ્ત થયું છે. એ જોઈ પ્રસાદ અત્યંત ઊલ્લાસિત થઈ ધીમે ધીમે તેના મુખમાં દૂધ રેડવા લાગ્યો. પ્રમદા એકીટસે પ્રસાદ તરફ જોઇ રહી.

એ સમયે પ્રસાદે અજાયબીની સાથે જોયું કે, નદીના કિનારે કિનારે અનેક અશ્વારોહી સનિકો આવી રહ્યા છે, તેમની સંખ્યા ઓછામાં દશ, વિશ, ત્રિશ કે ચાળીસની હોય એવું કશું પણ અનુમાન કરી શકાતું. પ્રસાદ એ જોઇ પોતાની તલ્વારને મ્યાનમાંથી મુક્તકરી ઉભો રહ્યો અને સિંહની પેઠે ગર્દન નમાવી તેમની વાટ જોવા લાગ્યો. જેઓ આવતા હતા તેઓએ દૂરથી પ્રસાદને જોયો તથા ઓળખ

લીધો. તેને ઓળખતાંની સાથે જ તેઓ ઊંચા અવાજથી બોલી ઊઠયાઃ—" જય, મહારાજ ભવાનીપ્રસાદનો જય!"

તે અવાજ પ્રમદાના કાને સંભળાયો. પ્રમદા ઉઠી ઉભી થઈ. તે જોઇ પ્રસાદ દોડી આવી તેની પાસે ઉભો રહ્યો. પ્રમદાએ પૂછ્યું:—" તેઓ કોનો જય ગાઇ રહ્યા છે ?"

ક્ષણવારને માટે પ્રસાદે કશોપણ જવાબ આપ્યો નહિ. પરંતુ બીજી પળે જ પ્રમદા પાસે બેસીને બોલ્યોઃ—" તારી પાસે હવે મારો પરિચય હું છૂપાવીશ નહિ. તારી પાસે હવે કાંઇપણ છૂપાવવાનો મને અધિકાર રહ્યો નથી. પ્રમદા, હું નિષધના અધીશ્વર અનંતરાયનો ભત્રીજો છું."

પ્રમદાએ પુનઃ પૂછ્યું:—" ત્યારે શું તમે સ્વર્ગીય રાજેન્દ્ર વીરેન્દ્રકેશરીના પુત્ર છો ?"

ભવાની પ્રસાદે જવાબ આપ્યોઃ—" હા. હું વીરેન્દ્રકેશરીનો પુત્ર ભવાનીપ્રસાદ છું."

એ સાંભળીને પ્રમદાએ આંખો બંધ કરી. ફરીવાર તેણે આંખો ઉઘાડીને જોયું નહિ. થોડીવાર પછી તે પાછી બેભાન બની ગઈ. તેના શરીરની સર્વ શુદ્ધિ કોઈ અજ્ઞાત રાજ્યમાં અંતર્હિત કિંવા અદશ્ય થઇ.

પ્રમદાની મૂર્ચ્છાને મટાડવા માટે પ્રસાદ પોતાનાથી બનતી કોશિશ કરવા લાગ્યો, તથા પોતાના વિશ્વાસુ સૈનિકોમાંના કેટલાક જણને પાસેના ગામમાં મોકલાવી એક પાલખી મંગાવી લીધી. પાલખી આવ્યા પછી બધાએ મળીને પ્રમદાને ધીમે ધીમે પાલખીમાં સૂવડાવી. વાહકોએ પાલખી ઉપાડી. અશ્વારોહીઓ પાલખીને ઘેરીને ચાલ્યા. નદીનો કિનારો મૂકી પાછા તેઓ સર્વેએ અજમેરનો રસ્તો પકડયો. પાલખી વાહકોના ખભાપર ધીમે ધીમે ચાલવા લાગી. ઘોડેસ્વારો પણ ધીમે ધીમે તેની સાથે ચાલતા થયા

તે સમયે સમય લગભગ આઠેક કલાક જેટલો વીતી જવા આવ્યો હતો. અજમેર પણ વધારે દૂર રહ્યું નહોતું, આ પ્રકારે ચાલવાથી સંધ્યા થતાં પહેલાં અજમેર પહોંચી જવાશે, એવી સહુએ આશા રાખી હતી. માર્ગમાં અજમેર ભણી જતાં ઘણા પથિકોની સાથે તેમનો મેળાપ થયો, બધા તેમને ઓળંગીને આગળ વધવા લાગ્યા.

પ્રસાદ પાલખી સાથે જતો હતો, વચ્ચે વચ્ચે પાલખીનો પડદો ઉપાડી પ્રમદાના મુખમાં દૂધ રેડતો હતો અને જખમોપર બાંધેલા પાટા પાણીથી ભીંજાવતો જતો હતો. પરંતુ થોડી વારમાં વળી પાછો એક ઉત્પાત્ત ઉપસ્થિત થયો. સહુએ અજાયબીની સાથે પોતાની સમીપમાંજ જોયું કે, એક જણ ઘોડેસ્વાર દીવાનાની પેઠે અજમેરથી ઉત્તરદિશામાં દોડયો આવતો હતો. ત્યાં અગળ રસ્તો કાંઇક સાંકડો હતો. વાહકોના ખસીને માર્ગ આપતાં પહેલાં જ તે અશ્વારોહી પાલખીપર આવી પડયો. વાહકોના ખભાપરથી પાલખી પડી ગઈ. વાહકોમાંના કેટલાક જનો પણ જખમી થઇને પૃથ્વીપર ગબડી પડયા. ઘોડેસ્વાર પણ પાલખીપાસે પડેલા એક વાહકના શરીરપર ગબડી પડયો. ત્યારે તે આપનાર પુરુષને સર્વેએ ઓળખ્યો. તે અન્ય કોઈ નહિ પણ પ્રભુ ભક્ત જનાર્દન જ હતો.

પ્રસાદ અશ્વપરથી ઉતરીને પ્રથમ પાલખી પાસે દોડયો ગયો. તેણે જોયું કે, પ્રમદાનું માથું સરી પડયું છે. એ જોઇને ઓશિકાપર તેણે કાળજીથી તેના માથાને રાખી દીધું તથા વાળનાં ગુંચળાને મુખપરથી સહજ દૂર કરીને મુખમાં થોડુંક દૂધ રેડયું. પ્રમદાએ ફરીવાર તેના તરફ જોયું.

જનાર્દન ભૂમિપરથી ઉઠી પ્રભુ પાસે આવી ઉભો રહ્યો. પ્રભુના મળવાથી આનંદથી પ્રફુલ્લિત થઈ બાળકની પેઠે તે રડવા લાગ્યો, તેણે

વારંવાર પ્રભુના ગાત્રનો સ્પર્શ કર્યો. વારંવાર પ્રભુનો હાથ લઇને તે પોતાના મુખ તથા મસ્તકપર ફેરવવા લાગ્યો. જનાર્દનની આંખોએ, પ્રભુના મુખવિના બીજું કશું પણ જોયું નહિ. જનાર્દન તે મુખ ભણી જોઇ જોઇને રડવા લાગ્યો. અચાનક એકવાર તેની નજર પાલખીપર પડી, પ્રસાદ તે સમયે પ્રમદાના મુખમાં દૂધ નાખતો હતો. પ્રમદાને જોતાંની સાથે જ જનાર્દન ઓળખી ગયો. તે અજાયબીની સાથે બોલી ઉઠયોઃ—" આ શું ? આજ તે પ્રમદા ? "

પ્રસાદે પૂછ્યુંઃ—" કઇ પ્રમદા, જનાર્દન ? "

જનાર્દને જવાબ આપ્યોઃ—" જે વાઘમારવાના જંગલમાં ચાર દિવસ ભૂખી રહી હતી તે. "

આમ કહીને જનાર્દને બધી વાર્ત્તા કહી સંભળાવી. તે સાંભળી પ્રસાદ ચૂપ કરી બેસી રહ્યો. રસ્તામાં તેના મુખથી એક પણ કથા કહી શકાઇ નહિ. જળભર્યા જલદખંડની પેઠે ગંભીરવદને તે રસ્તો કાપી ચાલવા લાગ્યો. પછી અજમેર જઇને પ્રમદાને મૂકી આવવામાં આવી, તથા અજમેરના સદાના પ્રસિદ્ધ ચિકિત્સકોને તેડી લાવવા માટે ચારે તરફ માણસો દોડાવ્યાં. તે પ્રમદા પાસે બેસી રહ્યો; ત્યાંથી ઉઠયો નહિ. વૈદ્યોએ આવીને જખમોની પરીક્ષા કરી. તેમનાં મુખ જોઈને પ્રસાદ બધું સમજી ગયો. તેમ છતાં પણ તેણે પૂછ્યુંઃ—" કેમ બચશે કે ? રોગીની સ્થિતિ જોતાં તમે સર્વ શા અનુમાનપર આવી શકો છો વારૂ?"

આ સમયે ત્યાં જેટલા વૈદ્યો આવ્યા હતા, તેમાંના ઘણાખરા ચૂપ કરી બેસી રહ્યા. કેવળ એક વૈદ્યે માથું ધુણાવીને કહ્યુંઃ—"કશી આશા રાખી શકાતી નથી. કારણ કે, જખમો ઘણા જ સખ્ત છે. આઘાત અતિ ભીષણ છે. "

ચતુર્થ પરિચ્છેદ

# રૂદન અને વિદાય



" ન બોસા દેના આતા હય ન દિલ બહલાના આતા હય;
તુઝે તો અયખુતે કાફિર ફક્ત તરસાના આતા હય;
બિછાકર દામગેસૂ રુખ પંપ યદ સૈયદ યોં બોલા;
યે ફન્દા વહ હય જિસમેં મુર્ગે દિલ બેદાના આતાહય.
દિખાકર દસ્તરંગી બામપર વહ યોં લગા કહને;
અરે હટજા સરક જા દૂર હો દીવાના આતા હય;
જો તુમ હંસનેમેં હો પૂરે તો મેં રોને મેં હુ કામિલ;
તુમ્હેં વિજલી ગિરાના હમકો મેહ બર્સાના આતાહય;
ગલેમેં તાક બેડી પાંવમેં લડકે લિયે પત્થર;
અજાયબ ઢંગસે તેરા ચલા દીવાના આતા હય. "



સંધ્યા થઇ એટલે રામચરણની ગૃહિણીએ ઘરમાં દીવો સળગાવ્યો. ઓરડામાં બીજું કોઇ નહોતું. પ્રમદાએ પૂછ્યું:—" મા, નીલા પાછી આવી છે કે ? "

પ્રમદાની માતાએ જવાબ આપ્યો:—" કેમ બહેન, નીલા તો હજી સુધી આવી નથી. "

પ્રમદાએ કહ્યું:—" ત્યારે હું ધારૂં છું કે, હવે તેની સાથે મારો મેળાપ થશે નહિ. "

પ્રમદાની માતા રડવા લાગી. એ સમયે દ્વાર પાસે કોઇના પગલાંનો અવાજ સંભળાયો. પ્રમદાએ પાછું વળી જોયું તો, નીલા

દેખાઇ આવી. તે જોઇ પ્રમદાએ પૂછ્યું:—" નીલા, " તું એકલી આવી છે ?"

**નીલા**એ કહ્યું:—" ના, હું એકલી નથી. "

ત્યારે પ્રમદા બોલી:—" મા, તું બહારના બારણા આગળ ઉભી રહે, જોજે કે બીજું કોઇ પણ માણસ મારા આ ઓરડામાં આવે નહિ. બરાબર સંભાળ રાખજે, ભૂલીશ નહિ. "

પ્રમદાની માતા ચાલી ગઈ. **નીલા** ત્યાર પછી ઉર્મિબાલાને તે પોતાના ઓરડામાં લઇ આવી, પાછળ પાછળ શ્વેતાપણ સંકુચિત મનથી તેમની સાથે જ ચાલી આવી.

રાજનંદિનીને ઇશારાથી પ્રણામ કરી પ્રમદા બોલી:—" શ્વેતા અને **નીલા**, મને ક્ષમા કરજો. હમણાં તમે જરાવાર આ દરવાજા પાછળ જઈ ઊભી રહો. **નીલા**, તું મારા મુખમાં થોડુંક દૂધ રેડતી જા."

લૂટારાઓની અપૂર્વ આખ્યાયિકા ન સાંભળી શકી, એમ ધારીને શ્વેતા તથા નીલા ઘણી જ દુઃખી થઇ. પરંતુ બીજો કોઈ પણ ઉપાય ન હોવાથી બહાર ચાલી ગઈ. ત્યાર પછી પ્રમદા બોલી:—" રાજકુમારિ ! હું મહાપાપિષ્ઠા છું, ક્ષમાને માટે અયોગ્યા છું. હું બધી વાર્તા ખોલીને કહી દઉં છું, એ સાંભળીને જો તમને મારાપર દયા આવે તો ક્ષમા કરજો. મારો અપરાધ અસાધારણ છે, તેમજ ભીષણ પણ છે."

પ્રમદાએ ત્યાર પછી આદિથી અંત સૂધીની બધી વાર્તાઓ કહી સંભળાવી; એક અક્ષર પણ છૂપાવ્યો નહિ. ધીમે ધીમે બધી વાર્તા કહી રહ્યા પછી પ્રમદા બોલી:—" રાજનંદિનિ ! તમે જેને ચાહો છો, તેના હૃદયને તમે જાણતાં નથી. તમારા ક્ષુદ્ર હૃદયથી તેમના મહત્ હૃદયનો વિચાર કરશો નહિ. તમારૂં હૃદય દુર્બળ છે, અભિમાન અને તેજથી

ભરેલું છે અને તેમનું હૃદય પરમ પવિત્ર છે. તેઓ દેવતા છે અસત્ય અને પ્રતારણાથી અતીત છે. તેમના હૃદયની મહત્તાનો કશો અવધિ-નથી—સીમા પણ નથી.

" વિશ્વવ્યાપી હૃદય તેનું પ્રેમથી ભરપૂર છે;
નહિ શોક કે સંતાપ છે, આનંદનું એ ઉર છે;
માયા અને મમતા, મૃદુતાભર્યું એ પૂર છે;
નીતિ અને વળી ન્યાય કેરા રાજ્યમાં એ શૂર છે;
નહિ પાપની કે કામની છે વાસના એ વીરમાં;
મહત્તા તણી સીમા નથી એ ધીરનર શૂરવીરમાં. "

રાજકુમારીએ કશો પણ જવાબ વાળ્યો નહિ. તે કેવળ રડવા લાગી. ગાલ તથા વક્ષને પલાળતી આંખૂની અવિરલ ધારા પ્રબળ વેગ-પૂર્વક તેનાં કોમળ નયનોમાંથી વહેવા લાગી. તે શામાટે રડી તેનો આશય તેના સમજવામાં આવ્યો નહિ, પરંતુ રુદનને લેશ માત્ર પણ વિરામ આપ્યા વિના તે આંખ તથા મ્હોં ઢાંકીને ઘણીવાર સૂધી રડી.

ઘણી વારપછી રુદન કાંઇક ઓછું થવાથી તે બોલી:—" પ્રમદા, આજથી તું મારી ભગિની છે, મારી શિક્ષા ગુરુ છે. તું મને આશીર્વાદ આપ કે, તારી એ શિક્ષા તથા તારા એ અપૂર્વ આત્મત્યાગને હું સદાને માટે મારા હૃદયમાં અંકિત કરી શકું; તારી શિક્ષાનું પાલન કરી શકું."

પ્રમદાએ કહ્યું:—" રાજનંદિનિ, મેં મારા મનની બધી વાતો નિષ્કપટપણે તમને કહી સંભળાવી છે. માટે કહો જોઇએ કે, મારાથી તમારો જે કાંઇ અપરાધ થયો હોય, તેની ક્ષમા આપવાની ઉદારતા દર્શાવશો કે ?"

ઉર્મિબાલા બોલી:—" તને ક્ષમા ? વારુ, જો ક્ષમાજ તારી

ઇચ્છિત વસ્તુ હોય તો હું તને ક્ષમા આપું છે. પરંતુ તારો અપરાધ ભીષણ છે કે મારો અપરાધ ભીષણ છે, એ ઇશ્વરવિના બીજું કોણ કહી શકે તેમ છે?"

પ્રમદા ધીમે ધીમે છેક અવસન્ન થઈ પડી. ઉર્મિબાલા તેના મુખમાં થોડુંક દૂધ રેડીને બોલીઃ—"પ્રમદા, જૂમાઇ માતાની કૃપાથી તું સત્વર આરોગ્યતાને પ્રાપ્ત કરી શકીશ. કાલે સંધ્યા પછી હું તને મળવા આવીશ."

પ્રમદા કાંઈ પણ બોલી નહિ. વરસાદનો અંત આવતાં વિજળીની જેવી દશા થાય છે, તેવીજ રીતે તેના અધરોપર એક પ્રકારના મંદ હાસ્યની રેષા સ્ફુરી આવી અને પાછી તરતજ શોકના સિંધુમાં મળી ગઇ.

પ્રસાદના પરિચય સંબંધી કોઇ પણ વાર્ત્તા પ્રમદાએ રાજકુમારીને કહી નહિ. તેણે વિચાર્યું કે, પ્રસાદ જ્યારે યોગ્ય લાગશે ત્યારે પોતાની મેળેજ તેને પોતાનો પરિચય આપશે. જે વાર્તા પ્રકટ કરવાની પ્રસાદની ઇચ્છા નથી, તે વાર્તાને છૂપાવી રાખવી એજ મારૂં સર્વથી પ્રથમ અને મુખ્ય કર્તવ્ય છે."

રાજકુમારી વિદાય થઇ. પ્રમદાની મા આવી. તે જોઇને પ્રમદા બોલીઃ—"મા, મારો કાળ નજીક આવ્યો છે, હવે વધારેવાર બચીશ નહિ. મા, મારા બધા અપરાધોની ક્ષમા કરજે. મેં જીંદગી સુધી તને રડાવી છે, કદાપિ સુખી કરી નથી, કદાપિ એક મીઠી વાત પણ કરી નથી. મા, પૂર્વે હું પશુ હતી, કદાપિ મેં કોઇને ચાહયું નથી હવે મને માત્ર દુઃખનો વિષય એજ છે કે, હું મૃત્યુ સમયે ચાહતાં શિખી છું, તે પ્રથમ કેમ શિખી નહિ ? જીવન ધારણ કર્યા પછી વિશ્વના કોઇ પણ પ્રાણી પ્રતિ મેં અનુરાગ શામાટે ન દર્શાવ્યો ?"

પ્રમદાની માતા રડવા લાગી; પ્રમદા પણ આંખોમાંથી આંસુની અસ્ખલિત ધારા વહેવડાવા લાગી.

પ્રમદા બોલીઃ—" માતા, બહારના દરવાજા પાસે કોણ આવ્યું છે ? "

આંખો મીંચીને પ્રમદાની માતા બોલીઃ—" તારા પિતા, કિલ્લેદાર તથા. વૈદ્યો તને જોવા માટે આવ્યા છે. "

પ્રમદા બોલીઃ—" વૈદ્યોને તેમને ઘેર ચાલ્યા જવાનું કહે અને મારા પિતા તથા કિલ્લેદારને અહીં મોકલ.

થોડીવાર પછી કિલ્લેદાર પ્રસાદ આવીને પ્રમદા પાસે ઊભો રહ્યા. તેની પાછળ વૃદ્ધ રામચરણ લાકડીના ટેકાથી આવી હાજર થયો. પ્રમદા પિતાના ચરણોની રજ મસ્તકપર લઇ ઘણું ઘણું રડી, ક્ષમા માગી, છેવટે કલાન્ત થઇ બેભાન બની ગઈ.

પ્રમદાની સ્થિતિ જોઇ પ્રસાદે વિચાર્યું કે, હવે તેના મરણમાં વિશેષ વિલંબ નથી. ત્યારે પ્રસાદના ગાલને ભીંજાવતાં આંખના આંસુ દડદડ વહેવા લાગ્યાં. પ્રમદાએ ક્ષીણસ્વરથી પૂછ્યું:–"રડોછો શામાટે ?"

પ્રસાદ રડતો રડતો બોલ્યોઃ–"પ્રમદા, મારા માટે તેં પ્રાણ આપ્યા છે, એ વાર્ત્તાને હું કદાપિ વિસરી શકીશ નહિ. જો મારૂં સર્વસ્વ આપવાથી પણ તારા પ્રાણ બચશે, તો તેમ કરવામાં હું લેશ માત્ર પણ સંકુચિત થઇશ નહિ. તારા માટે હું મારા પ્રાણની આહુતિ આપવાને પણ સર્વદા તૈયાર છું. "

પ્રમદાએ વિશેષ ક્ષીણ સ્વરે પૂછ્યુંઃ—" પણ પ્રસાદ, જો હું કદાપિ બચી શકીશ તો તમે મારો શો ઉપકાર કરશો ?"

પ્રસાદે કહ્યુંઃ—" તો તને હવે હમેશાં ભગિની ગણીને તારી સેવા કરીશ, તારો આદરસત્કાર કરીશ. "

પ્રમદાએ આંખો મીંચી લીધી, તે કાંઇ પણ બોલી નહિ.

પ્રસાદ ફરીવાર બોલ્યો—" પ્રમદા તેં મને આત્મત્યાગ અને સ્વાર્થત્યાગ શિખવાડયો છે. હું તને આશીર્વાદ આપું છું કે, તું અક્ષય સ્વર્ગની અધિકારીણી થા.

આંખો ઉઘાડયા વિનાજ પ્રમદા ઘણાજ અસ્પષ્ટ સ્વરથી બોલીઃ " હું સ્વર્ગ ચાહ—તી—નથી—મોક્ષ ઇચ્છતી નથી-મને આશીર્વાદ આપો—કે જેથી ફરીવાર જન્મ ધારણ કરી શકું,—આવી રીતે જ મરી શકું ! "

પ્રમદાએ ત્યાર પછી આંખો ઉઘાડી જ નહિ.

---

પંચમ પરિચ્છેદ

## ભવાની અને દેવળ.

परदुःखं समाकर्ण्य स्वभाव सरलो जनः ।
उपकारासमर्थत्वात्प्राप्नोति हृदये व्यथाम् ॥

सुजनो न याति वैरं परहितनिरतो विनाशकालेऽपि ।
छेदेपि चंदनतरुः सुरभयति मुखं कुठारस्य ॥

कः कालः कानि मित्राणि को देशः कौ व्ययागमौ ।
को वाहं का च मे शक्तिरिति चिन्त्यं मुहुर्मुहुः ॥

नीतिउपदेश

પ્રમદાના મૃતશરીરના અગ્નિસંસ્કારની વ્યવસ્થા કરી આપી પ્રસાદ પોતાના નિવાસ સ્થાન ભણી પાછો ફરી આવ્યો. તે સમયે રાત્રિ પ્રાયઃ એકાદ પ્રહર જેટલી વીતી જવા આવી હતી.

કુશાવહોને સાથે લઇને જનાર્દનને પ્રથમથી જ મોકલી આપવામાં આવ્યો હતો. વિટલિગઢમાં તેમને રહેવાનો બંદોબસ્ત કરી આપી જનાર્દન પોતાના પ્રભુ પાછો આવ્યો.

પ્રસાદે ઘેર આવી જયન્ત પાસેથી સાંભળ્યું કે, દેવળરાય આવ્યો હતો અને રડતો રડતો મધ્યાન્હ પછી તે પાછો ચાલ્યો ગયો છે. દેવળરાયને મળવા માટે પ્રસાદનું હૃદય કંપી ઉઠયું; પ્રસાદ તરત જ જનાર્દનને સાથે લઇ અશ્વપર સ્વાર થઇ રંગાલય ભણી રવાના થયો.

પ્રસાદે રંગાલયમાં આવી જોયું કે, ત્રણ કોશમાં વ્યાપેલા જનસમૂહમાંથી દેવળનો આવાસ શોધી કાઢવો એ અતિ કઠિન કાર્ય છે. બે ચાર જણને જનાર્દને એ સંબંધી પૂછપરછ કરી, પરંતુ કોઈ કાંઇ સંતોષકારક ઉત્તર આપી શક્યું નહિ. છેવટે પ્રસાદે સહ જ સ્થિરતાથી વિચાર કરી જોયું કે, પૂર્વ દેશમાંથી આવેલા અતિથિઓના આવાસ સ્થાનો, રંગાલયની પૂર્વ દિશામાં જ આવેલાં હોવાં જોઇએ.

આ પ્રમાણે વિચાર કરી તે પૂર્વ દિશામાં જઈ નિષધરાજનો આવાસ શોધવો લાગ્યો. થોડીક વાર સૂધી તપાસ કરવાથી તેનો પ્રયત્ન સફળ થવાનાં ચિન્હો જણાયાં.

રાત્રે તે ક્ષેત્ર અત્યંત સુંદર ભાસતું હતું. સ્થળમાં રંગાલય હતો અને તેની ચારે બાજૂએ વિસ્તીર્ણ અને ખુલ્લું મેદાન હતું. આંગણાંની ચારે કોર લાકડાંના બનાવેલાં અસંખ્ય ઘરોની હારો હતી તથા તે હારોની પાછળના ભાગમાં એક પ્રશસ્ત માર્ગ હતો, તેની પાછળ પાછી ઘરની

હારો હતી અને ત્યાર પછી પાછો એક વિશાળ રસ્તો અને ગૃહશ્રેણી જોવામાં આવતી હતી. રસ્તાપર દીપદાનીમાં અસંખ્ય દીપકો ઝળહળી રહ્યા હતા તથા અસંખ્ય ગૃહોમાં પ્રકટાવેલા અસંખ્ય દીપકોનું અપૂર્વ તેજ તેની સાથે મિશ્રિત થઇને એક પ્રકારના તેજનું આદર્શ દર્શાવતું હતું. એ અસંખ્ય દીવાવલિથી ઉજ્જ્વલ થયેલા અસંખ્ય માનવકંઠમાંથી નીકળતા નિનાદના યોગે કંપાયમાન થતા, વિશાળ ક્ષેત્રમાં અંધકારમાં ડૂબેલો ભીમકાયાવાળો રંગાલય, પતંગ તથા વિહગથી કૂજિત રહેતા અને ખદ્યોતથી ઢંકાયલા મહીસહની પેઠે એક પ્રકારની અલૌકિક શોભા આપી રહ્યો હતો.

દેવળના ગૃહના દ્વારપાસે કેટલાક પ્રહરીઓ પહેરો ભરી રહ્યા હતા. પ્રસાદ જેવો દ્વારપાસે આવ્યો કે તરત જ તેમણે તેને ઓળખી લીધો. ઓળખતાંની સાથે જ તેઓ માનસહિત ઉભા થયા અને આનંદથી કોલાહલ કરવા માંડયા; યુવરાજને યોગ્ય સત્કાર આપવાના ભાવો દર્શાવવા લાગ્યા.

અનુચર પ્રતાપ, દેવળના શયનગૃહમાં પ્રભુ પાસે બેઠો હતો. બહારનો કોલાહલ સાંભળીને તે બહાર આવ્યો. આવીને યુવરાજને જોતાંની સાથે જ તે સમાચાર પોતાના સ્વામી પાસે વિદિત કરવાના ઉદ્દેશથી એકદમ દોડયો જતો હતો, તેને પ્રસાદે અટકાવીને તેમ કરવાની મના કરી. તે એકલોજ દેવળરાયના ઓરડા ભણી ચાલવા માંડયો, આ સમયે તેણે પોતાના પરમ વિશ્વાસુ ભૃત્ય જનાર્દનને પણ સાથે આવવા દીધો નહિ."

ઓરડામાં ઉજ્જ્વલ દીપક સળગતો હતો. યુવરાજે ઓરડામાં પ્રવેશ કરી જોયું કે, દેવળ પથારીમાં સૂતો સૂતો તરફડીયાં મારી

રહ્યો છે. પ્રસાદ પથારી પાસે આવી ઉભો રહ્યો અને મૃદુકંઠથી બોલ્યો "દેવળ!"

શોકાતુર માતા ભર ઊંઘમાં અણધાર્યા પુત્રના સંભાષણથી જેવી રીતે ચમકી ઉઠે છે, તેવી જ રીતે ભવાનીપ્રસાદના એ કોમળ સંભાષણથી દેવળરાય પણ પથારીમાંથી ઉઠી બેઠો થયો. તેણે જોયું કે સન્મુખમાં પોતાના ભાઇ ઉભા છે. એ જોઇને તે એકદમ દોડી તેના ગળાં સાથે વળગી પડયો. એકવાર 'ભાઇ' કહીને બોલાવ્યો, પછી બીજું કાંઈ પણ બોલી શકાયું નહિ. ભાઇની કાંધપર માથું રાખી દેવળરાય અવિરલધારાથી આંખના આંસૂ સારવા લાગ્યો.

ભવાનીપ્રસાદ ભાઈને છાતીપર લઈ ઘણું રડયો. રડવું જરા ઓછું થવાથી બન્ને અરસપરસ જોવા લાગ્યા; એકવાર જોયા પછી પાછા તરત જ દોડીને ભેટવા લાગ્યા. જાણે શિશિર બિન્દુથી ભીંજાયલાં બે કમળો, વાયુથી હાલીને એકવાર એકઠાં થતાં હોય અને બીજી વાર જૂદાં પડતાં હોયની, એવોજ ભાસ થવા લાગ્યો. ઘણીવાર સૂધી આવો પ્રકાર ચાલ્યા કર્યો.

બન્ને ભાઈમાં સુખદુઃખની ઘણી વાતો થઇ. જે દિવસે ભવાની-પ્રસાદે નૂરહારનો ત્યાગ કર્યો હતો, ત્યારથી આજ સૂધી જે જે ઘટનાઓ બની હતી, તે બધી યુવરાજે એક પછી એક કહી સંભળાવી. પરંતુ, પોતે નૂરહારનો ત્યાગ શા કારણથી કર્યો હતો, એ વાર્તા તેણે દેવળને કહી નહિ. દેવળે પણ તે સંબંધમાં કાંઈ પણ પૂછ્યું નહિ. દેવળે નિશ્ચિત કર્યું હતું કે, તે પિતાના કારસ્થાનથી જ નીકળ્યો હતો.

બધી વાર્તા સાંભળી લીધા પછી દેવળ બોલ્યોઃ—"ભાઇ, જ્યારે મેં સાંભળ્યું કે, અજમેરના બાળક સેનાપતિએ પંદર હજાર સૈનિકો

લઈને શિરોહીપર વિજય મેળવ્યો છે, ત્યારે મેં ધાર્યું હતું કે, એવી વીરતા ભવાનીપ્રસાદ વિના બીજા કોઈનામાં હોય એમ સંભવતું નથી. તો પણ હું મારા મનમાં રહેલો સહજ સંદેહને દૂર કરવા માટે અજમેર આવતો હતો, પરંતુ તે સમયે મને પિતાની અનુમતિ મળી શકી નહોતી."

એ બધી વાર્ત્તા દબાવી દઈને ભવાનીપ્રસાદ હસતો હસતો બોલ્યોઃ—"દેવળ, તને હું એક વસ્તુ બતાવીશ, તે વસ્તુને તારે એક વાર અવશ્ય જોવી પડશે. કેમ મારી આ વાર્તાને માન્ય કરીશ કે?"

દેવળરાયે કહ્યુંઃ—"કઇ વસ્તુ ભાઇ? તમારી ઇચ્છાને પાર પાડવા માટે હું સર્વદા તૈયાર જ છું."

ભવાનીપ્રસાદ બોલ્યોઃ—"આજે તે બતાવી શકાશે નહિ, કાલે તે તને બતાવીશ. જો એકવાર તું તેને જોઇશ તો બીજીવાર જોવાની તારા મનમાં સ્વાભાવિક જ ઇચ્છા થઈ આવશે."

દેવળરાયે કહ્યુંઃ—"ત્યારે ક્યારે એ વસ્તુ મને બતાવશો વારુ?"

ભવાનીપ્રસાદે જવાબ આપ્યોઃ—"ઉત્સવ પૂરો થયા પછી હું તને તે વસ્તુ પાસે લઈ જઈશ."

દેવળરાય બોલ્યોઃ—"બહુ સારૂં ભાઈ! પણ આ ઉત્સવક્ષેત્રમાં તમે તો યુદ્ધ કરવાના છોને વારુ?"

ભવાનીપ્રસાદે કહ્યુંઃ—"ના ભાઇ, મારી ઇચ્છા યુદ્ધમાં ભાગ લેવાની નથી. ગમે તેમ કરીને હું તને તે વસ્તુ આ ઉત્સવનો અંત આવતાંની સાથે જ અવશ્ય બતાવી આપીશ."

દેવળરાયે પૂછ્યુંઃ—"યુદ્ધમાં ભાગ લેવાની ઇચ્છા શા માટે નથી વારૂ?"

ભવાનીપ્રસાદે ઉત્તર આપ્યો:—" તેમ કરવાથી મારે મારો પરિચય આપવો પડે તેમ છે!"

દેવળરાયે પુનઃ પૂછ્યું:–" જો પરિચય ન આપો તો ?"

ભવાનીપ્રસાદે કહ્યું:—" તો તેથી કાંઈ નુકસાન જેવું નથી."

રાત્રિ ઘણી જ વીતી જવાથી ભવાનીપ્રસાદે વિદાયગિરિ માગી, પરંતુ દેવળે તેને જવા દીધો નહિ. તે બોલ્યો:—" ભાઈ, ઘણા દિવસ થયાં તમારી સાથે સૂતો નથી. ભાઈ હું તમારે પગે પડી કહું છું કે, આજે તમે મને છોડીને ચાલ્યા ન જાઓ. એકવાર મને તમારી સાથે સૂવા દો, પ્રેમભરી વાતો કરવા દો."

છેવટે લાચારીથી ભવાનીપ્રસાદ રોકાયો. તેણે કહ્યું:—" દેવળ તારાં માણસોને બોલાવીને કહી દે કે, તેઓ ક્યાંય પણ મારા પરિચયને પ્રકટ ન કરે." દેવળે તેમજ કર્યું.

સૂતાં પહેલાં પ્રસાદે કહ્યું:—" દેવળ, આજે સવારમાં ખૂબ વહેલા ઉઠીને તારે તથા મારે બન્નેને જયદેવીના મંદિરમાં જવું પડશે."

દેવળે કશો પણ ઉત્તર આપ્યો નહિ–તે સમયે તે મનમાં ને મનમાં જ એક પ્રકારનો નિશ્ચય કરતો હતો.

---

ષષ્ઠ પરિચ્છેદ

# સૌન્દર્ય અને માધુર્ય

તુજે હય શૌક, મીલનેકા તો હરદમ લઉલગાતા જા;
જલાકર ખુદ નુમાઇકો ભસમ તનપર લગાતા જા;
પકડકર ઇશ્કકા જાડુ સફાકર હીજ્ર એ દીલકું;

ધુંઇકે ધુલકુ લેકર મુસલ્લે પર ઉડાતા જા;
મુસલ્લા ફાડ તસબી તોડ કીતાબા ડાલ પાનીમેં;
પકડ દસ્ત મએ પરસતોંકા ગુલામ ઊનકા કહેવાતા જા;
ન મર ભુખા ન રખ રોઝા, ન જા મસજીદમેં સીઝદા;
ઊન્જુકા તોડદે કુજા શરાબે શોખ પીતા જા;



સૂર્ય ઉગતાં પહેલાં જ બન્ને ભાઇ પથારીમાંથી ઊઠી ગયા. પ્રસાદે કહ્યું:—"દેવળ, ચાલ, માતાના મંદિરમાં જઇએ. માતાએ મને અનેક વિપદોમાંથી બચાવ્યો છે. રણક્ષેત્રમાં જતાં પહેલાં ચાલ, માતાનો શુભાશીર્વાદ લઇ આવીએ. એ જગજનની અવશ્ય આપણું કલ્યાણ કરશે જ."

દેવળે કહ્યું:—"ભાઇ, હું હમણાં આવી શકીશ નહિ. મારે એક કામ કરવાનું છે?"

ભવાનીપ્રસાદે પૂછ્યું:—"તારે વળી શું કામ કરવાનું છે વારૂ?"

દેવળે જવાબ આપ્યો:—"મારે એકવાર મહારાણા પાસે જવું પડશે, અને એકવાર અજમેરપતિ શૂરસિંહની સાથે પણ મુલાકાત કરવી પડશે. એ સર્વ કાર્ય હું અત્યારમાં જ કરી નાખવા માગું છું."

ભવાનીએ પૂછ્યું:—"કેમ, તેમની મુલાકાત કરવાની શી જરૂર છે?"

દેવળે કહ્યું:—"એ બધું હું પછીથી કહીશ. હમણાં બહુ જ ઉતાવળ છે."

છેવટે પ્રસાદ એકલો જ માતાના મંદિર ભણી રવાના થયો. મંદિર અહીંથી ઘણું જ દૂર થતું હતું. તેથી પ્રસાદ ઘોડાપર બેસી ચાલવા લાગ્યો. માતાના મંદિરમાં કશો પણ કોલાહલ સાંભળવામાં

આવતો નહોતો. એકાદ બે પ્રહરી સિવાય ત્યાં બીજું કોઈ પણ નહોતું. બગીચામાં એક માળી હતો, માળી ઓઢીસા દેશનો નિવાસી ન હોવાથી તેનું શરીર ઉઘાડું નહોતું. ઘોડાને માળીની ઝૂંપડી પાસે બાંધી પ્રસાદ ફૂલ તોડવા લાગ્યો. મલ્લિકા, જૂઇ, માલતી, ગુલાબ, ચંપો, જવા, પદ્મ, અપરાજિતા આદિ નાના પ્રકારનાં ફૂલ વીણીને પ્રસાદે એક નાની છાબડી ભરી લીધી.

એ છાબડી લઇને પ્રસાદે દેવીના ગૃહમાં પ્રવેશ કર્યો. એક એક ફૂલ લઇને, આંખોના આંસૂથી ભીંજવીને પ્રસાદ તેને માતાના ચરણોમાં ઉપહાર આપવા લાગ્યો. માતાના લાલ ચરણોમાં જવા, પદ્મ, ગુલાબ આદિ પાથરી દઈને જ્યારે મન કાંઈક શાન્ત થયું, ત્યારે તે રડતો રડતો બોલ્યોઃ—

वन्दे शंभुमुमापतिं सुरगुरुं वन्दे जगत्कारणम्
वन्दे पन्नगभूषणं मृगधरं वन्दे पशूनां पतिम् ।
वन्दे सूर्यशशांकवह्निनयनं वन्दे मुकुन्दप्रियं
वन्दे भक्तजनाश्रयं च वरदं वन्दे शिवं शंकरम् ॥
कैलासे [illegible]यरत्नखचिते कल्पद्रुमूले स्थितं
कर्पूरस्फटिकेन्दुसुन्दरतनुं कात्यायनीवल्लभम् ।
गङ्गा तुङ्ग तरङ्गरञ्जितजटाभारं कृपासागरं
कण्ठालंकृतशे[illegible]षणममुं मृत्युंजय भावये ॥

---

त्वामाश्रितानां न विपन्नराणां
त्वामाश्रिता [illegible]याश्रयतां प्रयान्ति । ”

એ સમયે પાછળના દરવાજાના બહારના ભાગમાંથી કોઇ જાણે

મ્હોંમાં કપડું ઠાંસીને રડી ઉઠયું. પ્રસાદ તન્મય બની ગયો હતો, બહારના જ્ઞાનને વિસરી ગયો હતો. એ રુદનનો શબ્દ તેને સંભળાયો નહિ.

જે રડી હતી, તે રાજનંદિની હતી; તે માતાની પૂજા કરવા માટે આવી હતી. તેનો પ્રિયકર આજે નિરાપદથી ઘેર પાછો આવ્યો છે તથા તે પ્રિયતમ તેને પોતાને ચાહે, એટલા માટે આજે તે ભક્તિ અને આનંદથી પરિપૂર્ણ થઇને ભાગ્યવિધાત્રી મહામાયાની પૂજા કરવા આવી હતી. મંદિરના આંગણામાં આવ્યા પછી ઉર્મિબાલાએ સાંભળ્યું કે, પ્રસાદ દેવીના મંદિરમાં માતાની પૂજા કરવામાં નિમગ્ન થયો છે. બહારના દરવાજા પાસે શ્વેતા તથા નીલાને ઉભી રાખીને રાજકુમારી દેવીગૃહના દ્વાર પાસે આવી ઉભી રહી.

આ તરફ પ્રસાદ પૂજા સમાપ્ત થવાથી માતાને પ્રણામ કરી ઉભો થયો. વરંડામાં આવી તેણે જોયું કે, દ્વાર પાસે રાજબાલા ઉર્મિબાલા ઉભેલી છે. પ્રસાદ એ જોઈને સ્થિરતાથી ત્યાંજ થોભી ગયો.

થોડીવાર સૂધી બન્ને ચૂપ રહ્યાં. પછી પ્રસાદે તેને બોલાવીઃ— “ રાજપુત્રિ ! ” આ શું પ્રેમનું સંભાષણ ! કેટલાક કાળ પછી, કેટલીક ઘટનાઓ બન્યા પછી આજે ઉભય પ્રેમીનું સંમિલન થયું. આજે તેમનો મેળાપ થયાંને યુગયુગાન્તર વીતી ગયો હતો. ચતુર્દશીની રાત્રે તેમની બન્નેની છેવટની મુલાકાત થઈ હતી અને આજે પંચમીના દિવસે પરમાત્માએ પુનઃ તેમને સંમિલનનો શુભ પ્રસંગ આપ્યો હતો. એ સહસ્ર વર્ષ વ્યાપી વિચ્છેદ પછી આજે તેમનો સાક્ષાત્ થયો હતો, તેમ છતાં પણ શું આવી રીતે બોલાતું હશે કે, એક પ્રિયતમ પોતાની પ્રિયતમાને આવા સંબોધનથી બોલાવી શકતો હશે કે ? ‘પ્રિયા’ ‘પ્રાણેશ્વરી’ ‘પ્રિયતમા’ ‘હૃદયેશ્વરી’ ‘માનવમંદિરની મોહિની’ ‘હૃદયરાજ્યની રાજેશ્વરી’ ‘અંતરની આરાધ્ય પ્રતિમા’ આદિ સંબોધનથી ન બોલાવતાં

પ્રસાદે કેવળ 'રાજપુત્રી'ના સંબોધનથી જ રાજબાળાને બોલાવી એમાં અમે શું કરીએ? અમારો શો દોષ? પ્રસાદ શી રીતે ચાહવું તથા પોતાની પ્રિયતમાને કેવા સંબોધનથી બોલાવવી, એ વિષયમાં કશું પણ જાણતોજ નહોતો. પ્રણયની પાઠશાળામાં જઇ 'પ્રેમશાસ્ત્ર'નો તેણે અભ્યાસ કર્યો નહોતો, પ્રિયતમાને શી રીતે પ્રસન્ન કરવી એ વિષયની પરીક્ષા આપી નહોતી. પ્રિયતમાના હૃદયને પારખવાની વિદ્યાથી તે સર્વથા અનભિજ્ઞ હતો.

પ્રસાદે જોયું કે, ઉર્મિબાલા આંખોના આંસૂથી પોતાના ગુલાબી ગાલ તથા છાતીને ભીંજાવી રહી છે. એ જોઈને તે બોલ્યોઃ—"રાજબાળા! હવે છૂપાવવાની આવશ્યક્તા નથી, હવે બધી વાર્તા ખુલ્લી કરી દેવી એજ વિશેષ શુભાવહ છે. મેં તમને પ્રાણ પાથરી, હૃદયનું સર્વસ્વ આપી ચાહયાં છે. એ સ્નેહને દબાવવાની હવે મારામાં શક્તિ પણ રહી નથી. આ સર્વ કારણોથી કહું છું કે, રાજકુમારિ! હવે અજમેરમાં રહેવું એ મારા માટે કોઈ પણ રીતે ઉચિત કિંવા યોગ્ય નથી. માટે આજની મારી મુલાકાતને છેલ્લી મુલાકાત માની લેજો, હવે હું તમને કોઇ પણ સમયે મળી શકીશ નહિ. માતા ભવાનીએ આજે મને તમારી પાસેથી વિદાય લેવાનો અતિ ઉત્કૃષ્ટ સંયોગ આપ્યો છે, તે માટે હું અત્યંત આનંદિત થયો છું."

પત્થરના ઓટલાપર ઉર્મિબાલા બેસી ગઇ. તેનું રુદન પણ વધી ગયું. પ્રસાદ ફરીવાર કહેવા લાગ્યોઃ—"પ્રમદાના મુખેથી મેં સાંભળ્યું છે કે, તમે દયા કરીને મને કાંઇક અંશે ચાહો છો. તમારી તે દયાને હું કદાપિ વિસરી શકીશ નહિ. પરંતુ તમે મને કોઇ પણ રીતે પ્રાપ્ત થઇ શકો તેમ નથી. તમે મહાપ્રતાપશાળી ચોહાણવંશના ધુરંધર અજમેરપતિની એક માત્ર દુહિતા છો, અને હું—હું એક અજ્ઞાતકુળનો

સામાન્ય અનુચર છું. મારો અને તમારો સંબંધ બંધાવો મહાકઠિન છે.

સન્માન ને સત્તાવિશે તમ સ્થાન સહુથી શ્રેષ્ઠ છે;
ઇંદ્ર આદિ દેવની દુહિતાતણી શક્તિ સદા નિશ્રેષ્ઠ છે;
વૈભવ અને વિલાસમાં તમને નહિ કંઈ ખોટ છે;
સદ્‌ગુણ ને વળી સ્થાનમાં બીજી નહિ કંઈ જોટ છે.
રંકથી પણ રંક છું, નહિ શક્તિ છે મમ હાથમાં;
સંબંધ એ સંધાય ક્યાંથી મારો તમારા સાથમાં ? ”

રાજબાલા ! તમને પ્રાપ્ત કરવાં એ આકાશના કુસુમને પ્રાપ્ત કરવા સમાન છે. તમારી અને મારી યોગ્યતામાં અતિ અંતરાય છે. તમારા અને મારા સ્થાનમાં પણ ઘણો ભેદ છે ! આવી પરિસ્થિતિમાં અજમેરપતિની મહા માનવતી તનયાના કરસ્પર્શની આશા એક સામાન્ય દાસત્વકરી આજીવિકા ચલાવનાર ભૃત્યથી શી રીતે રાખી શકાય વારુ ? તમે ઉચ્ચતા અને મહત્તામાં મેરુ સમાન ઉચ્ચ છો, અને મારી તો કશી પણ મહત્તા જ નથી. ઉર્મિબાલા ! આથી હવે હું મારા હૃદયની તે આશાને સદાને માટે નિરાશાના પ્રચંડ અગ્નિમાં બાળીને ભસ્મીભૂત કરવા માગું છું. પરંતુ મારાથી તે સાહસ કરી શકાશે કે નહિ, તે નિશ્ચિત કહી શકાતું નથી.

ઉર્મિબાલા પત્થરપર આળોટી પડી. તે રડતી રડતી મૃદુ સ્વરથી બોલી:—“ તમારો પરિચય ” આમ કહેતાં કહેતાં તેનો કંઠ રૂંધાઇ ગયો; પછી તેનાથી બોલી શકાયું નહિ. પરંતુ પ્રસાદ તેના મનોભાવને સમજી ગયો. તે બોલ્યો:—“ પરિચય ? મારો પરિચય માત્ર એટલો જ છે કે, હું અજમેરનો એક માત્ર દાસાનુદાસ સેવક છું. જે નામથી પૂર્વે હું પરિચિત હતો, તે પરિચય મારાથી કદાપિ આપી શકાશે નહિ.

તે પરિચય આપવાથી મારા વંશના ગૌરવને તથા મારા પિતાના સ્થાનપર વિરાજતા આત્મયીને જગત્ સમક્ષ હલકા કરવાનું પાપ મારા શિરપર લાગે તેવો સંભવ છે. સેંકડો વર્ષ સૂધી જો જગતની ઘૃણા, અપમાન અને તિરસ્કાર સહી આશ્રય વગરના કંગાલની પેઠે ભટકતા ફરવું પડે, તો તે પણ ઉત્તમ છે. પરંતુ તેમ છતાં પણ હું મારો પરિચય આપી મારા વંશને અથવા મારા ગુરુને હલકા પાડીશ નહિ. મારે માટે, તમારે માટે, જગતના વિભવ અથવા સ્વર્ગના ઐશ્વર્ય માટે પણ મારાથીતેમ કરી શકાશે નહિ. બ્રહ્માંડનો અધીશ્વર થવાનું સૌભાગ્ય પ્રાપ્ત થાય તો પણ તેમ તો કદાપિ થશે નહિ. યુગ યુગાન્તરો વહી જશે તો પણ હુ મારો પરિચય આપી શકીશ નહિ. ”

આ સાંભળી રાજનંદિની આંખો ઉઘાડી ઊઠી ઉભી થઇ. વાળના ગુંચળાને મુખપરથી સેરવીને તે સિંહીની પેઠે ગર્દન નમાવી બોલી:—
“ જે પરિચયથી તમે અજમેરમાં પરિચિત છો, તે પરિચય જ પૂરતો છે; બીજા પરિચયનું કશું પણ પ્રયોજન જ નથી. કારણ કે, તમારી વીરતાએ તમારો પરિચય આપી દીધો છે. એ વીરતાએ એમ પણ સૂચવી દીધું છે કે, તમે કોઇ સામાન્ય પુરુષ નથી.

“ સુંદર તનુ આ નિરખતાં સાક્ષાત્ પરિચયનો થતો;
ભ્રમણા અને શંકા તણો સહુ ભેદ છે એથી જતો;
અવની અને આકાશમાં જે વીરનરનાં ગાન બહુ સંભળાયછે;
ગાંધર્વને દેવો સદા જે વીરની વીરતા થકી હરખાય છે;
તે નર તણા ગૌરવ અને વળી વંશનો પારચય સદાયે થાય છે;
વીર કુળના છો માનવી વિશ્વાસ એવો મન વિશે બંધાય છે. ”

જો તમે અજમેરની નિકૃષ્ટ પ્રજાના કરતાં પણ હીનવંશમાં ઉત્પન્ન થયા હો, જો તમારો વંશ, કુળ, માન મર્યાદા આદિ કાંઇ પણ

ન હોય, તો પણ હું આ જુમાઇ માતા સમક્ષ સત્ય કહું છું કે, તેમ છતાં પણ મારી નજર આગળ તમારી પાસે મેવાડના મહારાણા પણ ઘૃણાને પાત્ર છે. ”

પ્રસાદ ચૂપ થઈ ગયો, તેના શરીરની સર્વ શક્તિ શિથિલ થઈ ગઇ. આવી મોહક મૂર્ત્તિ અને ઉન્માદયુક્ત ઉછળતું રૂપ તેણે કદાપિ જોયું નહોતું. તરતની ન્હાયેલી બન્ને આંખો લાલ મુખપર ભાસતી હતી, જાણે બે નીલ કમળ રાતાં વાદળાંની પ્રતિભાથી રંગાયલા જળની સપાટીપર હાલતાં હતાં, ડોલતાં હતાં, નૃત્ય કરતાં હતાં, વિખરાયલો કેશરાશિ, ઢાંકણા વગરના ગાલ, ખભા અને બાહુપર છવાઇને આવરણનો અર્થ સારતો હતો. તેની તે ઉન્નત નાસિકા, કંપતા હોઠ, વાંકી ગર્દન, જ્યોતિર્મયી મહિમામંડિત મૂર્ત્તિ, એક પ્રકારના સૌંદર્યની સૃષ્ટિ કરી રહી હતી. પોતાને ભૂલીને, સમસ્ત સંસાર ભૂલીને પ્રસાદ અનિમિષનયને એ અનુપમેય કેશરાશિનું અવલોકન કરવા લાગ્યો. ઉર્મિબાલાનું આ પ્રણય સંભાષણ પ્રથમનું જ હતું. પ્રસાદનું હૃદય, આનંદથી ભીંજાઇ ગયું. તેના હૃદયમાં સ્નેહનાં ઝરણાં વહેવા લાગ્યાં અને સમસ્ત વિશ્વ પ્રેમમય ભાસવા લાગ્યું.

આ સમયે નીલા ત્યાં દોડી આવી બોલી:–“સર્વ રાજાઓ અને તેમની સાથે અનેક માણસો આ તરફ આવે છે. માટે તમે હવે અહીંથી નીકળી જાઓ. પાલખી દરવાજા પાસે તૈયાર છે, તેમાં બેસીને સત્વર વિદાય થાઓ, હવે અહીં એક પળ માત્ર પણ ન ગાળો. માતાને પ્રણામ કરી ઘેર ચાલો. ”

પ્રસાદ મંદિરની બહાર નીકળી ઘોડાપર બેઠો. તેણે જોયું કે, લોકોની હારોની હારો મંદિર ભણી આવી રહી છે. છેવટે તે એક ઊંડો નિઃશ્વાસ નાખીને રંગાલય ભણી રવાના થયો.

સપ્તમ પરિચ્છેદ

# પ્રયાગ-સમ્મિલન



To Cultivate sympathy you must be among living creatures, and thinking about them; and to cultivate admiration you must be among beautiful things and looking at them-

Ruskin.



Love is sunshine, hate is shadow,
Life is checkered shade and
sunshine; Rule by love.

*Gongfellow.*



તે દિવસે ઉત્સવમાં પ્રસાદ સર્વથી શ્રેષ્ઠ વીર તરીકે મહારાણા દ્વારા ઘોષિત થયો. ઉત્સવ પૂરો થતાં લગભગ સંધ્યા થઈ જવા આવી. દેવજીની છાવણીમાં થોડીવાર આરામ લીધા પછી પ્રસાદ બોલ્યો:—“ દેવળ, મેં તને એક વસ્તુ બતાવવાનું કહ્યું હતું, તે તને યાદ છે કે ? ”

દેવળરાયે કહ્યું:—“ હા, બહુજ સારી રીતે યાદ છે, ભાઈ ?”

પ્રસાદે કહ્યું:—“ ત્યારે ચાલ; આપણે તે વસ્તુને જોઈ આવીએ.”

દેવળે પૂછ્યું:—“ ભાઈ, તમે હમણાં ફરીવાર આરોહણ કરશો કે?”

પ્રસાદ હસીને બોલ્યોઃ—"દેવળ, હમણાં પાછી લડાઇ કરવી પડશે."

સંધ્યા પહેલાં થોડીવારે બન્ને જણા અશ્વપર સ્વાર થયા. જનાર્દન પણ સાથે ચાલ્યો. પરંતુ મનમાં અચાનક કાંઇક સ્મરણ થવાથી તે કોઇને કહ્યા સિવાય પાછો ક્યાંક દોડયો ગયો.

બન્ને ભાઇઓ ધીમે ધીમે પાસેપાસે ચાલ્યા જતા હતા. ચારે બાજૂએ પુષ્કળ ભીડ હતી, તે ભીડમાંથી બન્ને ધીમે ધીમે ચાલ્યા જતા હતા. યુદ્ધ, વિક્રમ અને કુશળતાની કથા દેવળરાય કહેતો જતો હતો અને પ્રસાદ તે બધી વાર્તાઓ મૂગે માઢે સાંભળ્યા કરતો હતો.

એ સમયે તેમણે સાંભળ્યું કે, સ્હામે એક જણ બીજા જણને ઉદ્દેશીને કહી રહ્યો હતો, "ગમે તેમ હોય, તો પણ તે ખરો વીર છે. તેણે એકલાએ એકસાથે પાંચ જણને હરાવી દીધા છે."

બીજા માણસે કહ્યું:—"વીર પુરૂષ કેમ ન હોય? એ તો મહારાણાનો પુત્ર છે."

આ વાર્ત્તા એક ત્રીજા માણસના કાને સંભળાણી. તે પાછો ફરીને બોલ્યોઃ—"તમે કદાપિ લડાઈ જોઈ છે ખરી કે? અથવા તો લડાઇની વાર્તા પણ સાંભળી છે કે? એ શું ખરો વીરનર છે?"

પ્રમથ વ્યક્તિએ કહ્યું:—"તમે એનાથી વધારે વીરતાવાળો બીજો કોઇ વીર પુરુષ જોયો છે ખરો કે?"*

આગંતુક તૃતીય વ્યક્તિએ કહ્યું:—"આલૂહરારનું નામ કોઈ દિવસ સાંભળ્યું છે?"

---

* ટૉડ રાજસ્થાન, મૂળ સંસ્કરણ, દ્વિતીય ભાગ, ૬૪૫ પૃષ્ટ.

પ્રથમ વ્યક્તિએ જવાબ આપ્યોઃ—" હા સાંભળયું છે; કેમ વારૂ?"

ત્યારે યુદ્ધ જોનાર મહાશય બોલ્યોઃ—" આલૂહરારનો સોળ વર્ષના ભત્રીજાએ આવા અનેક દર્શકોમાં એકલાએ પચીસ રાઠોડવીરને મારી નાખ્યા હતા."

પ્રથમ અને દ્વિતીય વ્યક્તિ પરસ્પર એક બીજાના મુખ સ્હામું જોવા લાગી. એવામાં પ્રસાદ અને દેવળએ ત્રણે વીરજણો પાસેથી રસ્તો કાપીને આગળ ચાલ્યા ગયા, અને ગોધૂલિ સમયે સેનાપતિના ઘરપાસે જઈ પહોંચ્યા.

મહાલયનાં દ્વાર પાસે અશ્વછોડી બન્નેએ દેવડીના નાકામાં પ્રવેશ કર્યો. પ્રસાદના ત્યાં આવ્યા પહેલાં તેના વિજયની વાર્તા આવી પહોંચી. તેને જોતાંની સાથે જ દ્વારપાળ તથા અનુચરો આનંદ પૂર્વક કોલાહલ કરી ઊઠયા તથા પ્રસાદને ઘણા ઘણા ધન્યવાદ આપવા લાગ્યા.

ત્યાંથી પ્રસ્થાન કરીને તેઓ બન્ને પ્રસાદના ઓરડા ભણી રવાન થયા.

દ્વારપાસે પહોંચતાંની સાથે જ બન્ને એક મનોરમ છબિને જોઇ શક્યા. તેમણે જોયું કે, બારી પાસે ઉત્સારાણી એક મેનાને હાથમાં લઇને આકાશ ભણી જોતી ઊભેલી છે. અસ્તગત લાલ રવિની લાલ છટા, લાલ વાદળાં સાથે પ્રતિબિંબિત થઇને ઉત્સાના મુખપર પડતી હતી. તે ચંપાના પુષ્પપર પદ્મનો પ્રકાશ પડતો હોય તથા નીલ આંકાશની ગોદમાં નવીન જળધરની પેઠે, ચંદ્રનાં કિરણો પડવાથી સુશોભિત થયેલા નવીન પત્રોથી વિંટળાયેલા વિકસિત કુસુમની પેઠે ખીલવા છતાં પણ ન ખીલી શકતાં હોય, એવો ભાસ થતો હતો. તેના મુખપર કાળા ગુંથેલા વાળના ગુચ્છાઓ વલ્લરીની પેઠે ઝૂકી પડયા હતા. તે કેશ ગુચ્છોમાંથી બે મોટાં મોટાં ઉજળાં નેત્રો આકાશ ભણી કાંઈક જોઈ રહ્યાં હતાં. તેની સાથે સાથે લાક્ષારસને શર્માવી દે તેવા બિમ્બાધર પણ મૃદુ મૃદુ—ધીમું ધીમું હાસ્ય કરતા હતા—હસતા હતા.

બન્નેએ અજાયબીની સાથે સાંભળ્યું કે;-ઉત્સા ઉર્દ્ધદિશામાં જોઇને કોઇની સાથે વાર્ત્તાલાપ કરી રહી છે.” ઉત્સા, ધડ, મુખ, અને આંખો આદિ સર્વ નમાવીને પાસેના વૃક્ષની શાખાપર બેઠેલી મેનાની સાથે આ સમયે એક પ્રકારનો આનંદ જનક વાર્ત્તાલાપ કરી રહી હતી.

ઉત્સાએ વૃક્ષપર બેઠેલાં પક્ષીને કહ્યું:—“ તું કેમ આવતું નથી.”

પક્ષીએ જવાબમાં જણાવ્યું:—“ હા—હા, ના ના. ”

ઉત્સાએ કહ્યું:—“ ત્યારે હું પણ આને છોડી દઇશ નહિ. ”

પક્ષી બોલ્યું:—“ હા—હા. ”

ઉત્સાએ કહ્યું:—“ તેમ છતાં પણ હા—હા કહે છે ? હું તો આને છોડી શકીશ નહિ. ”

વૃક્ષનાં પક્ષીએ તે વાર્ત્તા સાંભળી નહિ, તે રડી પડ્યું. હાથના પક્ષીએ પણ તેનો સાથ પૂરાવ્યો ત્યારે ઉત્સા હાથમાંના મેના પક્ષીને ઉડાવી દઇને બોલી:—“ ત્યાંરે જા. ”

પ્રસાદ હવે રહી શક્યો નહિ. તે ઉંચા અવાજથી હસી પડ્યો અને બોલ્યો:—“ કોની સાથે ઝગડો કરી રહી છે, સેનાપતિની પ્રિય કન્યા ઉત્સારાણી ? ”

ઉત્સાએ ત્યારે પાછું વાળી જોયું. જોઇને ‘ ભાઈ—ભાઈ ’ કરતી તે દોડી આવી. પાસે આવીને તેણે જોયું કે, ભાઇની પાછળ બીજો કોઈ અજાણ્યો પુરુષ ઊભેલો છે. એ જોઇને ઉત્સા જરા દૂર ખસીને ઉભી રહી તથા એકીટસે તે બન્નેના મુખ ભણી જોઈ રહી.

બારીમાંથી આવતો પ્રકાશ દેવળના મુખપર પડતો હતો તે જોઇને ઉત્સા અજાયબીને સાથે આવેગથી કંપતા અવાજે બોલી ઉઠી: “ આ કોણ ? શું આ તે જ છે ?”

પ્રસાદે વિસ્મિત થઇને પૂછ્યું:—“ કોણ છે ઉત્સા ? ”

ઉત્સાએ એવાજ ભાવથી ઉભી રહીને જવાબ આપ્યોઃ—" આ દેવતા છે, આકાશમાં વિરાજતા ચંદ્રમા પાસેથી આ માનવીઓના નિવાસસ્થાનના નિરીક્ષણ માટે ઉતરી આવ્યા છે.

સ્વપ્નની કથા પ્રસાદને યાદ ન્હોતી, પણ અત્યારે તે સાંભરી આવી. તે હસીને બોલ્યોઃ—" ત્યારે તો આજે તારૂં તે દિવસનું સ્વપ્ન પૂર્ણ થયું; ખરૂં થયું, કેમ વારૂ ? "

આમ કહીને તેણે ઉત્સાનો ડાબો હાથ લઇને જમણા હાથપર રાખી દીધો. ત્યાર પછી કહ્યુંઃ—" ઉત્સા, હું મારૂં સર્વસ્વ તને દાન આપું છું. મારૂં સ્થાન, માતાનું સ્થાન ગ્રહણ કર. "

આમ કહેતાં કહેતાં વીરવર પ્રસાદની આંખોમાં આંસૂ આવ્યાં. તેના ગાલપરથી આંસૂનાં બે ચાર બિન્દુઓ ટપકી પડયાં. પ્રસાદને રડતો જોઇને દેવળરાય પણ રડી પડયો.

આ સમયે તે ઓરડામાં સેનાપતિ આવી હાજર થયો. દ્વાર પાસેથી જ તે બોલતો બોલતો આવતો હતો કેઃ—" પ્રસાદ, મેં માત્ર એટલું જ સાંભળ્યું છે કે, તમે આવ્યા છો, આજના યુદ્ધમાં-"

તેનાથી વધારે બોલી શકાયું નહિ. સેનાપતિએ અજાયબીની સાથે જોયું કે, પ્રસાદની બન્ને બાજૂએ ઉત્સા અને દેવળ ઉભાં હતાં અને બન્ને જણાના એકકો હાથ પ્રસાદના હાથમાં બંધાઈ રહ્યા હતા. એ જોઇને સેનાપતિએ આશ્ચર્યચકિત થઇને પૂછ્યુંઃ—" આ શું ? "

તેવી જ રીતે ઉભો રહીને પ્રસાદ બોલ્યોઃ—" મેં આજે મારી મનોકામનાને પૂર્ણ કરી છે. આપની અનુમતિની વાટ જોયા વિના મારી ભગિની સમાન ઉત્સારાણીને રાજા અનંતરાયના પુત્ર દેવળરાયના હાથમાં સમ્પ્રદાન કરી છે. મારી ભગિનીને એક યોગ્યપાત્રના અધિકારમાં સોંપી છે. "

સેનાપતિ તરફથી કશો પણ ઉત્તર મળતાં પહેલાં ઉત્સાએ આગ્રહવશ થઈને દેવળરાયને પૂછ્યું કે:—"શું ત્યારે તમે દેવતા નથી? આકાશમાંથી ઊતરી આવ્યા નથી?"

સેનાપતિ હસીને બોલ્યો:—"તું તો હમેશાં ગાંડી જ રહીશ!" ત્યાર પછી તેણે પાછું ગંભીર સ્વરથી કહ્યું:—"પ્રસાદ, તમે જે કાંઇ કર્યું છે, તે અતિ સુંદર છે. તમારા કાર્યમાં બાધા કરવા જેવું અથવા પશ્ચાતાપ કરવા જેવું કાંઈ જ નથી. મેં પણ એવો જ સંકલ્પ કર્યો હતો કે, આ ઉત્સવ પૂર્ણ થયા પછી આ નંદનવનનાં રમ્ય પુષ્પને હું કુમાર દેવળરાયના હસ્તમાં અર્પણ કરીશ. આજે તમે મારી દુહિતાના ભાગ્યમાં આનંદનું ચિન્હ સ્થાપિત કર્યું છે. નૂરહાર જેવા શક્તિસંપન્ન દેશના ભૂપાળ અનંતરાયના સર્વ સદ્‌ગુણસંપન્ન કુમાર દેવળરાયના હાથમાં મારી કન્યા સોંપવામાં તમે અત્યંત દક્ષતા દર્શાવી છે.

"મમ પુત્રીના સૌભાગ્યમાં ઈન્દુ ઉગાડયો આજથી;
ચિંતા વિદારી, શાંતિ સ્થાપી છે તમે આ કાજથી;
સંતોષ પામ્યો હું અતિ ઉપકાર ને આભારથી;
બદલો કદી આ કાર્યનો મારા થકી વળશે નહિ."

ત્યાર પછી સેનાપતિ તે ઓરડામાંથી પોતાની કન્યાને સાથે લઈને ચાલ્યો ગયો. દેવળ હજી સુધી કાંઈ પણ સમજી શક્યો નહોતો. તે જાણે અર્ધી જાગ્રત અને અર્ધી નિદ્રાવસ્થામાં એક પ્રકારનું સુંદર સ્વપ્ન જોઇ રહ્યો હતો. ભવાનીપ્રસાદપર દેવળનો સદાને માટે સંપૂર્ણ વિશ્વાસ હતો; ભાઈ ભવાની જે કાંઈ કરતો હશે તે સદા સુખદાયક અને સુંદરજ હશે, એમ દેવળરાય ખાત્રીપૂર્વક માનતો હતો.

પરંતુ આવું પ્રીતિકર કાર્ય તો પૂર્વે કદાપિ ભાઇને કરતાં તેણે જોયો નહોતો. આ કલ્પનાતીત માધુર્ય, આવું તુલનારહિત સૌંદર્ય,

ક્યાંથી લૂટી લાવીને ભાઇએ મારા હૃદયપર ઢોળી દીધું! આવો અનુભવ તો આ પહેલાં કદાપિ કર્યો નહોતો! આને શું સ્નેહ કહેતા હશે? મેં ભાઇને ઘણા ઘણા ચાહ્યા છે. પરંતુ મારા હૃદયમાં આવો અપૂર્વ સ્નેહ તેમણે કદાપિ ભર્યો નથી! ત્યારે આ શું હશે?" દેવળરાય આ પ્રમાણે અનેક પ્રકારના વિચારો કર્યા પછી પુનઃ પોતાના મનમાંજ કહેવા લાગ્યો કેઃ—

સૌંદર્ય ને માધુર્યમાં એ મોહિની અનુપમ અતિ;
શર્માવતી નિજ રૂપથી દેવાંગનાની એ ગતિ;
મુખથી સદા અમીધાર ઝરતી રૂપમાંહિ એ રતિ;
ચાલવામાં હંસણી જેવી છે સદા એની ગતિ;
અંગના આવી અનુપમ વિશ્વમાં એકે નથી;
મૃદુતા અને સૌષ્ઠવતણી સીમા કશી એની નથી.
પ્રીતિતણું એ પૂર છે ને શાંતિનું એ ધામ છે;
લલનાતણા એ યોગથી સાધ્યું સફળ મમ કામ છે."



અષ્ટમ પરિચ્છેદ

## સ્નેહમાં સંકટ

" ઊઠ ગયા પર્દા તકલ્લુફ્ક ઊઠે જામ ઊનકે હાથ;
આકે હુસ્ની ઇશ્કમેં મસ્લાત અંગડાઈ હુઈ;
ક્યા ફૂલે ફૂલેગી ઉમ્મેદે દિલ પુર આરઝૂ;
યાસકે દાનવ મેં હય યહ પર્વરિશ પાઇ હુઈ;
ગર્દ ઉડી આશકકી તુર્બત સે તો ઝુંઝલાકર કહા;
વાહ ? સર ચઢ્ને લગી પાવોંકી ઠુકરાઈ હુઈ. "

બીજે દિવસે નિશાન તાકવાની પરીક્ષા થવાની હતી. પરંતુ રંગ-ભૂમિમાં તે દિવસે પ્રસાદનો કોઇને પણ પત્તો મળી શક્યો નહિ; ઉદય-પૂરના મહારાણા આદિ અનેક વીરજનોએ પ્રસાદની તપાસ કરી, પરંતુ કોઇ પણ તેનો પત્તો મેળવવામાં સફળ થઈ શકયું નહિ.

ત્રીજે દિવસે ઇનામ વહેંચાવાનું હતું. તે દિવસે પણ પ્રસાદ દેખાયો નહિ. સર્વ વીરસમાજમાં પ્રસાદને અગ્રસ્થાન મળ્યું અને દેશ-વિદેશના રાજા મહારાજાઓએ પણ એ વાર્તાનો સ્વીકાર કર્યો. માળા અને ચંદન આદિ તેને માટે જ ઉપયુક્ત ઠર્યાં. વીરેન્દ્રમંડળમાં ઉભી ને સદા શીર્ષસ્થાનપર વિરાજતા મહારાણા દ્વારા માળા અને ચંદનથી ભૂષિત થવું, એ પ્રત્યેક રાજપૂતોની ઇચ્છિત વસ્તુ હતી, પરંતુ એ ગૌરવ અને એ સન્માન પ્રાપ્ત કરવા માટે પ્રસાદ આગળ વધ્યો નહોતો. એ જોઇને સર્વે વીરજનો વિસ્મિત થયા. મહારાણા દુઃખિત થઇને

બોલ્યાઃ—" આ માળા અને ચંદન હું બીજા કોઇને આપી શકીશ નહિ; પ્રસાદને માટે જ સાચવી રાખીશ. "

ઉત્સવને બીજે દિવસે પ્રભાતમાં રાજા અનંતરાયે અજમેરમાં પ્રવેશ કર્યો હતો. રંગાલયથી લગભગ બેએક કોશ દૂર આવેલી પૂર્વ-દિશાની એક ગિરિકન્દરામાં તેણે પોતાની છાવણી નાખી હતી. એ સમયે તેની સાથે માત્ર ચારસો–પાંચસો અંગરક્ષક સૈનિકોજ હતા.

બીજે અને ત્રીજે દિવસે ઉત્સવની ભૂમિમાં રાજા અનંતરાયે ચારે તરફ નજર દોડાવી પ્રસાદની શોધ કરી. પરંતુ તે કોઈ પણ સ્થળે તેને જોઈ શક્યો નહિ. પ્રસાદના ન્હાસી જવાની બીના દૂતના મુખેથી વિદિત થતાં સુધી રાજા અનંતરાય છંછેડાયલા અથવા તો ફેણ દૂંદાયલા નાગની પેઠે રોષ અને ક્ષોભથી ગાજી ઊઠયો હતો. તે લેશ માત્ર પણ ઢળ્યા વગરના ભીષણ હલાહલના ઢગલાને હૃદયમાં ધારણ કરી લોલૂપ નયનથી ચારે તરફ પોતાના ભક્ષને શોધતો હતો. પરંતુ ભક્ષ ન મળવાથી તેની ઉછળતી છાતીપર વિષમ શરનો આઘાત થયો. તેના પાપમય હૃદયમાં નિરાશાનો મહા ભયંકર અગ્નિ પ્રચંડતાની સાથે સળગી ઊઠયો. મુખમાંથી હલાહલ મિશ્રિત ઝેરી શબ્દો નીકળવા લાગ્યા અને નયનોમાંથી પણ વિષયુક્ત અગ્નિના ધકધકતા અંગારા કરવા લાગ્યા.

અનંતરાય જે જે દિશાઓમાં, જે જે સ્થાનોમાં અને જે જે ગૃહોમાં જતો હતો, તે તે દિશાઓમાંથી તે સ્થાનોમાંથી, તે ગૃહોમાંથી અને સર્વ અજમેરની ભૂમિમાંથી પ્રસાદના યશનાં ગાનો, વીરતાના પોકારો અને અજાયબીના ઉદ્‌ગારો તેના સાંભળવામાં આવતા હતા. શત્રુ, મિત્ર, પરિચિત, અપરિચિત આદિ સર્વેના મુખમાંથી પ્રસાદની કીર્તિકથા સાંભળતી હતી. તે પચાસ હજાર મનુષ્યોના કંઠમાંથી નીકળતા

યશનાં ગીતોએ સર્વત્ર પોતાના ભીષણ પડઘા પાડીને અનંતરાયને ઉન્માદી બનાવી દીધો. તેના કાનમાં ધાક પાડી દીધી. અજમેરનગરનાં એક નાનામાં નાનાં બાળકથી લઇને મૃત્યુના કિનારાપર આવેલા વૃદ્ધ જનોના મુખમાંથી પણ પ્રસાદની પ્રશંસા થતી સાંભળીને અનંતરાયનું અંતર ઈર્ષારૂપી પિશાચિકાનો પ્રવેશ થવાથી અત્યંત વ્યાકુળ બની ગયું. તેના મનમાં પ્રસાદની પ્રશંસાનો એક એક શબ્દ એક એક શલ્યની પેઠે સાલવા લાગ્યો. આવી પરિસ્થિતિ જોઇ અનંતરાય મહા ચિંતાતુર બની ગયો. દશેદિશાઓના જ્ઞાનથી દિગ્મૂઢ બનીને તેણે પોતાના અનુચરોને કહ્યું:—"તમારા સર્વમાંથી જે કોઇ પ્રસાદનું છિન્ન મસ્તક લાવી આપશે, તેને દશ હજાર સોનામોહોરો ઈનામ આપીશ અને તે સાથે તે પુરુષને મારો પ્રિયપાત્ર બનાવીને હું મારા રાજ્યના ઊંચામાં ઊંચા કર્મચારીના પદપર સ્થાપિત કરી તેના માનમાં અત્યંત વૃદ્ધિ કરીશ."

તે સમયમાં એક એક સોનામોહોરનું મૂલ્ય કાંઇ ઓછું નહોતું.

ત્રીજે દિવસે ઇનામ વહેંચાઇ રહ્યા પછી શિરોહીરાજે અનંતરાયના આમંત્રણથી તેની છાવણીમાં આવી દર્શન દીધાં. પરંતુ શિરોહીરાજના સાક્ષાત્કારનું પરિણામ અનંતરાયના પક્ષમાં શુભાવહ આવ્યું નહિ. શિરોહીરાજ અજમેર સાથેની સંધિનો ભંગ કરવાને સમ્મત થયો નહિ. તેણે કહ્યું:—"જે ગૃહમાં અતિથિ થઇને આશ્રય લીધો છે, તે ગૃહને મારાથી બાળી દગ્ધીભૂત કરી શકાશે નહિ. એક રાજપૂત નર પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કદાપિ કરી શકશે.

"કરે જે ભંગ વચનનો તે ગણાયે છે મહાપાપી;
નહિ છે આ વિશ્વમાં તેની કશીયે કીર્ત્તિની ઝાંખી;

પડીને પાપના પહાડો તનુને તે વિદારે છે;
સકળ આલમ વિશેથી તે સદા શ્રદ્ધા નિવારે છે;
વચન જેણે હણ્યું તેણે લીધી છે નર્કની એડી;
નહિ લેશે કદાપિ વીર આ એ પાપને ખેડી. ”

વચનનો હણનાર થવામાં મહા ભીષણ પાપ સમાયલું છે. ખરો વીરપુરુષ પોતાના આપેલા વચનને કદાપિ હણતો નથી. વચનભંગી થઈ કદાપિ મહાપાપી થતો નથી. કારણ કેઃ—

“ उदयति यदि भानुः पश्चिमे दिग्विभागे
प्रचलति यदि मेरुः शीततां याति वन्हि ।
विकसति यदि पद्मं पर्वताग्रे शिलायां
भवति च पुनरुक्तं भाषितं सज्जनानाम् ॥

કદાપિ સૂર્ય પશ્ચિમમાં ઊગે, મેરૂપર્વત ચલિત થાય અને અગ્નિમાં શીતળતાનો સંચાર થાય, તથા પર્વતના અગ્રભાગની શિલાપર કદાચ કમલનો વિકાસ થાય તો પણ સજ્જન પુરુષો પોતાના વદેલા વચનને પાછું ફેરવતા નથી. માટે અનંતરાય ! એ સર્વ દુરાશાને ત્યાગી દો. ”

એ સાંભળી અનંતરાયે કહ્યું:—“ આવું ધર્મજ્ઞાન શિરોહીરાજના હૃદયમાં કેટલાક દિવસ થયાં જાગૃત થયું છે વારૂ ? જો એવી જ ભાવના હતી તો આ પહેલાં મહા ભયંકર વિગ્રહ શા કારણથી જમાવ્યો હતો ? ”

શિરોહીરાજે સહજ ક્રોધથી કંપતા અવાજે ઉત્તર આપ્યો:—જ્યારથી વીરેન્દ્રકેશરીના વીર પુત્રનું મરણ થયું છે, ત્યારથી જ દિવસ થયાં એ જ્ઞાન મારા હૃદયમાં જાગી ઊઠ્યું છે. ”

અનંતરાયે પોતાની ભમ્મર તથા નાક ચઢાવીને કહ્યું:—“ખોટી વાત, તદ્દન જૂઠી વાત. ”

શિરોહીરાજ મ્યાનમાંથી તલ્વાર કાઢી વેગપૂર્વક ઊઠીને ઊભો થયો. તેણે સિંહની પેઠે ગર્જના કરી આકાશને કંપાવતા મહાભયંકર સ્વરથી કહ્યું:—"કઈ વાર્ત્તા જૂઠી છે, અનંતરાય ?"

અનંતરાયે કહ્યું:—"વીરેન્દ્રકેશરીના પુત્રના મરવાની, તે હજી સૂધી મર્યો નથી, પણ જીવતો જ છે."

શિરોહીરાજે કહ્યું:—"હું આશા રાખું છું કે રાજા અનંતરાય તે વાર્ત્તાને સાબીત કરવામાં અથવા તો ભવાનીપ્રસાદની હયાતીના સંબંધમાં યોગ્ય પ્રમાણો આપવામાં પરાઙ્મુખ થશે નહિ."

અનંતરાયે કહ્યું:—"અંધને આંખો આપવી એ વાર્તા અતિ કઠિન છે. જે ભુજંગ શિશુ—નાગના બચ્ચાંના દંશનથી શિરોહીરાજનું અંગ હજી પણ લોહીથી તરબોળ થઈ રહ્યું છે. ખરડાઇ રહ્યું છે, તે દંશનની ભીષણ જવાળાને સહન કરવા છતાં પણ શિરોહીરાજ તે શિશુના પિતાના કુળને નિર્મૂળ કરવામાં સમર્થ થઇ શક્યા નથી એ આશ્ચર્યનો--વિસ્મયનો વિષય છે !

રણભૂમિમાં જેણે હણ્યું લક્ષાવધિ છે સૈન્યને;
અપમાન ને લજ્જા દઈ, દીધું સદા છે દૈન્યને;
ભુજંગ સમ ભીષણ બનીને ડંખ માર્યો જોરથી;
એ સર્પ કેરા બાળના અપરાધનો અવધિ નથી;
અપરાધનો આઘાત કરવામાં નહિ કંઇ પાપ છે;
મૌન ધારી બેસવામાં તાપને સંતાપ છે."

શિરોહી રાજે અજાયબીની સાથે પૂછ્યું:—" મહા પ્રતાપી વીરબાહુ પ્રસાદ શું વીરવર વીરેન્દ્ર કેશરીનો પુત્ર છે ? મારા રાજ્યપર આક્રમણ કરી તે વીરપુત્રે જ તેને પાવન કર્યું છે ?"

"હા તેમજ છે." શિરોહીરાજે નાક મરડીને કહ્યું:-"દુર્ભાગ્ય-વશાત રાજા અનંતરાય સમાન અમે ધર્મજ્ઞાની થઈ શકીશું નહિ. જ્યારે એવા જ્ઞાની થઇશું, ત્યારે આ વાર્ત્તાનો ઉત્તર આપીશું. એક ધર્મના પથપર ચાલતા નિર્દોષ બાલક પ્રતિ કોઈ પણ પ્રકારનો દ્વેષ રાખવાનું ઘોરતમ સાહસ અમે કરી શકીએ તેમ નથી. જે બાળકે અમારા અનંત-અસંખ્ય પરાક્રમી સૈનિકોને પરાજિત કરી સર્વથી અધિક વીરતા દર્શાવી છે. જેના પરાક્રમથી રાજપૂતાની પવિત્ર ભૂમિ પુનિત બની છે; એના પ્રતિ વૈર રાખવામાં અમે મહાપાપ માનીએ છીએ. તૃષ્ણાના તરંગોમાં તણાઇને આપેલા કોલનો અને સ્થાપેલી સંધિનો ભંગ કરવાની અમારી ઇચ્છા નથી. રાજ્ય, સત્તા અને સંપત્તિ આદિ સર્વ ક્ષણભંગુર છે, વાયુના ગોળાની પેઠે અસ્થિર, ચલિત અને નાશવંત છે. એવી મોહક વસ્તુઓમાં લુબ્ધ થઈ ક્ષાત્રધર્મથી પતિત થવામાં, અરે નરકના સંગી થવામાં અમે અતિ પાપ માનીએ છીએ. જે પુરુષે દગાબાજી, પ્રપંચ કે કપટતંત્રનો લેશમાત્ર પણ આશ્રય લીધા વિના, કેવળ વીરતા, રાજ-પૂતોની પરમ પ્રેમમયી ભવાનીના પ્રતાપથી જ અપૂર્વ પરાક્રમ, અલૌકિક શૂરતા દાખવી, અમારાપર વિજય કર્યો છે, એના પ્રતિ વૈમનસ્ય રાખવાનું કોઇ વિશિષ્ટ કારણ પણ અમે જોતા નથી. વળી બીજા કોઇનો આશ્રય લઈ, ગુલામગીરી વેઠી, અજમેરપર આક્રમણ કરવામાં અમે કોઈ પણ પ્રકારનું પરાક્રમ માનતા નથી. પરાવલંબી થઇ વિજય મેળવવા કરતાં પોતાની સત્તાને સાચવી રાખવામાં જ અધિક સાર છે. અનંત-રાય! આવી શિખામણ હવે પછી કોઈ શુદ્ધ રાજપૂત વીર્યવાન નરને આપવાનું સાહસ કદાપિ કરશો નહિ."

આમ કહી શિરોહીના દેવડારાજાએ થોડીવાર ચૂપ રહ્યા પછી વળી પાછું કહેવા માંડ્યું:—" કપટ અને કારસ્થાનના પરમ સહાયક

રાજન્ ! તમારો આવો ઉપદેશ સાંભળીને મને અત્યંત આશ્ચર્ય થાય છે. જે વીરવર વીરેન્દ્રકેશરી સમસ્ત રાજસ્થાનમાં એક આદર્શ પુરુષ તરીકે માનનીય ગણાતા હતા, તેના પુત્રનો સંહાર કરવાની તમે જે સલાહ આપી રહ્યા છો, એ જોઇને મને ઘણો જ ખેદ થાય છે. વળી દિલ-ગીરીનો વિષય એ છે કે, પ્રસાદ તમારા પિતાનો પુત્ર છે. ભત્રીજો છે અથવા તો અન્ય શબ્દોમાં કહું તો એક પિતાના રક્તમાંથી ઉદ્ભવેલા ભ્રાતાનો પુત્ર છે—ભત્રીજો છે. તેના તરફ તમે આવો ધિક્કાર, આવો ધિટકાર અને આવો દ્વેષ શા કારણથી દર્શાવો છો? જ્યારે પિતાના સ્થાનપર વિરાજતા પૂજ્યપુરુષો જ પોતાનાં સંતાનોનો ભક્ષ કરવાને તૈયાર થાય તો, પછી એના જેવું બીજું આશ્ચર્ય પણ કયું કહી શકાય ? તમે ભવાનીપ્રસાદને દેશપાર કર્યો છે, તેના સંહાર માટે અનેક પ્રકારનાં કારસ્થાન કર્યાં છે અને બનતાં સુધી તેને પૃથ્વીપરથી નાબૂદ કરવાની કોશિશો જ કરી છે, એ બધી વાર્ત્તાઓ મારાથી અવિદિત રહી નથી. તેને એક કંગાલ-ભિખારીની સ્થિતિમાં મૂકી દેવા છતાં પણ તમારી મહત્વાકાંક્ષાનો અંત કેમ નથી આવતો ? જે બાળક નિરંતર તમારી આજ્ઞાનું પાલન કરવામાં, તમારા દોષો છૂપાવવામાં અને તમારાં યશોગાન ગાવામાં જ તન્મય રહે છે, તેના પ્રતિ તમે આવો ભીષણ અન્યાય તથા અભાવ શા માટે દર્શાવો છો ? શું આથી તમે પૃથ્વીપતિ થઇ શકશો ? આ અનંતવ્યાપી અવનીના અધી-શ્વરનું પદ પ્રાપ્ત કરી શકશો ? વિશ્વના ચક્રવર્ત્તિ સમ્રાટ્ થઇને સર્વત્ર તમારી સત્તાનો વિસ્તાર કરી શકશો ? ના—કદાપિ નહિ. એવી મહત્વા-કાંક્ષા કદાપિ પૂર્ણ થતી નથી. આજ દિવસ સુધીમાં એવી કામનાને કોઈ પણ સફળ કરી શક્યું નથી અને ભવિષ્યમાં પણ કરી શકશે નહિ. તમારી આ સર્વ ભાવનાઓ એક નીચતમ પુરુષને પણ ઘટે તેવી

નથી. જે બાળક પોતાના બાહુબળથી સમસ્ત રાજપૂત જાતિમાં શ્રેષ્ઠતાને સંપાદન કરી શકયો છે, તેને નાબૂદ કરવાની તમારી જે ઇચ્છા છે, તે એક પામરમાં પામર મનુષ્યને પણ તમારાથી શ્રેષ્ઠ કહેવડાવી શકે તેવી છે. અનંતરાય ! આવા ઘોરતમ પાપમાં મારાથી તમારો સાથ પૂરાવી શકાશે નહિ. એક અધમ કાર્યમાં ભાગ લઇ શકાશે નહિ. એક હિંસક પ્રાણીનું રૂપ ધારણ કરી શકાશે નહિ. જો હવે પછી મારી પાસે પ્રસાદની વિરુદ્ધમાં એક પણ શબ્દનો ઉચ્ચાર કરશો તો તેનું પરિણામ વિપરીત આવશે.”

આમ કહી શિરોહીરાજ ઉઠીને ઉભો થયો. રાજા અનંતરાય ઘૃણા પૂર્વક બોલ્યોઃ—“શિરોહી રાજની સહનશીલતા અથવા સહિષ્ણુતા પ્રસંસાને પાત્ર છે. પરાજિત થવા છતાં પણ જે શત્રુને ક્ષમા કરે છે, શત્રુના પગ ચાટી શકે છે, તે ખરેખર કોઈ પણ પ્રકારની શંકા વિનાની ધીરજનો શિક્ષક છે. શિરોહીરાજ પણ રાજપૂતાનામાં એક નવીન ધર્મના સંસ્થાપક થયા છે.

“ નિજ માનના હણનારને શત્રુ કદી નહિ જે ગણે;
દાસત્વની બેડી ધરી દુશ્મન તણા ચરણે નમે;
આતતીયી નર સદા જે વિશ્વમાં કહેવાય છે;
તે નર તણા ચરણો તણું લેહન સદાયે જે કરે;
કુળમાનને ત્યાગી દઈ વંશજ તણી કીર્ત્તિ હણે;
સ્થાપક ખરા એ ધર્મના શંકા નહિ તેમાં ખરે ! ”

શિરોહી રાજે ઉત્તર આપ્યોઃ—“ તો પણ લૂટારા, ચોર અને વિશ્વાસઘાતકોના ધર્મ કરતાં એ ધર્મ વધારે ઉત્તમ છેઃ શ્રેષ્ઠ છે. તમારાં કાળાં કામો તમોને જ મુબારક હો. ”

આમ કહી શિરોહીરાજ ઘણા જ ક્રોધની સાથે તે ઓરડો છોડીને બહાર ચાલ્યો ગયો.

જે પ્રસાદને માટે આટલી બધી ગરબડ મચી હતી. તે પ્રસાદ ત્યારે પોતાના ઓરડામાં બેસી ઉત્સાની બાલ્ય રમત જોઇ રહ્યો હતો. ઉત્સા કહેતી હતીઃ—“ ભાઇ, તેઓ તમારે શું થાય છે ?”

પ્રસાદે જવાબ આપ્યોઃ—“ કોણ મારૂં કોણ થાય છે ઉત્સા?”

“ તમે જેને પરમ દિવસે લઈ આવ્યા હતા તે ?” ઉત્સારાણીએ જવાબ આપ્યો.

“ તે દેવળ હતો, તારો સ્વપ્નનો દેવતા હતો.” પ્રસાદે આનંદની સાથે કહ્યું.

“ એમ કે ?”

“ તે મારો ભાઇ થાય છે.”

“ ત્યારે તો સારૂં.”

ત્યારપછી ઉત્સાએ સહજ રડતા અવાજથી કહ્યુંઃ—“ ત્યારે હું ધારૂં છું કે તમે મારા ભાઇનથી.”

“ કેમ ઉત્સા ?”

“ તમે તો રાજપુત્ર છો. તેના ભાઇ છો.”

“ તેમાં શો વાધો છે ઉત્સા ? હું તારો પણ ભાઈ છું અને દેવળરાયનો પણ ભાઈ છું.”

“ તમારે પગે પડીને કહું છું કે, ભાઈ હવે એવી વાર્તા મને ન કહેો.”

“ કયી વાર્તા ઉત્સા ?”

“ ત્યારે કહો જોઇએ વારૂ કે, તમે રાજપુત્ર નથી ?”

“ રાજપુત્ર હોઉં તો પણ તેમાં તને શી અડચણ છે? મેં તારો શો અપરાધ કર્યો છે ?”

“ તેઓ મનુષ્યને મારે છે, હરિણોને મારે છે. બેનને રડતી

મૂકીને ચાલ્યા જાય છે. તેમના હૃદયમાં દયાની ભાવના બહુ જ ઓછી હોય છે અથવા તો તેઓ ઘણા જ નિષ્ઠુર હોય છે.

રાજપુત્ર ખડખડ કરતો હસી પડયો. થોડીવાર પછી તેણે પાછું પૂછ્યું:—" ભાઇ, ત્યારે શું સ્વપ્ન સાચું ઠરતું હશે ખરૂં કે ? સ્વપ્નમાં આવેલી વાર્તા સાચી નિવડતી હશે કે ?"

" હા, આપરથી તો એમ જ જણાય છે. " પ્રસાદે કહ્યું.

" પરંતુ સ્વપ્ન કરતાં સત્ય વધુ સારૂં હોય છે, કેમ નહિ ભાઈ?"

" ચંદ્રમાના કરતાં મારો દેવળ વધારે સુંદર છે, દેવતા કરતાં પણ દેવળ અધિક સુંદર છે કે, ઉત્સા ? "

ઉત્સાએ કશો પણ જવાબ આપ્યો નહિ. કાંઇક વિચાર કર્યા પછી તેણે પુનઃ પૂછ્યું:—" વારૂ, ભાઇ જેમનાં લગ્ન થાય તેઓ શું માતા, ભાઈ, પંખી કે પૂતળાંને પોતાની સાથે લઇ જઈ શકતાં હશે કે?"

પ્રસાદની આંખો હસી પડી. પરંતુ ઘણા જ ગંભીર સ્વરથી તેણે જવાબ આપ્યો:—" ના એક પૂતળાને પણ ત્યાં સાથે લઇ જઇ શકાતું નથી. "

આ સાંભળીને ઉત્સાનું મુખ શોકથી ઢંકાઈ ગયું. ઉત્સા બોલી: " ત્યારે લોકો લાગન શામાટે કરતાં હશે ? પોતાની વ્હાલી વસ્તુને પણ સાથે ન લઈ જવાય તો પછી લગ્ન કરવાની શી જરૂર હશે વારૂ?"

પ્રસાદે કહ્યું:—" જેઓ મા—બાપ, ભાઇ, બ્હેન અને આખી દુનિયાને છોડી સ્વામીને ચાહી શકે છે, તેઓ જ લગ્ન કરે છે. બીજાથી લગ્ન થઇ શકતાં નથી. "

" ત્યારે લગ્ન એ શું કેવળ ત્યાગનો નમૂનો જ છે કે શું વારૂ?"

" ના, ફકત ત્યાગનો નમૂનો જ નહિ પણ એક જાતની રમત પણ છે. "

ઉત્સાએ કહ્યુંઃ—" એમ કરવાથી તો અર્ધું મન બાપને ત્યાં રહે છે અને અર્ધું મન સાસરિયામાં રહે છે. "

" ના, તેમ કરવાથી ચાલી શકતું નથી. પૂરૂં મન સાસરિયામાં જ રાખવું જોઇએ છે, તારે પણ એમ જ કરવું પડશે, પિતાના ઘરપર તારાથી જરાપણ મન ચોંટાડી શકાશે નહિ. "

ઉત્સાએ કહ્યુંઃ—" તેમ કરવાનું શું કારણ હશે વારૂ ? મારાથી એમ શી રીતે કરી શકાશે ? "

" કેમ, તને એમ કરવામાં શું અડચણ આવશે વારૂ ?" પ્રસાદે આતુરતાથી પૂછ્યું.

ઉત્સાએ કહ્યુંઃ—" જો માબાપના આટલા દિવસના સ્નેહને એક દિવસમાં જ ભૂલી જવા પડે, તો પછી મેં એવો ક્ષણિક સ્નેહ પણ શામાટે કર્યો ? જો હું આવી નિષ્ઠુર થાઉં, તો પછી મારા પ્રેમનો વિશ્વાસ પણ શીરીતે રાખી શકાય ? માતા પિતાના અપૂર્વ અને યુગાન્તર સુધીના સ્નેહને સહજમાં શીરીતે વિસરી શકાય ?"

પ્રસાદ વિસ્મિત થઇને ઉત્સાના મુખ સ્હામું જોઈ રહ્યો. આ સમયે તે ઓરડામાં દેવળરાય આવી પહોંચ્યો દેવજીનું મુખ શોકાતુર હતું, પરંતુ પ્રસાદ અને ઉત્સાને જોતાંની સાથે જ તે મેઘમુક્ત ચંદ્રમાની પેઠે હસી પડયો. તેના મુખપર છવાયલી શોકની છાયા દૂર થઇ ગઇ.

પ્રસાદને જોઈ જનાર્દને સહજ મ્હોં મલકાવી હસીને કહ્યુંઃ— " રાજા શૂરસિંહ તરફથી પરવાનો આવ્યો છે, તમારે હમણાં જ ગઢ વિટલી ભણી જવું પડશે, દુર્ગ તથા સૈન્યની મુલાકાત લેવી પડશે. હમણાં કેટલાક દિવસને માટે તમારે ત્યાં જ રહેવું પડશે. અજમેરનો પરિત્યાગ કરવો પડશે. "

પ્રસાદે અજાયબીની સાથે પૂછ્યું:—" કેમ જનાર્દન ? દુર્ગપર આક્રમણ થવાનો સંભવ છે કે શું વારૂ ?"

જનાર્દને જવાબ આપ્યો:—" કદાચ તેમ પણ સંભવી શકે છે, પરંતુ હું એ વિષયમાં બરાબર કાંઇપણ જાણતો નથી. "

પ્રસાદે પૂછ્યું:—" જનાર્દન ! તું ક્યાં રહીશ વારૂ ?"

જનાર્દને કહ્યું:—"મારે માટે બે સ્થાન રહેવા યોગ્ય છે, તેમાનાં કોઇ પણ એક સ્થાનમાં હું રહીશ. "

વસ્તુતઃ જનાર્દનને રહેવા માટે બે સ્થાનો ન હોતાં. જનાર્દને જ્યારે સાંભળ્યું કે, અનંતરાયે અજમેરમાં પ્રવેશ કર્યો છે, ત્યારે તેણે પોતાના કર્તવ્યનો નિર્ધાર કરી લીધો. કેટલુંક ભાતું તથા પાણી લઇ તે પ્રસાદના રહેવાના ઓરડાના દ્વાર પાસે આવી પહોંચ્યો અને વિટલી ગઢથી પચાસ સૈનિકો લાવીને તેણે બારી બારણાંની રક્ષા માટે નીમી દીધા. તે દ્વારની સમીપમાંજ પોતાની નજર આગળ પ્રસાદને માટે રસોઈ તૈયાર કરાવવા લાગ્યો. શયનગૃહની બારીઓમાં પણ તેણે લોઢાના સળીયા જડાવી દીધા. પ્રસાદને બંદીવાન બનાવીને તે ઘરમાં પૂરી રાખ્યો; ઉત્સવમાં જવા દીધો નહિ. પ્રસાદના ઘરમાં એકાદ બે વિશ્વાસુ અનુચર અને આત્મીય પુરૂષો વિના તે બીજા કોઇને પણ દાખલ થવા દેતો નહિ. દિવસે ઓરડાના દ્વારપર ભાતું પાણી લઇને તે હથિયાર સહિત પહેરો ભરતો તથા રાત્રે પ્રસાદના પગ પાસે એક જૂદા આસનપર બેસી જાગરણમાં જ તે આખી રાત્રિ વીતાડતો હતો એ બે દિવસ સૂધી તે એકક્ષણ વારને માટે પણ પ્રસાદની પાસેથી આઘો પાછો થયો નહિ. દીવાનાની પેઠે તે કયારેક બારીના સળીયા ખેંચી જોતો, કયારેક પથારી તથા વસ્ત્રોને તપાસી જોતો તથા કયારેક ઘરમાં રાખેલા ફૂલોને

ઉંચકીને બહાર ફેંકીદેતો. ફળ, ફૂલ, નવીન વસ્ત્ર, નવીન પુસ્તક આદિ કોઈ પણ વસ્તુને તે ઘરમાં દાખલ થવા દેતો નહિ. જનાર્દન જાણતો હતો કે, એ ચાર વસ્તુઓમાં અજાણતામાં વિષ મળવાનો સંભવ છે અને એના યોગે પ્રસાદના શિરપર આપ્ત્ત આવી પડે તેમ છે.

જયારે વિટલિદુર્ગમાં જવાનો પરવાનો આવ્યો, ત્યારે જનાર્દન કાંઇક નિશ્ચિંત થયો. દુર્ગના અંદરના ભાગમાં શત્રુઓના ચઢી આવવાનો સંભવ નહોતો. પરવાનો શા કારણથી આવ્યો હતો, તે જનાર્દન જાણતો હતો, પરંતુ પ્રસાદના જાણવામાં એ વાર્ત્તા આવી શકી નહોતી.

નિષધ દેશના સૈનિકોને રણભૂમિના સાજ–સંરજામથી સજ્જિત થતા, જનાર્દન પોતાની નજરો નજર જોઇ આવ્યો હતો. તે સમાચાર યોગ્ય સ્થાને કહેવાનું પ્રથમ તે વિસરી ગયો હતો, પણ પછી પંચમીને દિવસે સંધ્યા સમયે એ વાર્ત્તા અકસ્માત્ તેના મનમાં સાંભરી આવવાથી જનાર્દન જયન્તકુમાર પાસે દોડયો ગયો અને તેને બધો વૃત્તાંત વિદિત કરી દીધો. જયન્તકુમારે તરતજ અજમેરના અધિપતિ રાજન્ શૂરસિંહ પાસે જઇને બધી હકીકત વિસ્તારપૂર્વક કહી સંભળાવી હતી. રાજાએ એ વાર્ત્તાના સત્યાસત્યનો ભાર પોતાના મંત્રીપર સોંપી દીધો. મંત્રીએ નિષધદેશના માર્ગમાં પોતાના કેટલાક ગુપ્તચરો મોકલાવી તેમના દ્વારા જાણી લીધું કે, અનંતરાયના અસંખ્ય સૈનિકો ઠેકઠેકાણે છૂપાઈ રહ્યા છે. ત્યારપછી અજમેરમાં પણ છૂપી રીતે યુદ્ધની તૈયારીઓ ધામધૂમથી થવા માંડી. પ્રત્યેક સૈનિકોને યુદ્ધને માટે તૈયાર થવાની આજ્ઞા અપાઇ ગઇ.

---

નવમ પરિચ્છેદ

# નવીન વિગ્રહનાં લક્ષણો !



परपक्षक्षयदक्षो नरपतिदयितोऽपि वंशजन्मापि ।
न भवति तावद्गुणवान्धनुरिव यावन्न मानवो नमति ॥



पुंसामसमर्थानामुपद्रवायात्मनो भवति कोपः ।
पिठरं क्वथदतिमात्रं निजपार्श्वे त्येव दहतितराम् ॥



साम्नैव यत्र सिद्धिर्न तत्र दण्डो बुधेन विनियोज्यः ।
पित्तं यदि शर्करया शाम्यति कोऽर्थः पटोलेन ॥

णीतिउपदेश.



ઉત્સવ સમાપ્ત થયો. એ આશા અને ઇચ્છાના અનુપમ ઉત્સવનો અવધિ થયો; એ ક્ષણ માત્રમાં જ જાણે સંપૂર્ણ થઈ ગયો હોયની એવો ભાસ થવા લાગ્યો. વિજયા દશમીને બીજે દિવસે દરબારગૃહનો આનંદ તથા સ્ફુર્તિ જેવી રીતે અદૃશ્ય થાય છે, તેવી જ રીતે દૂર દૂરના દેશ વિદેશોમાંથી આવેલા વીરેન્દ્ર જનોની ઇચ્છા, આશા અને ઉત્સાહપણ ઉત્સવનો અંત આવતાં અદૃશ્ય થયાં. કેટલાક પુરુષો અનેક પ્રકારની આશાઓને હૃદયમાં ધારણ કરીને રંગભૂમિમાં વીરતાની ધ્વજા ઉપડાવવાની ઇચ્છાથી આવ્યા હતા. તેમની તે આશાઓ પાણીના પરપોટાની પેઠે ઉત્પન્ન થઇને પુનઃ અનંતની અનંતતામાં મળી ગઈ. હવે તેઓ નિરાશ હૃદયે પોતપોતાના ગૃહભણી પાછા ફરવા લાગ્યા.

ઉત્સવના પાંચમા દિવસે અર્થાત શુક્લપક્ષની નવમીની સંધ્યા સમયે તે લક્ષાધિક મનુષ્યોના કંઠથી ગુંજાયમાન થયેલી રંગભૂમિ એકી સાથે જનશૂન્ય બની ગઈ. અજમેર નગરમાં જેમણે આશ્રય લીધો હતો. તેમાનાં ઘણાખરા પણ ચાલ્યા ગયા. પરંતુ સર્વ જનો સાથે ગયા નહિ, કેટલાક લોકો અજમેરમાં જ બાકી રહી રહ્યા. તેમની સંખ્યા કાંઈ અલ્પ નહોતી, લગભગ ચાર પાંચ હજાર ઉપરાંતની સંખ્યા અવશિષ્ટ રહી હોય એવું અનુમાન થતું હતું. નગરના રક્ષકે તપાસ કરી જોયું કે, તેઓ સર્વ નિષધ દેશના નિવાસિઓ જ છે. એ જોઇને તેણે તરત જ એ વાર્ત્તા રાજ્યના મંત્રીને વિદિત કરી દીધી. મંત્રીની આજ્ઞાથી તે સર્વ નિષધવાસિયોને નજર બન્દી કરવામાં આવ્યા.

અમે પ્રથમ જણાવી ગયા છીએ કે, રાજા અનંતરાયે અજમેરથી બે એક ગાઉ દૂર આવેલા એક પર્વતની કન્દરામાં પોતાની છાવણી નાખી હતી. ઉત્સવ પૂરો થયા પછી દેવળરાયે પણ પિતાની છાવણીમાં આશ્રય લીધો હતો. બધા ચાલ્યા ગયા હતા, પરંતુ અનંતરાયે પોતાની છાવણી ઊઠાવવાની કશી પણ વ્યવસ્થા કરી નહોતી. છાવણી ઊઠાવવી તો દૂર રહી, પરંતુ ચારે બાજૂએથી બીજા ઘણાં ઘણાં માણસો આવીને તેની છાવણીની આસપાસ, વનના અંતરાલમાં તથા પહાડની કન્દરાઓમાં એકઠા થવા લાગ્યા.

અનંતરાયે બને તેટલી ચુપકી તથા ચતુરાઇથી કાર્ય કરવા માંડ્યું; પરંતુ તેમ છતાં પણ તે અજમેરની આંખમાં ધૂળ નાખવાને શક્તિમાન થઇ શક્યો નહિ. ચારે તરફથી ગુપ્તચરો આવીને અજમેરના મંત્રીને સમાચાર આપવા લાગ્યા કે, પર્વત, વન, કન્દરા આદિ સર્વ પ્રદેશો સૈન્યરૂપી સાગરથી પ્લાવિત થઇ ગયા છે. ક્યાંય પણ એક તિલપૂર પણ જગા બાકી રહી નથી. અનંતરાયના સર્વ સૈનિકો ધીમે ધીમે એકઠા થઇને

અજમેરપર ધસી આવવાની સલાહ કરવા લાગ્યા. ગુપ્તચરો વૃક્ષો પર બેસી પર્વતની ગુહાઓમાં છૂપાઈ, અનંતરાયનાં સર્વ કાર્યોનું નિરીક્ષણ કરવા લાગ્યા. અજમેરનાજે સર્વ સૈનિકોને ઉત્સવ સમયે શાંતિના રક્ષનાર્થે રાખવામાં આવ્યા હતા, તેમને કેટલાકને શહેરમાં તથા શહેરની નજીકના ભાગમાં રાખવામાં આવ્યા. નગરવાસીઓને અસ્ત્રશસ્ત્રથી તૈયાર કરવામાં આવ્યા. નગરના વિશ્વવિખ્યાત તોરણ અથવા દરવાજાપર સખ્ત પહેરો મૂકવામાં આવ્યો અને પરવાનગી સિવાય નગરમાં પ્રવેશ કરવાનો સર્વ કોઇને માટે ભીષણ પ્રતિરોધ કરવામાં આવ્યો.

પરંતુ નગરના નિવાસીજનો સમજી શકયા નહિ કે, નગરની રક્ષા માટે આવી જબરદસ્ત તૈયારી શા કારણથી કરવામાં આવે છે. ચાર પાંચ જનો સિવાય બીજા કોઇને પણ અંદરના રહસ્યની ખબર નહોતી. ઘણું કરીને એ વાર્ત્તા જાણવાની કશી જરૂર નથી, એમ ધારીને કોઇ કાંઇ બોલતું નહોતું. વિટ્‌લિદુર્ગને સુરક્ષિત તથા દૃઢ કરવા માટે વારંવાર આજ્ઞા મળવાથી પ્રસાદ તે તરફ જ રોકાયો અને પોતાના તાબાના સૈનિકોને યુદ્ધને માટે યોગ્ય કેળવણી આપવા લાગ્યો.

દશમીનો ચંદ્રમા જ્યારે મધ્યાકાશ છોડીને પશ્ચિમ દિશામાં જરાક ઢળી પડયો, ત્યારે જયન્તકુમારે, રાજપરિવારને પોતાની સાથે લઇને દુર્ગનો આશ્રય ગ્રહણ કર્યો. પરંતુ તે સમયે રાજા શૂરસિંહ ત્યાં આવ્યો નહિ. તે સેનાપતિને લઈને શહેરની રક્ષા માટે અજમેરમાંજ રોકાયો.

રાત્રિની વીશેક ઘડી લગભગ વીતી જવા આવી હતી. ચંદ્રમા અરવલ્લિનું શિખર પકડી ધીમે ધીમે ઉતરતો જતો હતો. નગર તથા દુર્ગ ઉભય જાગ્રત હતાં, તો પણ તે સર્વેએ એક પ્રકારની નિઃસ્તબ્ધતાને ધારણ કરી લીધી હતી. એ સમયે દૂરથી આવતા જળના પ્રપાતના શબ્દના જેવો અસ્પષ્ટ તેમજ ભયંકર શબ્દ સંભળાયો. શબ્દ જેમ

જેમ નજીકમાં સંભળાવા લાગ્યો, તેમ તેમ તેની ભીષણતા પણ વધવા લાગી. છેવટે સહુ સમજી ગયા કે, અસંખ્ય સૈનિકોનું એક વિશાળ સૈન્ય આવીને નગર તથા દુર્ગને ઘેરી લેવાની કોશિશ કરી રહ્યું છે.

**શહેરપર** આક્રમણ કરતાંની સાથે જ **અનંતરાય** સમજી ગયો કે, સમસ્ત નગર સાવધ થઈને જાગી ઊઠયું છે. તેના ગુપ્તચરદ્વારા તેને પ્રથમથી જ આ સમાચાર મળ્યા હતા. પરંતુ તેથી લેશમાત્ર પણ નિરાશ ન થતાં ઉલટા બમણા ઉત્સાહથી તેણે **અજમેરપર** હલ્લો કર્યો. તે એટલું તો અવસ્ય જાણતો હતો કે, **અજમેર** ગમે તેટલું સાવધ કેમ ન હોય તો પણ પોતાના અસંખ્ય સૈન્યની સ્હામે થઈ શકે એટલું સૈન્ય **અજમેર** આટલા બધા થોડા સમયમાં કદાપિ એકઠું કરવાને શક્તિમાન થઈ શકશે નહિ. એની એ વાર્ત્તા સત્ય હતી, કારણ કે, અજમેર ઘણા ઘણા યત્નો કરવા છતાં, **અનંતરાયના** વિશાળ સૈન્યને પહોંચી શકે તેટલું સૈન્ય એકઠું કરી શક્યું નહોતું. **શિરોહી** સાથેના ભીષણ યુદ્ધમાં અનેક **અજમેરી** સૈનિકો રાજપૂતાની વીરવસુધાનો પરિત્યાગ કરી સ્વર્ગમાં સિધાવી ગયા હતા, અનેક બળધારક વીરનરો શિરોહીના બળવાન વીરપુરુષોના ઉન્મુક્ત કૃપાણથી ઘાયલ થઈને શય્યાશાયી થયા હતા તથા અનેક ભીરુ સૈનિકો મૃત્યુના ભીષણ ભયથી ભયભીત બની પોતાની નોકરી છોડીને અન્યાન્ય વ્યવસાયોમાં પ્રવૃત્ત થઈ ગયા હતા. વસ્તુસ્થિતિ એવી ભયંકર હોવાથી **અજમેરપતિ** મનમાન્યું સૈન્ય એકત્ર કરી શક્યો નહોતો. તેમ છતાં પણ બને તેટલું સૈન્ય મેળવવામાં તેણે કશી ન્યૂનતા રહેવા દીધી નહોતી.

**અનંતરાયે** એવા સમાચાર પણ મેળવી લીધા હતા કે, પ્રસાદ દુર્ગની રક્ષા કરવાના કાર્યમાં રોકાયો છે. અનંતરાયનું ધ્યાન પ્રસાદપર જ હતું. પ્રસાદને કોઈ પણ પ્રયત્ને મારીને ધરાના મૂળમાંથી તેનું

અસ્તિત્વ નષ્ટ કરવાની અનંતરાયની પ્રબળ ઇચ્છા હતી, એથી અનંતરાયે પોતાના સૈન્યનો મોટો ભાગ લઇને દુર્ગપરજ આક્રમણ કર્યું. નગરના સૈનિકો દુર્ગને કોઇ પણ પ્રકારની સહાયતા ન કરી શકે એવા ઉદ્દેશથી નગર પર તરત જ હલ્લો કરવાની તેણે પોતાના એક સેનાનાયકને આજ્ઞા આપી દીધી. સેનાનાયકને અનંતરાયની તે આજ્ઞાનું તરત જ પાલન પણ કરી બતાવ્યું.

પરંતુ હુમલાનો વેગ દુર્ગપર જ વધારે હતો. પૂર્વ તરફમાં પહાડના પગ પાસે અશ્વપર બેસી અનંતરાય સૈન્યનું સંચાલન કરવા માંડયો. ક્ષુદ્ર પર્વતને ચારે તરફથી ઘેરી લઇને પિપીલિકાકીડીઓની હાર પ્રમાણે આક્રમણ કરનારાઓ ઉપર ચઢવા લાગ્યા. દુર્ગના લોકોએ કશો પણ જવાબ આપ્યો નહિ. દુર્ગના અંદરના ભાગમાં બધું નિઃસ્તબ્ધ અને સુષુપ્ત જોવામાં આવતું હતું, જાણે એક પણ મનુષ્ય તેમાં છુપાયું નથી, એવોજ ભાસ થઇ આવતો હતો. નિષધનું સૈન્ય પર્વતની કાયાપરથી ધીમે ધીમે અતિ કષ્ટ ભોગવતું ઉપર ચઢવા લાગ્યું. જ્યારે તે અર્ધેક માર્ગે ચઢી આવ્યું, ત્યારે દુર્ગે ઉત્તર આપ્યો—મોટી—મોટી શિલાઓના ટુકડા પર્વતના ગાત્રપરથી અવિરલધારાથી દડાદડ પડવા લાગ્યા. તે પાષાળતળે કચડાઇને—છુંદાઇને પર્વતપર ચઢતા સૈનિકોનાં ટોળેટોળાં મરવા લાગ્યાં. ક્ષણવામાં નિષધના સૈન્યમાં ભયંકર હાહાકાર વ્યાપી ગયો.

ત્યારે નિષધના સૈન્યે એક નવીન કૌશલ્યનો આશ્રય લીધો. તેઓ જે જે જગાએથી પર્વતપર ચઢવાનું બહુ જ સહેલું થઇ પડે તેમ હતું, તે તરફ ચોખૂણ આકારમાં ગોઠવાઇને જે બાજૂએથી પાષાણનો વરસાદ વરસતો હતો તેનો ત્યાગ કરીને નિર્ભય સ્થાનમાંથી ઉપર ચઢવાનો પ્રયત્ન કરવા લાગ્યા. પરંતુ એ સ્થાનો પણ ઘણાં જ જોખમ ભરેલાં અને મુશ્કેલી ભરેલાં હોવાથી કેટલાક સૈનિકો તેનાપર

ચઢી શક્યા, પણ તેમાંનો મોટો ભાગ ઉપર ચઢી શક્યો નહિ. ત્યારે વૃક્ષની ડાળીઓ કાપી કાપીને નાની નાની ડોળીઓ ક્ષણવારમાં તૈયાર કરવામાં આવી. તેની સહાયતાથી આક્રમણ કરનારાઓ શિલાખંડની નીચેના ભાગમાંથી ઉપર ચઢવા લાગ્યા. અનંતરાય સારી રીતે સમજી ગયો કે, પ્રકૃતિદ્વારા આ ચોખૂણમાં આવેલો પ્રદેશ આવી જ રીતે પત્થરપર પત્થર ગોઠવાઈને તૈયાર થઈ રહ્યો છે, ઉપરથી પત્થર છોડવા છતાં આ ચારે સ્થળે શરીરપર પત્થર પડવાની કશી પણ સંભાવના નથી; એથી તે સ્થાનો ઘણાં જ નિરાપદ છે. હવે દુર્ગપરથી પત્થર ફેંકનાર સર્વ સૈનિકોનું બળ કશા પણ ઉપયોગમાં આવી શકે તેમ નથી, અથવા તો પોતાના નિષધ સૈન્યને લેશમાત્ર પણ આંચ આવવાનો સંભવ પણ નથી.

કિલ્લેદાર પણ નિશ્ચિંત નહોતો. શત્રુની ચતુરતા જોઇને પ્રસાદે, તીરંદાજોને જૂદી જૂદી જગાએ એકઠા કરી દુર્ગના ચારે ખૂણા તથા ચારે દિશામાં ઉભા રાખી દીધા. યોગ્ય અવસર ધારીને પ્રસાદે તેમને કાંઈક સંકેત કર્યો કે તરત જ અસંખ્ય શર પર્વતના ખૂણાપરથી સપાટાબંધ છૂટવા લાગ્યાં. પરંતુ તે તીર શિલાઓનાં ઓથમાં છૂપાયલા શત્રુઓની વિશેષ હાનિ કરી શક્યાં નહિ. જેઓ શરના આઘાતથી મરણવશ થયા, તેમનું સ્થાન સાચવી રાખવા માટે નીચેથી ઘણા ઘણા સૈનિકો દોડી આવ્યા. ફરીવાર જેઓ મરણને શરણ થયા, તેમના સ્થાનપર પણ બીજા નવા સૈનિકો આવીને ઉભા રહ્યા. આ પ્રમાણે નિષધનું સૈન્ય આગળ વધતું વધતું પર્વતના શિખર પાસે આવી પહોંચ્યું.

તે સમયે પૂર્વ આકાશમાં ઝાંખો પ્રકાશ દેખાવા માંડ્યો હતો. પાસેનાં માણસોને ઓળખી શકાતાં હતાં, પરંતુ સહજ દૂર ઉભેલાં મનુષ્યોને બરાબર ઓળખી શકાતાં નહોતાં. પ્રસાદ અને જયન્ત ચારે

તરફ દોડીને સૈન્યને એકત્ર કરવા લાગ્યા. જનાર્દન પણ છાયાની પેઠે પ્રભુની સાથે ને સાથેજ દોડતો હતો. હુમલાનો વેગ દક્ષિણ તથા પૂર્વ દિશામાં સર્વથી વિશેષ હતો. અનંતરાય તે દિશામાં રહીને જ પોતાના સૈન્યને ધસારો કરવાની સૂચના આપ્યા કરતો હતો. એ સ્થાનની રક્ષાનો ભાર જયન્તકુમારના શિરપર સોંપી પ્રસાદ બાકીની સર્વ દિશાઓમાં દોડાદોડી કરવા લાગ્યો. એ સમયે એક દૂતે આવી ખબર આપી કે, દક્ષિણ દિશાના પૂર્વ ખૂણામાં આવેલી દુર્ગની દીવાલ પાસે દુસ્મનો આવી પહોંચ્યા છે. એ સાંભળીને પ્રસાદ તરતજ વીજળીના વેગે ત્યાં દોડી ગયો અને શત્રુની સ્હામે થઈ ભીમવેગથી તેમનાપર હલ્લો કર્યો. શત્રુઓને એક વાર તો તેણે પાછા હઠાવી દીધા, પરંતુ થોડીવારમાં તેઓ પુનઃ પોતાના સ્થાનપર આવી લાગ્યા. એક જણના મરવાથી એકી સાથે બે જણા તેના સ્થાનનો અધિકાર કરવા લાગ્યા. જેમ જેમ સૈનિકો મરવા લાગ્યા, તેમ તેમ તેમની જગાએ નવા નવા સૈનિકો આવીને ઉભવા લાગ્યા. નિષધના અનેક સૈનિકો મર્યા, પણ તેમના સ્થાનપર તેનાથી પણ વિશેષ નવીન સૈનિકો આવીને હાજર થયા. તેઓ લેશ માત્ર પણ વિચલિત ન થયા.

ત્યારે પ્રસાદ બીજો કશો પણ ઉપાય ન મળવાથી દીવાલનો દરવાજો ઉઘાડી એકદમ બહાર આવી ઉભો રહ્યો, તથા કેટલાક જુવાનીયા સૈનિકોને સાથે લઇ હસ્તમાં તલ્વાર ધારણ કરી શત્રુપર તૂટી પડયા, વિકરાળ સ્વરૂપ ધારણ કરીને તેમનો સંહાર કરવા લાગ્યા.

એ સમયે પ્રસાદે પોતાના યુવાન સૈનિકોને ઉત્સાહિત કરવાના ઉદ્દેશથી કહ્યું:—"વીરમાતાના વીરપુત્રો! ચલાવો તમારી તીક્ષ્ણ તલ્વારની ધારા અને વિદારો પાપાત્મા શત્રુઓને! આવો શુભ પ્રસંગ પ્રાપ્ત થયો છે, તેનો લ્હાવો લઈ તમારા અન્નદાતાના ખાધેલા લૂણનો

બદલો વાળી આપો. આજે ભગવતી ભવાનીએ તમારાપર સંતુષ્ઠ થઇને તમને શોણિતની સરિતામાં સ્નાન કરવાનો સુઅવસર આપ્યો છે, તેનો યોગ્ય લાભ લેવાનું ભૂલશો નહિ. ઉન્મુક્ત કૃપાણને આજે રિપુના લોહીનું બળિદાન આપી તૃપ્ત કરો, માતા ભવાનીને રિપુઓનો ભોગ આપી પ્રસન્ન કરો. ”

આ ઉત્સાહવર્ધક વચનોથી પ્રસાદના સૈનિકો ભીષણ વેગપૂર્વક શત્રુઓપર તૂટી પડયા. તે વિકરાળ વેગને શત્રુઓ સહી શકયા નહિ. કોઇના હાથ કપાઇ જવાથી, કોઇનાં માથાં કપાઈ જવાથી, કોઇના પગ કપાઈ જવાથી અને કોઈના શરીરમાંથી રુધિરની ધારાઓ વહેવાથી ચકરી ખાઇખાઇને પર્વતપરથી દડોદડ નીચે ગબડવા લાગ્યા. તે સાંકડા માર્ગમાં એકીસાથે ત્રણ જણથી વધારે માણસો ઉભી શકે તેમ નહોતું. વચ્ચમાં પ્રસાદ ઉભો હતો તથા તેની બન્ને બાજૂએ જયન્ત અને જનાર્દન હાથમાં તલ્વાર ઝાલી શત્રુના વેગને અટકાવતા ઉભા હતા. આ તરફ દુર્ગના મધ્ય ભાગમાંથી અસ્ખલિત ધારાથી શરોની વૃષ્ટિ થવા લાગી અને તેના દ્વારા શત્રુઓનું સૈન્ય ખેદાન મેદાન થવા માંડયું. આગળ વધવાનો માર્ગ પ્રભંજન જેવા ત્રણ વીરપુરુષોથી રોકાયલો હતો. પાછળનો રસ્તો ખુલ્લો હતો, છેવટે નિષધ સૈન્યે લાચાર થઇને એ માર્ગનું જ અવલંબન કર્યું.

બાકીની ત્રણ દિશાઓમાં પરાજિત તથા તાડિત થઇને નિષધના સૈનિકો ન્હાસવા લાગ્યા. જ્યારે આખો પર્વત શત્રુશૂન્ય થયો, ત્યારે પ્રસાદ લગભગ દસહજાર સૈનિકો લઇને દુર્ગમાંથી બહાર નીકળી પડયો. પ્રસાદના સૈનિકો પણ વીરતાથી ઉત્સાહિત થઇને તેની સાથે દોડવા લાગ્યા.

જનાર્દન તથા જયન્તકુમાર પણ છાયાની પેઠે પ્રસાદની સાથે સાથે જ દોડયા. પ્રસાદે પાછા ફરીને કહ્યું:—“ જયન્ત ! તમે દુર્ગમાં પાછા જાઓ, બધા ચાલ્યા આવીશું તો પછી શી રીતે ચાલશે ? ”

જયન્તકુમારે કહ્યું:—"જ્યાં યુદ્ધ નથી ત્યાં જઇને શું કરૂં? મારી ઇચ્છા દૂર રહી સ્ત્રીઓની પેઠે કેવળ યુધ્ધનું નિરીક્ષણ કરવાનીજ નથી. જો એક ક્ષત્રિય પુત્ર આવી નિર્વિર્યતાને ધારણ કરી દુર્ગમાં છૂપાઇ બેસી રહે, તો પછી એને માટે લજ્જાનો અન્ય વિષય પણ શો હોઇ શકે? પ્રસાદ! મારી ઇચ્છા તો આ યુધ્ધમાં મારા પ્રાણની આહુતિ આપવાની છે. જે ક્રૂર નરપિશાચે—નરરાક્ષસે અજમેરપતિના રાજ્યને પોતાના અધિકારમાં લેવાની ઇચ્છાથી આ યુદ્ધ કર્યું છે તેને આ પૃથ્વીપરથી નષ્ટ કર્યા વિના મારાથી કોઈ પણ રીતે સ્થિર રહી શકાય તેમ નથી. જીવન જાય તો ભલે જાય, આ ક્ષણે ને આ સ્થળે જ ભલે ચાલ્યું જાય. પણ નામર્દ પેઠે સ્હામે આવેલા શત્રુને હાથમાંથી છટકવા દેવાનું દુઃસાહસ મારાથી કરી શકાય તેમ નથી. આવા પ્રસંગે તો યા હોમ કરી પ્રત્યેક રાજપૂતે રણમાં ઉન્માદ મચાવી મૂકવાની જ આવશ્યકતા છે; ભીરુતાની આવશ્યકતા નથી."

પ્રસાદ ત્યાર પછી બીજું કાંઈ પણ બોલ્યો નહિ. જયન્તે પ્રસાદની સાથે ને સાથે જ હાથમાં ઉન્મુકત કૃપાણ ધારણ કરી પોતાના અશ્વને દોડાવ્યો; તથા પોતાના મનમાં ને મનમાં જ કહ્યું કે:—"પ્રસાદ, તું મારો કોણ છે, તે તું જાણતો નથી. જે મારૂં સર્વસ્વ છે, તેનો તું કામ્ય અથવા તો પ્રાણાધિક પ્રિય છે. તને શું મારાથી એકલો છોડી શકાય ખરો કે? ના, કદાપિ નહિ. મારા આ તુચ્છ પ્રાણના વિનિયમય-માં જો અસામાન્ય અમંગળ થશે તો પણ તારી રક્ષા કરી શકીશ, તેથી મારા મૃત્યુને પણ કેવું અનુપમ સુખ થશે. હે વિશ્વાધાર! અનંતનામી અવનીપતિ! મારા અદૃષ્ટમાં શું એવું સુંદર સુખ સાંપડી શકશે ખરૂં કે?"

દશમ પરિચ્છેદ

## અધમ અનંતરાય ?

હજારો નરપિશાચો સ્વાર્થ સરિતામાં તણાઇને;
કરે છે કામ એવાં કે લજાવે છે કસાઇને.

यस्यकार्यम वा समयेव मवत्युतः ।
कस्तस्य विश्वसेन्प्राज्ञो दुर्मतेरकृतान्मनः ॥

प्रजा न रञ्जयेद्यस्तु राजा रक्षान्दन्भगुंणै ।
अजागलन्तनन्येव तन्यनाम निरर्थकम् ॥

Where'er thow art,
Blessings be shed upon thine
in most heart!

Felicia Hemans.

જ્યારે પ્રસાદ શત્રુઓની સ્હામો થયો, ત્યારે ઘણું અજવાળું થયું હતું. લાલ રવિનો સોનેરી રંગ, લોહીથી રંગાયલા દુર્ગની દીવાલોપર છવાઇ રહ્યો હતો. નીચે જોઇએ તેટલો સાફ સાફ પ્રકાશ ન હોવા છતાં પણ દૂરનાં કેટલાંક માણસોને સારી રીતે ઓળખી શકાતાં હતાં.

પ્રસાદે શત્રુઓને એકઠા ન થવા દેતાં છૂટા છવાયા જ હુમલાઓ

કર્યાં. શત્રુઓની સંખ્યા ત્રીસ હજાર અથવા તેથી કાંઇક વિશેષ હતી, પરંતુ પ્રસાદ તેની પરવાહ રાખ્યા વિના પોતાનું મુઠ્ઠીભર સૈન્ય લઇને ઉછળતી નદીની પેઠે પર્વતપર ચઢી સૈન્યસાગરમાં કૂદી પડયો.

શત્રુ છૂટા છવાયા થઇને મરવા લાગ્યા. પરંતુ પ્રસાદે અજાયબીની સાથે જોયું કે; તે વિખરાયલું સૈન્ય હારબંધ ગોઠવાઇને પોતાના મુઠ્ઠીભર સૈન્યને ઘેરી લેવાની ચેષ્ટા કરી રહ્યું છે, તથા તે સાથે એકી સાથે ગોઠવાઇને ચારે તરફ ફરી વળવાની કોશિશ પણ કરી રહ્યું છે. એ જોઇને પ્રસાદ પોતાના સૈન્યને એકઠું કરતાં કરતાં ચારે તરફ નજર દોડાવી શત્રુના સૈન્યમાં દાખલ થવાનાં છિદ્રો શોધવા લાગ્યો. તેણે જોયું કે, તે વિપુલવાહિની અસાધારણ શક્તિના બળથી અતિ અલ્પ સમયમાં એકત્રિત થઇને દૃઢ વ્યૂહની રચના કરી રહી છે. મનમાં ને મનમાં શત્રુની પ્રશંસા કરી પ્રસાદે શત્રુની પાસેના વિભાગમાં આક્રમણ કર્યું.

સહજ આગળ વધવાની સાથે જ પ્રસાદે જોયું કે, આ શું-શું આ કાકા અનંતરાય છે? આ શું નિષધનું સૈન્ય છે. જે વાર્તા કદાપિ કલ્પનામાં પણ આવી નહોતી, જે ઘટના થશે એવો સ્વપ્નમાં પણ ખ્યાલ નહોતો, આજે તે કાકાની સાથે યુદ્ધ કરવાનો પ્રસંગ આવ્યો! જેઓ ગુરુ છે, સર્વ વિષયોમાં મારા પૂજનીય છે, જેઓ પિતૃવંશના માનસંભ્રમના સ્થળ રૂપ છે, તેમની સાથે દાસત્વના અનુરોધથી યુદ્ધ કર્યું? છટ્ છટ્ હવે દાસત્વ કરીશ નહિ, આ દેશમાં હવે રહીશ નહિ. ત્યારે શું હું મરીશ? અવનીનો ત્યાગ કરી ચાલ્યો જઇશ? પણ હાય મારી હૃદયરાણી—"

પ્રસાદે આ પ્રમાણે વિચાર કરી પાછું વાળી જોયું, ત્યારે તેને

સૂર્યનાં તપ્ત કિરણોથી છવાયલા દુર્ગના શિખરપર કેટલીક મૂર્ત્તિઓ દષ્ટિગોચર થઈ, તે ઘણી જ દૂર હોવા છતાં પણ પ્રસાદ તરતજ પોતાના હૃદયની આરાધ્યા દેવીરૂપ ઉર્મિબાલાને ઓળખી ગયો. એના યોગે તેનું મન સહજ ચંચળ થઇ ગયું. તેણે પોતાની આંખો ફેરવી લીધી. પરંતુ આંખોને કોઇ પણ પ્રકારે તૃપ્તિ ન થવાથી તેણે ફરીવાર તે તરફ દૃષ્ટિ કરી જોઇ લીધું. છેવટે પાછો ફરી તેણે દઢ ચિત્તથી અને ખુલ્લા અવાજથી કહ્યું:—"જયન્તકુમાર! હવેથી આ સૈન્ય તથા દુર્ગનો ભાર તમને સુપ્રત કરૂં છું, રાજપરિવારની તથા દુર્ગની રક્ષા કરજો. મારા પર હવે કશો પણ આધાર રાખશો નહિ. મારૂં હૃદય અત્યારે અત્યંત શોકાતુર થઇ જવાથી મને કર્ત્તવ્યાકર્ત્તવ્યનું લેશ માત્ર પણ ભાન રહ્યું નથી. મારા આ કાર્યથી તમને જો મારા પ્રતિ કાંઈ પણ રોષ થતો હોય તો કૃપા કરી મને ક્ષમા આપશો. હૃદયની વિષમ અવસ્થા થવાથી અથવા તો નિર્બળતાનો સંચાર થવાથી હું મારૂં કાર્ય-કર્મ ત્યાગીને કર્મભ્રષ્ટ થાઉં છું, મારા સ્થાનનો અધિકાર તમને અર્પણ કરૂં છું."

ત્યાર પછી પ્રસાદ ઉઘાડી તલ્વારને મ્યાનમાં નાખી છાતીપર બન્ને હાથ રાખી, માથું નમાવીને અનંતરાય-દુરાત્મા અનંતરાય-પાપપ્રચારક અનંતરાય-અધમ અનંતરાય પાસે ઉભો રહ્યો.

વસ્તુતઃ તે સમયે રાજનંદિની ઉર્મિબાલા દુર્ગના શિખરપર ચઢી રણક્ષેત્રનું નિરીક્ષણ કરી રહી હતી. શ્વેતા, ઉત્સા તથા નીલા તે સમયે તેની સમીપમાં જ ઉભી હતી.

ઉત્સા કહેતી હતી કે:—"બહેન, તમારે પગે પડું છું, કૃપા કરી મને નીચે જવા દો. મનુષ્યનો મનુષ્યદ્વારા થતો સંહાર મારાથી દેખી શકાતો નથી. હાય! આ કેવો ભયંકર વ્યાપાર!

ઉર્મિબાલાએ કહ્યુઃ-"તેમાં ભયભીત શા માટે થાય છે, ઉત્સા! શત્રુનો સંહાર કરવો એજ રાજપૂતોનો સાચો ધર્મ છે. ચોર અથવા લૂંટારા ધસી આવે ત્યારે શું પોતાની રક્ષા પણ ન કરવી? આત્મરક્ષણ માટે તેમને ન મારવા? ઉત્સા! શાસ્ત્ર પણ શત્રુનો સંહાર કરવાની આજ્ઞા આપે છે. પોતાનું માન સત્તા, સંપત્તિ કે ભૂમિના હણનારને જે રાજપૂત યોગ્ય સજા નથી આપતો, તે રાજપૂત નહિ પણ કાપુરુષ ગણાય છે, નામર્દમાં લેખાય છે."

ઉત્સાએ કહ્યું:—"પરંતુ બહેન, મેં તો આવો વિષમ વ્યાપાર કદાપિ જોયો પણ નથી!"

ઉર્મિબાલાએ પૂછ્યું:—"શું કદાપિ જોયો નથી, ઉત્સારાણી? આમાં વિષમ વ્યાપાર શો છે, અત્યારના ચાલતા યુદ્ધમાં તને આશ્ચર્ય શું થાય છે?"

ઉત્સાએ જવાબ આપ્યો:—"રાજબાલા, શું બે ભાઈઓ રણભૂમિમાં સ્હામસ્હામા ઉભા રહીને એક બીજાનાં લોહી રેડે, એ જોઈને આશ્ચર્ય ઉત્પન્ન ન થાય કે"

ઉર્મિબાલાએ પૂછ્યું:—"આમાં વળી બે ભાઈ કોણ છે? અને કોણ કોનું લોહી રેડે છે વારૂ?"

ઉત્સાએ કહ્યું:—"તમે પ્રસાદ ભાઈને ઓળખો છો કે નહિ?"

ઉર્મિબાલાએ જવાબ આપ્યો:—"હા, ઓળખું છું. તેમનો ભાઈ? તેમનો ભાઈ કોણ છે વારૂ? ક્યાં છે તેમનો ભાઈ? જ્યાં હોય ત્યાંથી શોધીને જલ્દી બતાવ જોઈએ."

ઉત્સાએ કહ્યું:—"આમ આવો બતાવું. જૂઓ, શત્રુરાજાની પાસે લાલ ઘોડાપર ચઢીને જે તરુણ પુરુષ ચૂપચાપ ઉભા રહ્યા છે, તેઓ જ પ્રસાદના ભાઈ થાય છે."

નીલાએ કહ્યું:—"એ તો રાજા, અનંતરાયનો પુત્ર છે, યુવરાજ દેવળરાય છે."

ઉત્સાએ કહ્યું:—"હા—બસ એજ. હું તેમની જ વાર્તા કહી રહી છું ને!"

ઉર્મિબાલા બોલી:—"ઉત્સા! ખરૂં કહે, તને જુંસાઇમાતાની આણ આપીને કહું છું કે, તું ખરૂં કહે. તેં કોની પાસેથી સાંભળ્યું હતું કે કિલ્લેદાર પ્રસાદ, યુવરાજ દેવળરાયના ભાઈ થાય છે વારૂ? શું આ વાર્તા તેં નિશ્ચયપૂર્વક સાંભળી છે કે મારી મશ્કરી કરે છે?"

ઉત્સાએ કહ્યું:—"કેમ, મને પ્રસાદભાઇએ પોતે જ કહ્યું હતું કે, દેવળરાય મારો ભાઇ છે. પ્રસાદભાઇ મારો હાથ લઇને યુવરાજના હાથમાં આપતી વેળાયે ઘણીવાર સુધી રડયા હતા અને તે સમયે યુવરાજ પણ પ્રસાદભાઇને ભાઈ કહીને ઘણું રડયા હતા. પણ બ્હેન, તમે અત્યારે આવા સવાલો શા માટે પૂછો છો? વિના કારણ મને શા માટે શર્માવો છો?"

ઉર્મિબાલા આ સાંભળીને આ વેગપૂર્વક બેસી ગઈ તથા આંખોમાંથી આંસૂની અવિરલ ધારાઓ વહાવી ગાલ, હાથ આદિ આખા શરીરને ભીંજાવવા લાગી. અંચલમાં મુખ રાખીને તે જરા વધારે રડી. ત્યાર પછી રડતી રડતી બોલી:—"નીલા, આટલા દિવસ પછી આંખો ઉઘડી છે. અંગુઠીપર જે નામ વાંચ્યું હતું તે સ્મરણમાં છે કે?"

નીલાએ જવાબ આપ્યો:—"હા—બહુ સારી રીતે સ્મરણમાં છે. તેમાં 'ભવાનીપ્રસાદ' એવું નામ કોતરવામાં આવ્યું હતું. મને તો તે સમયે જ શંકા થઇ હતી, પણ તમે મને ગાંડી ગણી કાઢો એટલા માટે હું તે સમયે કાંઈ પણ ન કહેતાં ચૂપ જ બેસી રહી હતી."

ઉર્મિબાલાએ કહ્યું:—" પણ હવે તો સમજી શકે છે ને કે એઓ નિષધાધિપતિ મહારાજા વીરેન્દ્રકેશરીના પુત્ર છે? વીરવર વીરેન્દ્રકેશરીનું નામ તો તેં સાંભળ્યું છેને? જેમણે એકવાર અજમેરને સહાયતા આપી શિરોહીને પરાજિત કર્યું હતું, એ વાર્ત્તા તો તારા જાણવામાં છે ને? બસ હવે મને ચોક્કસ ખાત્રી થઇ છે કે, કિલ્લેદાર પ્રસાદ તે વીરનરના વીરપુત્ર જ છે."

નીલાએ કહ્યું:—" પણ વળી પાછી મને એક નવી શંકા થઇ આવે છે. મેં આજથી કેટલાક દિવસ પૂર્વે સાંભળ્યું હતું કે, ભવાનીપ્રસાદ આજથી લગભગ એકાદ વર્ષ પહેલાં કોઇક લૂટારાઓના હાથથી માર્યા ગયા છે. તેમને તેમના મહાલયમાં જ લૂટારાઓએ મારી નાખ્યા છે."

ઉર્મિબાલાએ કહ્યું:—" એ સર્વ વાર્ત્તા તદ્દન અસત્ય જ છે. હું હવે બહુ સારી રીતે સમજી શકું છું કે, એ લોકોની જોડી કાઢેલી તદ્દન બનાવટી અથવા તો કલ્પિત વાર્ત્તા જ છે."

આ સમયે પાસે ઉભેલી શ્વેતાએ એક નવીન પ્રશ્ન રજૂ કર્યો:— " જો કિલ્લેદાર પ્રસાદ, વીરેન્દ્રકેશરીના પુત્ર જ હોય, તો પછી આવો ભિખારીનો વેશ ધારણ કરીને આપણે ત્યાં ગુલામી કરવા અથવા તો તાબેદારી ઊઠાવવા શા માટે આવે વારૂ?"

ઉર્મિબાલાએ કહ્યું:—" શા માટે તે અત્યારે તું તારી નજર સામે જે કાંઇ બનાવ જોઈ રહી છે એટલા માટે?

આ સમયે રણક્ષેત્રમાં ભયંકર ખળભળાટ થતો સંભળાયો. બધાંએ તે તરફ મુખ ફેરવીને જોવા માંડયું. તેમણે જોયું કે, મ્યાનમાં કૃપાણને બંધનયુક્ત કરી પ્રસાદ સ્થિરતાથી મસ્તક નમાવી ઉભો રહ્યો

છે તથા તેની સ્હામે ઘોડાની પીઠપર બેઠેલો અનંતરાય વાઘની પેઠે આંખો ઘુરકાવતો તથા મુખપર તરેહતરેહના કોપિત ભાવો દર્શાવતો સ્થિરતાથી ઉભેલો છે;

શત્રુ સમક્ષ આવી રીતે નિસ્તેજતાથી પ્રસાદને ઉભેલો જોઇને સર્વ યોદ્ધાઓ વિસ્મિત થયા. કુશાવહજાતિના શૂરવીર સૈનિકો પણ પ્રસાદને જોઇને સ્તંભી ગયા. યુદ્ધ છોડી ઉભય પક્ષ સ્થિર થઈ ઉભા રહ્યા-ઝંઝાવાત થતાં પહેલાં જલધિએ ગંભીર ભાવ ધારણ કર્યો.

અનંતરાયે કહ્યું:—" તું જ શિરોહીનિજની કિલ્લેદાર પ્રસાદ છે ? તું જ ઉત્સવભૂમિમા સર્વથી શ્રેષ્ઠ વીર તરીકે સિદ્ધ કર્યો છે ? સારૂં, આજે જોયું જાશે કે, તું કેવું કૌશલ્ય શિખ્યો છે. કેવી રણશિક્ષા પ્રાપ્ત કરી છે ? જો શક્તિ હોય તો આત્મરક્ષા કર—આજે આ અનંતરાયના હાથમાંથી છટકી શકવાનો નથી. અહીં શિરોહીના શૃગાલરાજાને હણવો નથી, પરંતુ વિકરાળ વાઘ સ્હામા થવાનું છે. **ભવાની, આજે હું તારો મારી વીરભવાનીથી ભોગ લઇશ.**"

**વીરપ્રસાદની** આંખમાં આંસૂ આવ્યાં, તે ગળગળો થઇ બોલ્યોઃ—" કાકા ! કાકા ! આટલા બધા કોપિત શા માટે થાઓ છો ? મેં તમારૂં શું બગાડ્યું છે ? તમારા કયા કાર્યમાં વિઘ્ન નાખ્યું છે ? સ્વપ્નમાં પણ મેં તમારા અકલ્યાણની કામના કરી નથી, આ જિવ્હા તમારી વિરુદ્ધ એક અક્ષર પણ બોલી નથી. તેમ છતાં પણ જો ખાત્રી ન પડતી હોય તો, મારા હૃદયને ચીરી નાખો અને પછી જૂઓ કે મારા મનમાં તમારૂં અહિત કરવાની કોઈ પણ મલિનવાસના સંતાઇ છે કે નહિ. આ જીવનમાં મેં તમારા એક પણ વચનનો—એક પણ આજ્ઞાનો પ્રતિકાર કર્યો નથી, તો પછી તમે મારા પર આટલા બધા ક્રોધિત શા કારણથી થાઓ છો ? "

"જો તમને મારાપ્રતિ શંકા આવતી હોય તો મને હમણાં ને હમણાં જ નાબૂદ કરો. પણ નહિ. મારાથી તમને એવો ત્રાસ આપી શકાશે નહિ. હું પોતે જ મારૂં હૃદય ચીરી સર્વ સત્ય વસ્તુઓને બતાવી આપીશ. કાકા! **આ ભવાનીએ પોતાના સર્વસ્વનો તમારા ચરણોમાં ભોગ આપી દીધો છે. રાજ્ય, સત્તા અને સિંહાસનનો પણ તમારા પુણ્યપાદમાં ભોગ આપ્યો છે.** તો પછી **ભવાનીદેવીને મારો ભોગ આપવાનું શું કારણ છે?** તમારા હૃદયમાં મારા પ્રતિ આટલી સીમાપર્યન્ત તિરસ્કાર ઉત્પન્ન થયેલો જોઈને મને અત્યંત આશ્ચર્ય થાય છે. પરંતુ એમાં તમારો લેશ માત્ર પણ દોષ નથી. સર્વ દોષ મારા પ્રારબ્ધનો જ છે, તમે મારા ગુરુ છો, દેવ છો, પિતા છો, અરે આ માનવી અવતારનું સર્વસ્વ છો, તમારા પ્રતિ મારાથી એક પણ શબ્દ ઉચ્ચારી શકાય તેમ નથી. તમારી અકૃપા એ મારા ભાગ્યની નિર્બળતાનું જ ચિન્હ છે."

આમ કહી ભવાનીપ્રસાદ આકાશ તરફ જોઇ પોતાના આત્માને ઉદ્દેશી કહેવા લાગ્યો:—"હે પાપની પ્રતિમા! આવી ભ્રષ્ટ કાયાને ધારણ કરી વિનાકારણ વસુધાદેવીને શામાટે ભાર આપી રહ્યો છે? પિતા તુલ્ય કાકાની દૃષ્ટિ સમક્ષ ઘૃણિત થવા છતાં શામાટે દેહ ધારણ કરી રહ્યો છે? બસ, તારા જીવનના દિવસો પૂરા થયા છે. તારા જીવનમાં હળાહળનો સંચાર થયો છે. તું પુણ્યના રાજ્યનો પરિત્યાગ કરી પાપની પ્રતારક ભૂમિમાં પ્રવેશ કરી ચૂક્યો છે."

"ઓહ! અનંતવ્યાપી આકાશ! આવ, આવ આ પાપની પ્રતિમાપર તૂટી પડી પૃથ્વીમાંથી તેને નાબૂદ કર. કાળની ભીષણ ગર્તામાં ગબડાવીદે! સદાને માટે આ પિતાના હૃદયને દુભાવનાર દુરાત્માને દુઃખના દારુણ પહાડપરથી એકદમ મૃત્યુની વિભીષિકામાં હડસેલીદે!

અહો ! પ્રબળ પ્રભંજન દેવ ! તમે આ નરાધમને તમારા ભીષણ ઝંઝાવાતમાં કોઇ અજ્ઞાત અને અંધકારમય પ્રદેશમાં ઘસડી જાઓ. ઓ વરુણદેવ ! તમારા વિશાળ પારિધિના અગાધ જળમાં—અનંત ગર્ભમાં આ કુળ પીડિત પાપીને છૂપાવી દો. **માતા ભવાની ! તું આ પાપી ભવાનીની ગર્દનના ટુકડે ટુકડા કરી તેના લોહીથી તારી રસનાને તૃપ્ત કર. આ દુરાત્મા ભવાનીનો ભોગ લઇ હે માતા ચામુંડા ! તું** તારા લોહીના ખપ્પરને છલોછલ ભરપૂર કર. હે કાલિકે ! કાત્યાયની ભદ્રકાળી ! આ નરપિશાચને તારા ક્ષિપ્ર ચરણો તળે દાબી ચૂરેચૂરા કરી નાખ. હે યમદેવ ! તમે સત્વર આ વ્યથિત હૃદયને તમારા યમસદનમાં લઇ જાઓ. ”

આ સમયે અનંતરાય છંછેડાયલા વિકરાળ વરુસમાન ગર્જના કરી બોલ્યો:—“પાપ પ્રચારક શયતાન ! હું તને બહુ સારી રીતે ઓળખું છું. અંતરમાં હળાહળના સાગરને ધારણ કરી મુખમાંથી અમીની ધારા વહાવવામાં તું એકકો છે. હૃદયમાં કપટના સળગતા અંગારા છૂપાવી જિવ્હા દ્વારા મધુર અને શીતળ જળની વૃષ્ટિ કરવામાં તું મહા કુશળ છે. પણ માનવકુળના હત્યારા ! મારાથી એ વાર્તા છૂપી રહી નથી. હું તારાં સવકારસ્થાનોને બહુ સારી રીતે જાણી ગયો છું. તેં મારો વિનાશ કરવાનો જે સંકલ્પ કર્યો છે તેનું પરિણામ ભોગવતો જા. **આ ક્ષુધાર્ત્ત ભવાનીનો ભોગ થા.** ”

આમ કહી અનંતરાયે તલવાર ઉપાડી. છતાં પણ પ્રસાદ કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના સ્થિરતાથી ચૂપચાપ ઉભો રહ્યો. તિલમાત્ર પણ પાછો હઠયો નહિ. ત્યારે ઉભય સૈન્યમધ્યે હાહાકાર વ્યાપ્યો. એ કોલાહલના શબ્દો દુર્ગના શિખરપર ઉભેલી ઉર્મિબાલાના કાને પણ સંભળાયા.

અનંતરાયે જોયું કે, પ્રસાદે પોતાના શરીરની રક્ષાનો કશો પણ ઉપાય કિંવા ઉદ્યોગ કર્યો નથી, એક પગલું પણ પાછું ભર્યું નથી. ત્યારે અનંતરાયે અજાયબ થઇ તલ્વારને નીચી નમાવી તથા એક પ્રકારના ઘૃણા ભર્યા વિસ્મયની સાથે કહ્યું:—" તારૂં તે શાર્દૂલના સમાન ભીષણ વિક્રમ–બળ અત્યારે ક્યાં છૂપાઈ ગયું ? તારા પરાક્રમનો પ્રભાકર ક્યાં અસ્ત થયો ? તારો તે ગર્વ અથવા અહંકાર ક્યાં ચાલ્યો ગયો ? આ કમરપર ધારેલી તલ્વાર શામાટે ધારણ કરી છે ? શું શોભાને માટે જ વિના કારણ આ કટિને કષ્ટ આપી રહ્યો છે. પાપાત્મા ? હવે તું સારી રીતે જાણી શક્યો હશે કે આ શિરોહીના શૃગાલ સૈન્યને હણવાનું નથી, પરંતુ ભીષણ વનરાજ કેશરીને સંહારવાનો છે. નિષધનું સૈન્ય નિરખતાંની સાથે જ તારાં ગાત્ર આમ અચાનક કેમ શિથિલ થઈ ગયાં ? તારી તે વિખ્યાતિ અરવલ્લિના ગુહાઓમાં કેમ છૂપાઇ જાય છે ? શયતાન ? તારા મુખપર આજે મૌનનું તાળું કેમ વસાયું છે ? નરાધમ ! જીવનપર આટલી બધી ઉદારતા શામાટે દર્શાવે છે ? પંચત્વના પૂતળામાં આટલો બધો લુબ્ધ કેમ બની જાય છે ? ક્ષણભંગુર સંસારના વિષમ બંધનમાં બંધાવા માટે આમ મૂઢ અને મતિહીન શામાટે થાય છે ? હું નહોતો જાણતો કે, તું વીરકુળ કલંક કાપુરુષ હશે મૂઢ અને નામર્દ હશે ? "

આવાં નીચતમ વચનો સાંભળી પ્રસાદનું સર્વાંગ થરથર કંપી ઉઠયું. તેના મસ્તકપર પણ જાણે વજ્ર તૂટી પડ્યું. અથવા તો તે કઠોર શબ્દરૂપ શરથી તેની છાતી વિંધાઇ ગઇ.

અનંતરાયે પુનઃ કઠોરતાની ધારા વર્ષાવી કહેવા માંડ્યું:—" મેં ધાર્યું હતું કે, તને નિરસ્ત્ર મારીશ નહિ, પણ હવે જોઉં છું કે, તારા જેવા કાપુરુષ કૂતરાનું શૃગાલની પેઠે મરણ થવું જરૂરનું છે. આજે હું

તને એવી ભયંકર સજા કરીશ કે, જેને જોતાં તો શું પરંતુ સાંભળતાંની સાથે જ વિશ્વના સર્વ જીવો કંપી ઊઠશે. **નાલાયક! આજે મારી ભવાની પણ તારા બલિદાનથી-તારા ભોગથી તૃપ્ત થઈ મારાપર પ્રસન્નતા દર્શાવશે."**

અનંતરાયે ફરીવાર તલ્વાર ઉપાડી, આ સમયે મજબૂત રીતે તલ્વાર પકડી બરાબર નિશાન તાકવાની તૈયારી કરી. એ સમયે ઊંચકેલી તલ્વાર સ્હામે આવી દેવળરાય ઉભો રહ્યો અને બોલ્યોઃ—"મહત્ત્વાકાંક્ષારૂપી ડાકિણીના ઉત્તેજનથી ઉશ્કેરાયલા પિતા ! એક નિર્દોષ અને પવિત્રતાની પ્રતિમાપર આ કઠોર કૃપાણનો આઘાત ન કરતાં તમારા આ નિર્માલ્ય પુત્રનો સંહાર કરો. મારા લોહીના પાનથી તમારા કૃપાણને તૃપ્ત કરો. આ વીરવર ભવાનીને વિના કારણ ન હણો. **મારા પ્રેમના આધારભૂત ભવાનીનો ભોગ ન લો."**

દેવળરાયનાં આવાં સાહસભર્યાં વચનો સાંભળી નિષધનું સૈન્ય અત્યંત ઉત્તેજિત થઇને બોલી ઊઠયું:—"જય ! કુમાર દેવળરાયનો જય ! ભ્રાતૃપ્રેમના આદર્શ નરવીરનો જયજયકાર હો ?"

સળગતા અગ્નિમાં ઘીનો સંયોગ થવાથી અગ્નિ વિશેષ વિકટતાથી સળગી ઊઠયો. અનંતરાય જાળમાં સપડાયલા વ્યાઘ્રની પેઠે ગર્જના કરી ઊઠયો. તે બોલ્યો:—"કુમાર ! તારા અનેક અપરાધોની ક્ષમા આપી શકાય તેમ નથી. હું અત્યારે તને મારો—મારા રાજ્યનો બંદીવાન બનાવું છે. મારી રાજા તરીકેની આજ્ઞા પ્રમાણે હવે તારે એક ક્ષણનો પણ વિલંબ ન કરતાં બંદીવાન બનવું પડશે, કારાગૃહમાં જવું પડશે."

કુમાર ત્યાંથી હઠયો નહિ, કેવળ તેણે પોતાની કમરપરથી તલ્વાર

છોડીને પિતાના ચરણ પાસે મૂકી દીધી. બંદિત્વ સ્વીકાર્યું ખરૂં, પરંતુ તેમ છતાં પણ તે ત્યાંથી જરાપણ હઠયો નહિ.

ત્યારે અનંતરાયે ચીત્કાર કરી કિલ્લેદાર પ્રસાદને બંદીવાન બનાવવાની આજ્ઞા કરી.

જેઓ પ્રસાદને ઓળખતા હતા તથા તેના પ્રતિ પ્રેમ દર્શાવતા હતા, તેમનામાંથી એક જણ પણ આગળ વધ્યો નહિ. જેઓ બન્ને બાજૂને સરખી રીતે સાચવતા હતા, તેઓ પણ દેવળરાયનું દૃષ્ટાંત જોઇને જરા પણ આગળ ગયા નહિ. પરંતુ જેઓ તેને ઓળખતા નહોતા તથા તેના પ્રતિ પ્રેમ દર્શાવતા નહોતા, તેઓ આગળ વધ્યા. તેમનું મંડળ પણ ઘણું જ ઓછું હતું. ગમે તેમ હો, કિલ્લેદાર પ્રસાદને બંદીવાન કરવાની લાલચથી હો અથવા તો રાજાની આજ્ઞાનું પાલન કરવા માટે હો, પણ તેઓ પોતાનું મંડળ વિખેરીને દોડી નીકળ્યા.

તે સમયે જુમાઇરાજ લક્ષ્મીપતિ તેમનો રસ્તો રોકી ઉભો રહ્યો. તેણે કહ્યું:—" અરે ઓ અવિચારી અને ઉન્મત્ત સૈનિકો ? કોને પકડવા માટે તમે દોડો છો ? જે વીરેન્દ્રભૂષણ વીરેન્દ્રકેશરી તમને પોતાના સંતાનથી પણ અધિક પ્રિય ગણતા હતા. જેઓ તમારા અને સમસ્ત નિષધ દેશના ગૌરવ સમાન હતા, તે વીરવર વીરેન્દ્રકેશરીને શું તમે વિસરી ગયા છો? યુવરાજ ભવાનીપ્રસાદ તે પિતૃસ્થાનીય વીરેન્દ્રકેશરીનો પુત્ર છે. તેને બંદીવાન બનાવવા જતાં તમારા ચરણો કેમ નથી તૂટી પડતા ? તમારા બાહુમાં પ્રચંડ અગ્નિ કેમ નથી પ્રદીપ્ત થતો ? વીર વસુંધરા તમને કેમ નથી ગળી જતી ? શું તમે આજે ખાધેલા લૂણનો બદલો વાળવાને તૈયાર થયા છો? નિમકહરામી થઇને વીરેન્દ્રકેશરીના ઉપકારના બદલાની પરાકાષ્ટા બતાવો છો ? આવું

પાપમય સાહસ કરતાં તમારા હૃદયમાં ભયંકર કંપનો આવિર્ભાવ કેમ નથી થતો ? અનાજના ટુકડાની આશાથી–ગુલામી–તાબેદારીની આશાથી આવું અધમ કાર્ય કરવાને તત્પર થતાં તમને લેશ માત્ર પણ લજ્જા નથી આવતી ! ખબરદાર ! એક પગલું પણ આગળ ભરશો નહિ. ક્ષણિક આશાથી ભયંકર નિમક હરામીનું કલંક શિરપર વ્હોરશો નહિ. ”

લક્ષ્મીપતિની વાત સાંભળીને કેટલાક સૈનિકો તો પાછા ફરી ગયા, પણ કેટલાક કૃતઘ્ન સૈનિકો પાછા ફર્યા નહિ. જુમાઇરાજ અથવા લક્ષ્મીપતિ તથા કિલ્લેદાર આદિ જેઓ પ્રસાદ પ્રત્તિ અનુરક્ત હતા, તેમણે પોતાનાં સૈન્ય ફેરવ્યાં. તેમ છતાં પણ પ્રસાદને પકડવા માટે ઘણા સૈનિકો દોડી ગયા.

પરંતુ તે સહજમાં પકડી શકાયો નહિ. પ્રસાદની સમીપમા જનાર્દન અને જયન્તકુમાર આવીને ઉભા રહ્યા. વાઘ મારવાના જંગલમાંથી પ્રસાદની સાથે જે ચાળીસ સૈનિકો આવ્યા હતા, તેઓ પ્રસાદની બન્ને બાજૂએ ઉભા રહ્યા. મોટા મોટા ચોહાણ વીરો ચક્રના આકારમાં પ્રસાદને ઘેરી ઉભા રહ્યા.

અત્યાર સૂધી પ્રસાદ ચૂપ હતો, પણ હમણાં તે જયન્તને સંબોધીને બોલ્યોઃ—“ જયન્તકુમાર, તમે જરા પૂછી જૂઓ જોઇએ કે, મારા પકડાવાથી નિષધનું સૈન્ય અજમેરનો ત્યાગ કરીને ચાલ્યું જશે કે નહિ ? ”

પરંતુ તે વાર્ત્તા કોઇએ કાને ધરી નહિ. તેના તરફ ધ્યાન આપવાનો કોઇને અવસરપણ મળ્યો નહિ. અનંતરાય ખીજવાયલા વાઘની પેઠે તે ચક્રકાર વ્યુહદ્વાર કુદી પડયો. તેના આક્રમણનો પ્રથમ વેગ ચોહાણો સહી શક્યા નહિ; તેઓ પાછા હઠી ગયા. તે જોઇ જયન્તકુમાર

કૂદીને શત્રુ સન્મુખ આવી પહોંચ્યો. પરંતુ હવે જયન્તકુમારને કોઈ જીવતો જોઈ શક્યું નહિ. તે સ્વાર્થત્યાગી, ઉદારાશય, મહાપ્રાણ જયન્તકુમાર લલાટમાં શરનો ભીષણનો આઘાત થતાંની સાથેજ ધરાશાયી થયો.

તે જોઇને અજમેરનું સૈન્ય ઉન્મત્ત થઈ ગયું અને શત્રુપર મહા-વેગપૂર્વક તૂટી પડયું. થોડી વારમાં જ નિષધસૈન્ય છિન્નભિન્ન થઇને ન્હાસવા માંડયું. પરંતુ અનંતરાયની ચારે બાજૂએ પાંચસો સૈનિકો હજી સૂધી યુદ્ધ કરતા હતા. તેમાંના કોઇ પણ નાઠા નહિ, એક પછી એક સર્વ સૈનિકોએ એ મહા પ્રચંડ યુદ્ધાગ્નિમાં પોતાના પ્રાણોનું બળિદાન આપ્યું.

અનંતરાયને કાપવા માટે એક ચોહાણ વીરે તલ્વાર ઉપાડી. પ્રસાદે તે જોતાંની સાથે જ એકદમ ઉતાવળથી એક ભાલો ઊંચકી લીધો અને ભાલાની અણીવડે ચોહાણના જમણા હાથપર ઘણા જ જોરની સાથે તેણે એક જબરો જખમ કર્યો, આથી ચોહાણના હાથમાંથી સરીને તલ્વાર જમીનપર પડી ગઈ.

અનંતરાયે તે બધું જોયું, તેણે વિચાર્યું કે, “જો તેણે મને મારવા માટે આ ભલો ઉપાડયો હોય તો, આ ચોહાણનું મરણ શીરીતે થાય, તેના હાથમાંથી તલ્વાર પણ શી રીતે પડી જાય ?”

ત્યાર પછી અનંતરાયે અજાયબી સહિત સાંભળ્યું કે, પ્રસાદ ચીત્કાર કરી બોલી રહ્યો હતો કેઃ—“જે રાજાના શરીરપર હાથ ઊઠાવશે, તે અમારો શત્રુ ગણાશે. તેમનાં હથિયાર છીનવી લો, પરંતુ ઘાયલ કરો નહિ. રાજઘાતી થવામાં મહાપાપ સમાયલું છે.”

આ સમયે સહુએ જોયું કે, સેનાપતિ કમલસિંહ અશ્વપર સ્વાર થઇ દીવાનાની પેઠે અશ્વ દોડાવતો તે તરફ આવી રહ્યો છે, પોતાના

પુત્રના મરણના સમાચાર તેને શહેરમાં જ સંભળાયા હતા; તેથી તે એકવાર પુત્રને જોવા માટે આવ્યો હતો. પરંતુ ત્યાર પહેલાંજ જયન્તના મૃતદેહને દુર્ગમાં લઇ જવામાં આવ્યો હતો.

સેનાપતિએ કોઇને કાંઈ પણ પ્રશ્ન પૂછ્યો નહિ. રણક્ષેત્રની ચારે કોર એકવાર નજર ફેરવી તેણે પોતાના પુત્રનો શોધ કર્યો. એકવાર શરના ઢગલાને પણ તેણે તપાસી જોયો. પરંતુ ત્યાં આગળ પણ તેના જોવામાં જયન્તકુમાર આવ્યો નહિ. ચારે તરફ ફરીવાર જોયું તો જણાયું કે, સર્વ ચોહાણ સૈનિકોનાં મુખ શોકની છાયાથી છવાઈ ગયાં છે. ત્યારે તેણે એક ઊંડો નિઃસાસો નાખી પૂછ્યું:—રાજા અનંતરાય ક્યાં છે ?"

સૈનિકોએ જવાબમાં જણાવ્યું કેઃ—" તે હમણાં ન્હાસી ગયો છે. થોડીવાર પહેલાં અહીંજ હતો. "

અનંતરાય નજીકમાં જ હતો, હજી સુધી તેની ચારેબાજૂએ યુદ્ધ ચાલતું હતું. સેનાપતિની વાર્તા સાંભળીને અનંતરાય બોલ્યોઃ—" અનંતરાય શૃગાલથી ડરીને નાઠો નથી, હજી પણ જો શક્તિ હોય તો પકડી લો. "

ત્યારે અનંતરાયની ચારે તરફ ફરીવાર એક નાની લડાઇ થઈ. લગભગ સો–દોઢસો સૈનિકો લઇને અનંતરાયે એક નાની વ્યૂહરચના કરી તથા અનેક ચોહાણોના પ્રબલ વેગને અટકાવતો તે પોતે વ્યુહના નાકા આગળ ઉભો રહયો. અનંતરાયની સ્હામે જવાને કોઈ આગળ ખસી શક્યું નહિ. તેનું સિંહના જેવું વિક્રમ અથવા બળ જોઇને સર્વ જનો ભયભીત અને વિસ્મિત થયા. છેવટે અનંતરાય થાકીને મૂર્છિત થઇ ગયો. ત્યારે સેનાપતિની આજ્ઞાથી તેને બંદીવાન કરવામાં આવ્યો.

એકાદશ પરિચ્છેદ

# કારાગૃહમાં

" જહાં કપટ હૈ તહાં ખડી ચૌરાસીરે,
વોજૂ કરો પાંચો બેલા ગંગામેં અસ્નાન કરો;
ચાહે કલમા પણ કઢો યાજી ચાહે તુમ ધ્યાન કરો,
પંચ અગિન યા તાપે યા અપનેકો કુરબાન કરો;
જિકર કરો તસબી લેકર કા જપકેમાલા માન કરો,
જબ દિલા હોએ સાફ મિલે અવિનાસીરે સાવંલિયા. "

ગુરૂવેણી.

ઘણા ઘણા નિષધ-સૈનિકોને બંદીવાન બનાવીને વિટલિદુર્ગમાં મોકલી આપવામાં આવ્યા, દેવરાયપણ બંદીવાન થયો હતો. કિલ્લેદારની આજ્ઞાથી કુમાર દેવળરાયનું નિવાસસ્થાન પ્રસાદના ભવનમાં નક્કી થયું હતું. બીજા બધા બંદીવાનોને કારાગૃહમાં રાખવામાં આવ્યા. બીજે દિવસે નિષધદેશના સર્વ બંદીવાનોનો ન્યાયાલયમાં ઈન્સાફ થયો.

યુદ્ધપુરૂં થતાં રાજપરિવાર તથા અન્યાન્ય આબરૂદાર મહિલાઓ શહેરમાં પાછી ચાલી આવી. જયન્તના શબને સેનાપતિના શૂન્યગૃહમાં આણવામાં આવ્યું. દુર્ગનોભાર પ્રસાદના હાથમાં રહ્યો.

એકાદશીનો ચંદ્રમા પશ્ચિમકાશમાં પર્વતના અંતરાલમાં છૂપાયો. પૃથ્વીપર કાળી છાયા છવાઈ ગઈ. ગઢની અંદરના ભાગમાં સર્વત્ર નિસ્તબ્ધતા જણાવા લાગી. પ્રહરીઓના અવાજ સિવાય બીજો એક પણ શબ્દ સંભળાતો નહોતો. મનુષ્યના શરીરને સારી રીતે દેખી

શકાતું હતું; પરંતુ તેમ છતાં પણ બરાબર ઓળખી શકાતું નહોતું. આ સમયે એક વસ્ત્રથી ઢંકાયલો પુરુષ ધીમાં પગલાં ભરતો, જે ઘરમાં અનતરાયને રાખવામાં આવ્યો હતો, તે તરફ ચાલ્યો જતો હતો. પ્રહરીએ તેને સંબોધીને પૂછ્યું:—" કોણ જાય છે? જે જતું હોય તે પોતાનો સાંકેતિક શબ્દ જણાવો. "

આવનાર વ્યક્તિએ જવાબમાં જણાવ્યું કે:—" એતો હું પ્ર[illegible]. "

પ્રહરી ચાલ્યો ગયો, એટલે આગંતુક આગળ વધ્યો. જે ઓરડામાં અનંતરાય કેદ હતો, તે ઓરડાના દ્વાર પાસે આવીને જ આગંતુક પુરુષ ઉભો રહ્યો. ત્યાં ચાર હથિયારબંધ પ્રહરીઓ ઉભા હતા, તેમણે આવીને આગંતુકને પકડયો. ત્યારે તે પોતાના મુખપર ઢાંકેલા વસ્ત્રને ફેંકી દઇ સ્થિરતાથી ખુલ્લો થઈ ઉભો રહ્યો. પ્રહરીઓએ એ સમયે અજાયબીની સાથે જોયું કે, વસ્ત્ર ફેંકનાર મનુષ્ય અન્ય કોઇ નહિ, પણ કિલ્લેદાર પ્રસાદ જ છે. તેઓ માનસહિત પ્રણામ કરીને દૂર ઉભા રહ્યા. પ્રસાદે પૂછ્યું:—" પહેરો કયારે બદલાશે વારૂ? "

પ્રહરીએ ઉત્તર આપ્યો:—' બે ઘડી પછી. "

પ્રસાદે પૂછ્યું:—" બન્દીવાન ક્યાં છે? "

પ્રહરીએ ઉત્તર આપ્યો:—" આ ઘરમાં. "

પ્રસાદ:—" દ્વાર ઉઘાડીને જો જોઇએ કે, બન્દીવાન શું કરે છે વારૂ? "

પ્રહરી દ્વાર ખોલી હાથમાં દીવો પકડી ઓરડામાં પેઠો. ત્યાર પછી પાછો આવીને નમ્રતાની સાથે બોલ્યો:—" મહાશય! બન્દીવાન અત્યારે ઊંઘી રહ્યા છે. "

પ્રસાદે આજ્ઞા કરી:—" બન્દીવાનની ઊંઘ ઉડાડો; એને હમણાં ને હમણાં જ જગાડો. "

પ્રહરીએ તરત પ્રસાદની આજ્ઞાનું પાલન કર્યું. ત્યાર પછી પ્રસાદે ફરીવાર આજ્ઞા કરી કહ્યું કેઃ—" દ્વાર બંધ કરો, ચાવી મને આપો અને તમે સર્વ પોતપોતાને ઘેર ચાલ્યા જાઓ."

આજ્ઞા પ્રમાણે પ્રહરીઓ ચાલ્યા ગયા. બહાર જે એક દીવો સળગતો હતો, તેને સહજ ઓછો કરી પ્રસાદે ઓરડાનું દ્વાર ઉઘાડ્યું તથા દ્વારપાસે ઉભીને કહ્યું:—" બન્દી, આમ આવો."

બંદીવાન બોલ્યોઃ—" શામાટે ? કેવી રીતે બહાર આવું ? "

પ્રસાદે કહ્યું:—" કારાગૃહનું દ્વાર ઉઘાડું છે, માટે ખુશીથી આવી શકશો."

" ત્યાર પછી ? "

" દક્ષિણ દિશાના પર્વતની તળેટીમાં સજ્જિત અશ્વ વાટ જોઈ રહ્યો છે. તેનાપર સ્વાર થઇને તમારી ઇચ્છામાં આવે ત્યાં ચાલ્યા જાઓ."

" તમે કોણ છો ? "

" તે જાણવાની કશી પણ જરૂર નથી."

" શત્રુના પક્ષમાં મારો મિત્ર તો કોઇ પણ નથી અને કદાચ હોય તો પણ તેનામાં મારાપર આવો અમૂલ્ય ઉપકાર કરવાની શક્તિ અથવા સામર્થ્ય પણ નથી."

વિના કારણ વખત વહી જાય છે, પહેરો બદલવાનો સમય પણ થવા આવ્યો છે."

" હું અહીંથી ન્હાસીશ નહિ."

" કેમ ? "

" શિયાળવાં કે કૂતરાંની પેઠે ન્હાસવાની મારી ઇચ્છા નથી."

" ત્યારે શૃગાલકે કૂતરાંની માફક મરવાની ઇચ્છાનેજ વધારે પસંદ કરો છો ? "

બન્દીવાન ચૂપ રહ્યો. અનંતરાયે ઘણા દિવસ થયાં પ્રસાદનો અવાજ સાંભળયો નહોતો, અને તે સાથે હમણાં તેના સ્વરમાં કેટલુંક પરિવર્ત્તન પણ થઈ ગયું હતું. તેથી અવાજપરથી અનંતરાય પ્રસાદને ઓળખી શકયો નહિ. કારાગૃહ પણ અંધકારાવૃત હતું, મનુષ્યનું શરીર જોઇ શકાતું નહોતું.

પ્રસાદ બોલ્યોઃ—" કાલે સવારમાંજ તમારો ઇન્સાફ થશે અને તેની સાથે સજા પણ મળશે. "

બંદીવાને કહ્યું:—" ઇન્સાફમાં મને શી સજા થશે વારૂ ?"

પ્રસાદે જવાબ આપ્યોઃ—" મરણની અથવા તો દેશાંતરદંડની. "

બંદીવાને કહ્યું:—" હું એ સજાનેજ વાંચ્છનીય ગણું છું. "

પ્રસાદે કહ્યું:—" યુદ્ધમાં જે મૃત્યુ થાય છે તેમાં અને ઘાતકના જલ્લાદના હાથથી મૃત્યુ થાય છે એમાં ઘણો ભેદ સમાયલો છે. પહેલા મૃત્યુમાં સ્વર્ગ છે અને બીજામાં નરક છે. "

બંદીવાન ફરીવાર ચૂપ થઇ ગયો. ત્યાર પછી તેણે પૂછ્યું:—"તું મને છેતરતો તો નથી ને ?"

" એમ કરવામાં મને શો લાભ અથવા હાનિ થવાની છે વારૂ ?" પ્રસાદે જવાબ આપ્યો.

" તું મને આફતમાં નાખી શકે તેમ છે. " બંદીવાન નિરાશાજનક સ્વરથી બોલ્યો.

" આના કરતાં બીજી મોટી આફત તમારા શિરપર બીજી કયા આવી શકે તેમ છે વારૂ ? શું દુસ્મનોના જલ્લાદના હાથથી મરવા

કરતાં બીજી કોઇ પણ ભારી આફત આ દુનિયામાં હયાતી ધરાવે છે ખરી કે ? શું અત્યારે તમારાપર આવેલી આફત કાંઇ નાનીસૂની છે ?" પ્રસાદે પૂછ્યું.

" તારી આ વાર્ત્તા બરાબર છે. ચાલ ત્યારે હું તારી સાથે આવવાને કબૂલ થાઉંછું." બંદી બોલ્યો.

પ્રસાદે કહ્યું:—" ત્યારે બધી ચિંતાઓનો પરિત્યાગ કરી મારી સાથે સાથે ચાલ્યા આવો."

બંદીવાન ઊઠી ઉભો થયો; પ્રસાદ પાછો બહાર આવ્યો. બંદીવાને બહાર આવી પ્રસાદને બરાબર તપાસીને જોઇ લીધો, એ જોઇને તેના મનમાં એક પ્રકારનો સંદેહ ઉત્પન્ન થયો. ત્યારપછી તેણે દીવા પાસે જઈ દીવાની દીવેટ વધારી તેના પ્રકાશની સહાયતાથી પ્રસાદના મુખપાસે જાઇને તેનું બરાબર અવલોકન કર્યું; એથી ક્ષણવારમાં બંદીવાન વીરવર પ્રસાદને ઓળખી ગયો. ઓળખતાંની સાથેજ તે ચાર ડગલાં પાછળ હઠી ગયો અને પોતાના મનમાંને મનમાં જ કાંઇક વિચારવા લાગ્યો. ત્યાર પછી બોલ્યો કે;—ભવાનિ, તું મારી રક્ષા કરવા આવીશ એવો સંકલ્પ પણ મેં કદાપિ કર્યો નહોતો અહા ! તું કેવો ઉદારાશય છે ! તારા શિરપર મેં સંકટની વૃષ્ટિ વરસાવવા છતાં પણ તારી મારા પ્રતિની અપૂર્વ ભક્તિમાં લેશ માત્ર પણ ઉણપ આવી નથી. મેં તારૂં સર્વસ્વ છીનવી લઈ, તને રસ્તાનો ભીખારી કરવા છતાં પણ તેં તારી ઉચ્ચતા, કુલીનતા અને ધર્મ પરાયણતાનો પરિત્યાગ કર્યો નથી. ખરેખર તું આ સંસાર આત્મભોગનું જવલંબત દ્રષ્ટાંત છે. ભવાની તેં તારા સર્વસ્વનો મારા માટે ભોગ આપ્યો છે. સ્વાર્થત્યાગ અને આત્મત્યાગના વિષયમાં પણ

તું એક આદર્શ પુરુષ છે. ધન્ય છે ! તારી પિતૃભક્તિને અને તારી ઉચ્ચતા તથા ઉદારતાને !”

“ યુદ્ધક્ષેત્રમાં પણ એકવાર તેં મારા પ્રાણ બચાવ્યા હતા, તારો ઉદ્દેશ શો છે. તે હું બરાબર સમજી શકતો નથી. તું મને ચાહતો હોય, એ વાર્તા પણ મારા માનવામાં આવી શકતી નથી. જો કદાપિ ચાહતો હો. તો પણ એ બધી ઘટનાઓ પરથી અદૃશ્ય થઇ જાય તેમ છે. તો પછી હે ભવાનિ ! મારા માટે આટલાં બધાં સંકટો શા માટે વેઠી રહ્યો છે વારૂ ?”

ભવાની પ્રસાદે ઉત્તર આપ્યો:—“ તમને ચાહું છું એવો ઢોંગ કરીને હું પ્રભુ વિદ્રોહિતા કરવા આવ્યો નથી; પરમાત્માનો બળવાખોર થઇ ભીષણ પાપને શિરપર વહોરી લેવા આવ્યો નથી.”

બન્દીવાને પૂછ્યું:—“ ત્યારે શા માટે આવ્યો છો વારૂ ?”

ભવાનીએ ઉત્તર આપ્યો—પિતૃવંશ અને જન્મભૂમિને કલંક તથા અપયશમાંથી રક્ષવા માટે આવ્યો છું, પિતાતુલ્ય કાકાને મરણના સપાટામાંથી બચાવવા માટે આવ્યો છું. ”

બંદીવાને કહ્યું:—“ વારૂ, સમજ્યો. પણ જો હું ઘાતક હાથથી પ્રાણ ગુમાવું તો તારો વંશ અને જન્મભૂમિ કલંકયુક્ત થઇ શકે તેમ છે, પરંતુ તારી આ વિદ્રોહિતા અને વિશ્વાઘાતકતાના બદલામાં તને શો દંડ થશે વારૂ ?”

ભવાની પ્રસાદે જવાબ આપ્યો:—“ મૃત્યુ. ”

બન્દીવાને કહ્યું:-એ મૃત્યુ પણ અવશ્ય ઘાતકોના હાથથીજ થશે; ત્યારે તારા વંશનું સુનામ ક્યાંથી રહેશે ? તારી જન્મભૂમિપર આવતું કલંક શી રીતે અટકી શકશે ? ”

ભવાની પ્રસાદે કહ્યું:–" આમ ધારવામાં તમે ભૂલો છો. કારણ કે, હું અહીં એક અજાણ્યા કુળના એક અનુચર તરીકેજ ઓળખાઉં છું: તેથી મને યશ અપયશની કશી પણ બાધા આવી શકે તેમ નથી "

બંદીવાન બોલ્યો:—" વારૂ, તું તારા પોતાના ખરા નામથી અહીં શા માટે પરિચિત થયો નથી?"

પ્રસાદે જવાબ આપ્યો:–તે પણ મારા વંશના સુનામની રક્ષા માટે જ. "

બંદીવાને કહ્યું:–જૂઠી વાત, મારા ભયથી તું પરિચિત થયો નથી. હજી પણ તું મને છેતરવાનીજ કોશિશ કરી રહ્યો છે. પરંતુ એવી છેતરપિંડી હવે મારી પાસે ચાલી શકવાની નથી. "

ભવાનીપ્રસાદે આનો કશો પણ જવાબ વાળ્યો નહિ. બન્દીવાન ફરીવાર બોલવા લાગ્યો:–" તારી બધી વાતો તદ્દન જૂઠી અને બનાવટીજ છે. વંશના સારા અથવા બુરા નામને માટે કોઈ આત્મ ત્યાગી થતું નથી. તું કોઇ પણ પ્રકારના સ્વાર્થને આધીન થઇ મને કારાગૃહમાંથી મુક્ત કરવા માટે આવ્યો છે અથવા તો કોઈ પણ પ્રકારે મને સેરવીને તારા સિંહાસનને પ્રાપ્ત કરવાના માર્ગને સાફ કરવા માટે તું મારા પ્રતિ આવી બદમાશી કરી રહ્યો છે. તું લુચ્ચો છે, તેથી લુચ્ચાઈ કરવા માટે જ અહીં આવ્યો છે. અત્યારે તારા હૃદયમાં લોભ રૂપ પિશાચે પ્રવેશ કરી તને દીવાનો બનાવ્યો છે. નાદાન બાળક! આખા જગતને તું છેતરી શકે તેમ છે, પરંતુ મારા પાસે તારૂં કશું પણ ચાલવાનું નથી. હું બહુ સારી રીતે જાણું છું કે, આ વિશ્વનુ કોઈ પણ પ્રાણી સ્વાર્થ કિંવા લોભ વિના કોઈનું પણ કલ્યાણ કરવાને તત્પર થતું નથી. કારણ કે:–

" સ્વાર્થના બંધન મહિં બંધાઇને ઉત્પાત્ત માનવ બહુ કરે;
નહિ તાત કે જન આપ્તના પ્રાણને હણતાં તે ડરે;
સ્વાર્થથી અંધા થઇ નિજ માનને લજ્જા સદા પરહરે;
હત્યા સદા ભ્રાતા તણી કરવા તણા પાપને શિરપર ધરે. "

ભવાનીપ્રસાદ ! તું ગમે તેવી નીચ આશાને હૃદયમાં ધારણ કરીને, મારી પાસે આવ્યો હોઇશ, તો પણ મને જરા પણ ભીતિ નથી. વીરપુરુષો મરણનો લેશ પણ ભય રાખતા નથી. જીવનના લોભમાં બંધાઇને પોતાની શક્તિપરના વિશ્વાસને હણતા નથી ચાલ' હું તારી સાથે આવવાને તૈયાર છું મને તારો અથવા તારા સૈન્યનો ભય નથી, તું એટલું તો અવશ્ય યાદ રાખજે કે, એક મરણીઓ સોને ભારી પડે છે. ગમે તેમ હો, તો પણ આજે હું મારી સદાની ભીતિનો સંહાર કરી તારી સાથે આવવાને તૈયાર છું "

આમ કહીને બંદીવાન એકદમ ભવાનીના શરીરપર ધસી આવ્યો, તથા પ્રસાદની કમરપરથી તલ્વાર લઇને સહજ પાછળ હઠી ઉભો રહ્યો ત્યાર પછી બન્ને હાથથી તલ્વાર ઉપાડી ભવાનીની ગર્દન તાકી તેણે પ્રચંડ વેગથી તેનાપર એક ભીષણ આઘાત કર્યો. જો બધો આઘાત ભવાનીના શરીરના કોઇ પણ ભાગપર થયો હોત તો, તેથી તેજ ક્ષણે ભવાનીના જીવનની લીલા સમાપ્ત થઈ જાત, અથવા તો તેને આ મૃત્યુ ભૂમિનો પરિત્યાગ કરીને અન્ય ભૂમિનો નિવાસી થવું પડત. પરંતુ તેના સદ્ભાગ્ય યોગે તેમ થયું નહિ. અનંતનામી અવનીપતિએ તેનું રક્ષણ કર્યું. મૃત્યુના વિકરાળ મુખમાં પડતો તેને બચાવી લીધો. તલ્વારનો અગ્રભાગ, ઓરડાની દીવાલ સાથે અથડાઇને ભાંગી ગયો. તલ્વાર ધારેલા સ્થળે ન વાગતાં ઘણાજ જોરની સાથે ભવાનીના

ડાબા હાથપર વાગી; તેણે અંગરખાને ભેદીને પ્રસાદના અંગનો સ્પર્શ કર્યો. માંસ કાપીને રક્તની ધારા વહાવી. પ્રચંડ આઘાતના યોગે ભવાનીના શરીરમાંથી લોહીનો પ્રવાહ દડદડ કરતો વહેવા લાગ્યો અને અલ્પ સમયમાં જ તે કમજોર થઇને જમીનપર ગબડી પડયો.

ભવાનીના પડેલા શરીર પાસે બંદીવાન દોડી આવ્યો, તેણે ફરીવાર તલ્વાર ઉપાડવાની કોશિશ કરી. પરંતુ ભવાનીનું લોહીથી ખરડાયલું શરીર જોઇ બંદીવાન સહજ સ્થિર થઈ અચકાઇને ઉભો રહ્યો. ભવાનીએ ક્ષીણ સ્વરથી કહ્યું:—" મારો, એથી મને કશું પણ નુકસાન થવાનું નથી. કાલે તો મારે મરવું જ પડશે. ઘાતકના હાથથી મરવા કરતાં તમારા હાથે મરવાથી મને અત્યંત સુખ થશે. સ્વર્ગમાં જવાનો શુભ પ્રસંગ પ્રાપ્ત થશે, પિતૃના હાથથી મરવામાં હું એક પ્રકારનું મહા પુણ્ય માનીશ. મારો, આ હતભાગી જીવને સત્વર સંહારો. પણ હા—તે પહેલાં મારી એક વાર્ત્તા સાંભળી લો. સાંકેતિક શબ્દ જણાવતાં હું ભૂલી ગયો છું. તે શબ્દ પ્રમદા છે. પ્રેમદા કહેશો કે, તરતજ તમે આ દુર્ગમાંથી જ્યાં ઇચ્છામાં આવે ત્યાં જઇ શકશો, 'પ્રેમદા' શબ્દને ભૂલશો નહિ, જાઓ, હવે આ દુર્ભાગીને મારીને સત્વર તમારા પ્રાણનું રક્ષણ કરો. "

બંદીવાનના હાથમાંથી તલ્વાર પડી ગઈ. બન્દીવાન સહજ પાછો હઠી ગયો. પુનઃ જરા આગળ વધીને ભવાની પાસે આવ્યો. બંદીવાને પૂછ્યું:–" ભવાનિ, શું કહે છે ? તું જે કાંઈ કહી ગયો, તેને હું જરાપણ સમજી શક્યો નથી. ફરીવાર કહે, તારે જે કહેવું હોય તે ફરીવાર કહે. "

ભવાનીપ્રસાદે કહ્યું:—" સાંકેતિક શબ્દ 'પ્રેમદા' છે. દુર્ગના દ્વાર પાસે વિશ્વાસુ અનુચરો પહેરો ભરી રહ્યાં છે. લ્યો, મારા હાથમાં

થી મારી આ વીંટી કાઢી લ્યો. વીંટી બતાવવાથી તેઓ તમને રસ્તો બતાવી બહાર લઇ જશે. પર્વત તળે સજ્જિત અશ્વ તમને મળી આવશે, તે લઇને તમે સત્વર નૂરહાર ભણી નાસી જજો. બસ, હવે મારી વધારે કાંઈ પણ કહેવાની ઇચ્છા નથી. જાઓ, અહીંથી એકદમ બહાર નીકળીને તમારા જીવને બચાવો ”

બંદીવાન ઉઠ્યો નહિ, એક પગલું પણ આગળ વધ્યો નહિ. ત્યારે ભવાનીપ્રસાદ બહુજ ગભરાઇ ગયો. અધીરાઇથી બેબાકળો બની ગયો. તેણે બંદીવાનને નાસી જવા માટે વારંવાર કાલાવાલા કર્યાં. બંદીવાન પ્રસાદની પાસે જ બેસી રહ્યો તેણે ભવાનીને ઉદ્દેશીને કહ્યું:– ભવાનિ ! મેં તને માર્યો છે, તારા શરીરમાંથી લોહીની ધારાઓ વહેવડાવી છે. આ તલ્વાર પાસેજ પડી છે, માટે મને મારી નાખ–મને ઠાર કર, નહિ તો હું મહાપાપી–હિચકારો એક પ્રકારની કુવાસનાને આધીન થઈ તારા શરીરના ટુકડેટુકડા કરી નાખીશ. બસ હવે દયા ન દર્શાવ. તારા જીવનને જોખમમાં નાખનાર આ ઘોર પાપાત્મા શયતાનને સત્વર નરકનો નિવાસી બનાવી દે. એક પાપની પ્રતિમાનો સંહાર કરી પૃથ્વીપરથી પાપનો ભાર ઘટાવી દે. હણનારને હણવામાં જો તું કોઈ પણ પ્રકારનું પાપ માનતો હોય તો, તેવી ભાવનાનો જડ મૂળથી નષ્ટ કરી વિના વિલંબે આ પાસે પડેલી અસિની તીક્ષ્ણ ધારાથી તેના વૃક્ષને વિદારી તારા ભીષણ વૈરનો પ્રતિશોધ લઇ લે. આમ કરવાથી તારો અને મારા ઉભયનો આત્મા પ્રસન્ન થશે. હવે વિલંબ ન કર. '**विलम्बे न कार्य सिद्धि**' એ સૂત્રને સંભારી ચાંલ. દુરાત્માને વિદારી દે. ”

ભવાની જવાબ સ્વરૂપે પોતાની આંગળીમાંથી વીંટી કાઢી બંદી-

વાનના હાથમાં પહેરાવી દીધી અને થોડીવાર પછી ઘણાજ ક્ષીણ કંઠથી કહ્યું:—" મારો, સત્વર મારો, એમાં લેશ માત્ર પણ ક્ષતિ નથી. પરંતુ હવે અહીંથી સત્વર નાસો. બીજું વિશેષ કાંઈ પણ કહી શકતો નથી જાઓ; એકદમ અહીથી ચાલ્યા જાઓ. પણ પ્રમદાના સાંકેતિક નામને ભૂલશો નહિ. અંગુઠી-અશ્વ."

આ વખતે બંદીવાન ઉઠયો. તલ્વારપર પગ મૂકી થોડીવાર તે ઉભો રહ્યો અને ત્યાર પછી લાત મારી તેને દૂર ફેંકી દીધી અને વળી પાછી થોડીવારમાંજ તેણે તલ્વારને પોતાના હાથમાં પકડી લીધી, તલ્વાર લઇને તે પાછો ભવાનીપ્રસાદ પાસે આવ્યો. ત્યાર પછી તેણે કાંઇક વિચાર કર્યો. કેટલીક વાર સુધી વિચાર કર્યા પછી તે એકદમ અંધકારમાં દોડયો ગયો. તલ્વાર તેના હાથમાં ને હાથમાંજ રહી ગઇ.

દુર્ગના દ્વાર તરફ સહજ આગળ વધતાં એક પ્રહરીએ હાક મારી પૂછયું:-" કોણ જાય છે ?

બન્દીવાને જવાબ આપ્યો:-" પ્રમદા " આ સાંભળીને પ્રહરી સરી ગયો,

બંદીવાન વિસ્મિત થયો. તેણે વિચાર્યું કે, આ પરથી તો સ્પષ્ટ જણાઇ આવે છે કે ભવાનીપ્રસાદે મારી સાથે કોઇ પણ પ્રકારની છેતરપિંડી કરી નથી. આ પ્રમાણે વિચાર કરી બંદીવાન ત્યાંથી ચાલી નીકળ્યો અને થોડીવારમાંજ તે દુર્ગદ્વાર પાસે આવી પહોંચ્યો, ત્યાં આગળ પણ પ્રહરીઓમાંથી એક જણે આગળ આવી કહ્યું:-"આવો. મારી સાથે સાથે ચાલ્યા આવો " આ સાંભળીને બંદીવાન તેની સાથે દુર્ગની બહાર આવી ઉભો રહ્યો. એટલે પાછળથી દુર્ગનાં દ્વાર બંધ

થયાં. પણ ત્યાર પછી બંદીવાન ત્યાંથી જરા પણ આઘોપાછો થયો નહિ, તે દ્વાર પકડીને જ ઉભો રહ્યો.

પ્રહરીએ કહ્યું:–" ચાલો."

બંદીવાને કહ્યું:—" ના–હું નહિ આવું. દુર્ગમાં પાછો ચાલ્યો જઇશ. "

" પાછો જવાનો હવે કશો પણ ઇલાજ નથી. "

" દ્વાર ઉઘાડવાની આજ્ઞા કર. "

" મારી આજ્ઞા હવે કશા કામમાં આવશે નહિ. "

" ત્યારે મને બંદીવાન કરી પાછો લઇ જા, "

" મારાથી તેમ થઇ શકશે નહિ. "

" કેમ ? "

" મને તેવો હુકમ નથી. "

" ત્યારે શો હુકમ છે ? "

" જ્યાં આગળ ઘોડાને તૈયાર રાખવામાં આવ્યો છે. ત્યાં લઇ જવાનો હુકમ મળ્યો છે. "

" કોણે હુકમ કર્યો છે ? "

" કિલ્લેદારે. "

" જો હું ન્હાસી જનાર બન્દીવાન હોઇશ તો ? "

" તો પણ તમને પાછા લઇ જવાશે નહિ. "

" કેમ ?"

" તમને યોગ્ય સન્માન આપવાની મને કિલ્લેદાર તરફથી સોંપ્ત આજ્ઞા મળી છે."

" બહુ સારૂં. પણ જો હું રાજા અનંતરાય જ હોઇશ તો ! "

" તો પણ તમારા અંગનો સ્પર્શ કરવાની મારામાં શક્તિ નથી. જો બીજું કોઇ પણ તમારા શરીરનો સ્પર્શ કરવા આવશે તો તેને પણ ઠાર મારવાની મને આજ્ઞા થઇ છે."

" પણ જો હું ખૂન કરીને નાઠો હોઉં તો?"

" તથાપિ કિલ્લેદારની આજ્ઞાનુંસારે પાલન જ કરવું પડશે. તેમની આજ્ઞા વિરુદ્ધ મારાથી એક ડગલું પણ આગળ પાછળ ચાલી શકાશે નહિ."

" ત્યારે ચાલ. હું તારી સાથે આવવાને તૈયાર છું."

પ્રહરી માર્ગ બતાવતો ચાલવા લાગ્યો, બંદીવાન પાછળ પાછળ ચાલ્યો, બન્ને જણા થોડીવારમાં પર્વત પાસે આવી પહોંચ્યા. બતાવેલા સ્થાનપર અશ્વ તૈયાર હતો, બંદીવાન તે અશ્વપર સ્વાર થયો. પ્રહરી પાછો ચાલ્યો આવ્યો. તે સમયે પ્રભાત થવામાં વિશેષ વિલંબ નહોતો.



દ્વાદશ પરિચ્છેદ

## કામના અને કર્મ

गुणवदगुणवद्वा कुर्वता कार्यजातं
परिणितिरवधार्या यत्नतः पण्डितेन ।
अतिरभस कृतानां कर्मणामा विपत्ते
र्भवति हृदयदाही शलयतुल्यो विपाकः ॥

स्वल्यापि साधु सम्पदद्भोग्या महतां न पृथ्विपिखलश्रीः ।
सारसमेव पयस्तृषमपहरति न वारिधेर्जातु ॥

अकृत्वा परसन्तापमगत्वा खलनम्रताम् ।
अनुत्सृज्य सतां मार्गं यत्स्वल्यमपि तद्बहु ॥

અનંતરાય કારાગૃહનો ત્યાગ કરીને ન્હાસી ગયો ત્યાર પછી થોડીવારેજ નવા પહેરેગીરોનું ટોળું કારાગૃહના દ્વાર પાસે આવી પહોંચ્યું. ત્યાં આવીને તેમણે જોયું કે, કારાગૃહના દ્વાર ઉઘાડાં પડયાં છે અને દ્વારપાસે કિલ્લેદારનું બેભાન અવસ્થામાં આવી પડેલું શરીર લોહીથી તરબોળ થઇને આમ તેમ આળોટી રહ્યું છે. કારાગૃહમાં કેદી નથી, તેમજ આજૂબાજૂમાં કોઈ પ્રહરી પણ જણાતો નથી. ત્યારે તેઓ ગભરાઇ ગયા અને કોલાહલ કરવા માંડયા. એ સાંભળીને ચારે તરફથી કેટલાક સૈનિકો દોડી આવ્યા. બધી બીના જાણ્યા પછી કેટલાંક સૈનિકો બંદીવાનને પકડવા માટે દોડયા. જે પ્રહરી અનંતરાયને રસ્તો બતાવી દુર્ગબહાર લઇ ગયો હતો, તે પ્રહરી પણ તે

સમયે ત્યાં આવી પહોંચ્યો. તેણે જ્યારે સાંભળ્યું કે, કિલ્લેદારનું ખૂન કરી બંદીવાન ન્હાસી ગયો છે, ત્યારે તેણે નાસેલા બંદીવાનનો પત્તો બતાવી દીધો, પરંતુ ત્યારપછી તેના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શક્યો નહિ. ત્યારે ચારે તરફ બંદીવાનને પકડવા માટે દુર્ગના સૈનિકો દોડી ગયા.

આ તરફ આ માઠા સમાચાર દેવળરાય તથા જનાર્દનના કાને પણ સંભળાયા. તેઓ તરતજ પ્રસાદ પાસે દોડયા આવ્યા. બધી વસ્તુ સ્થિતિપરથી તેઓ આજના બનેલા બનાવનું કાંઇક અનુમાન કરી શક્યા. દેવળરાયે રડતાં રડતાં જનાર્દનને કહ્યું:—"હાય! હાય!! આવી પવિત્રતાની પ્રતિમારૂપ ભાઇને પિતાજી ઓળખી શક્યા નહિ, એ જોઇને મને ઘણોજ ખેદ થાય છે."

પ્રસાદનો જખમ સાધારણ હતો; પરંતુ ઘણુંજ લોહી વહી જવાથી તે બેભાન થઈ ગયો હતો. તેના જખમપર પાટો બાંધી ઘણીવાર સુધી સેવા સુશ્રૂષા કરવાથી પ્રસાદને કાંઇક ચેતન આવ્યું. ત્યાર પછી તેને કિલ્લેદારના રહેવાના ઘરમાં લઇ જવામાં આવ્યો.

જોતજોતામાં સવાર થઇ ગયું. બંદીગાનોને શહેરના મધ્યભાગમાં આવેલા ન્યાયાલયમાં લાવવાની રાજાજ્ઞા થઈ. બધા બંદીવાનોને ત્યાં લઈ જવામાં આવ્યા. પરંતુ અનંતરાયનો કશો પણ પત્તો મળયો નહિ. ચારે તરફથી સૈનિકો પાછા આવ્યા, તેઓમાંથી કોઇપણ અનંતરાયને શોધી શકવાને સમર્થ થઇ શક્યા નહિ. જે ઘોડાપર બેસીને અનંતરાય નાઠો હતો, તે ઘોડો શહેરની છેક સમીપમાંથી જ મળી આવ્યો ત્યાર પછી અનંતરાયના પગલાનાં નિશાન દેખાતાં પણ એકદમ બંધ થઈ ગયાં. તે કઇ દિશામાં ગયો તેનું કશું અનુમાન કરવાનો પણ કશોય આધાર મળી શક્યો નહિ.

અમાત્યોથી પ્રેરાયેલો રાજા શૂરસિંહ ન્યાયાલાયમાં હાજર થયો. સોનાના બનાવેલા સિંહાસનપર મણિમુકતા જડિત છત્રતળે, હીરામંડિત રાજમુકુટથી ભૂષિત થઇ રાજા શૂરસિંહ ન્યાયાર્થે બેઠો. અમાત્ય વર્ગ તેનાથી સહ નીચે ગોઠવેલા આસનપર મંડળાકારમાં બેઠો, કેવળ સ્હામેના ભાગમાં એક ખુલ્લી જગા રાખવામાં આવી. તે સ્થળ બંદીવાન માટે નિર્ણિત થઇ. ન્યાયાલય લોકોથી પરિપૂર્ણ થઈ ગયું. કયાંય પણ ખાલી જગા રહી નહિ; ને અગણિત લોકોનો મોટો ભાગ ઇન્સાફ જોવા માટે જ આવ્યો હતો.

બન્દી અનંતરાયનું નામ પ્રથમ પ્રહરીએ ઉચાર્યું અને કહ્યું:—"રાજ્યનો ભીષણ અપરાધી નૂરહારનો રાજા અનંતરાય હાજર છે કે? રાજા અનંતરાય હાજર છે કે?" આ સાંભળી મંત્રીએ ઉભો થઇ બંદીવાનના પલાયન કરી જવાનો વૃત્તાંત રાજા શૂરસિંહ પાસે વિદિત કર્યો. તે સાંભળતાની સાથેજ રાજા ક્રોધથી ગાજી ઉઠયો. તરતજ તેણે કારાગૃહના સઘળા પ્રહરીઓને બોલાવ્યા, જે જે પ્રહરી જે કાંઇ જાણતો હતો અથવા તો તેણે જે કાંઇ સાંભળ્યું હતું, તે તે પ્રહરીએ રાજાની સમક્ષ સઘળી બીના જણાવી દીધી. ત્યારે રાજાની આજ્ઞાથી કિલ્લેદારને બોલાવવા માટે કેટલાક સૈનિકો દોડી ગયા. થોડી વારમાં તે સૈનિકો એક પાલખી કરીને પ્રસાદને ન્યાયાલયમાં રાજા સમક્ષ લઇ આવ્યા. પ્રસાદ, પાલખીમાંથી નીચે ઉતરી રાજાના આસન સ્હામે પ્રણામ કરી ઉભો રહ્યો.

એ જોઇને રાજાએ કહ્યું:—પ્રસાદ, તમારી આવી સ્થિતિ જોઇને અમે ઘણાજ દુઃખિત થઇએ છીએ, પરંતુ રાજ્યના કાર્ય અનુસાર લાચાર થઇને તમને કેટલુંક કષ્ટ આપવા માટે બંધાયા છે. આમાં તમને જો કાંઈ પણ વિપરીત લાગે, તો ક્ષમા કરશો."

પ્રસાદ ચૂપ કરી ઉભો રહ્યો. તેણે ફક્ત એકવાર રાજાના મુખ તરફ દ્રષ્ટિ કરી અને ત્યાર પછી આજૂબાજૂમાં ઉભેલા માનવ સમૂહને પણ બરાબર ધ્યાનપૂર્વક જોઈ લીધો. તેણે જોયું કે, ન્યાયાલયના પ્રચંડ ગૃહમાં હજારો દર્શકો તથા સેંકડો બંદીવાનો ઠેલંઠેલા કરતા ઉભા છે અને તેમની સર્વેની દૃષ્ટિ પોતાના શરીરપર પડી રહી છે.

રાજા શૂરસિંહે પૂછ્યું:–" પ્રસાદ, કાલે રાત્રે તમે કારાગૃહમાં આવ્યા હતા કે ?"

પ્રસાદે જવાબ આપ્યો:–" હા; આવ્યો હતો."

શૂરસિંહ:—" અનંતરાય જે ઓરડામાં કેદ હતો, તે ઓરડામાંજ આવ્યા હતા ?"

" હા."

" પહેરેગીરોને રજા આપી દીધી હતી કે ?"

" હા."

" કેમ ?"

" બંદીવાન અનંતરાયને કારાગૃહના કઠિન કષ્ટમાંથી મુક્ત કરવા માટે."

પ્રસાદ તરફથી આવો ઉત્તર મળવાની કોઇ પણ મનુષ્યે આશા રાખી નહોતી; તેથી તેનાં આવાં વચનો સાંળળીને ન્યાયાલયમાં એકત્ર થયલો સમસ્ત જન સમૂહ અજાયબ થયો.

શૂરસિંહ સહજ કોપિત સ્વરથી બોલ્યો:—" તમે તમારા અપરાધનો સ્વીકાર કરો છો ?"

પ્રસાદે જવાબ આપ્યો:—" હા, ઘણીજ ખુશીની સાથે સ્વીકાર કરૂં છું. જે કાર્ય મારાથી થયું છે એનો આરોપ અન્યના શિરપર આરોપવાની મારી ઇચ્છા નથી. આ જીંદગીમાં કદાપિ અસત્ય બોલ્યો

નથી, તો પછી અત્યારે આવા સામાન્ય અપરાધને માટે વિના કારણ અસત્યવાદનો વિસ્તાર શા માટે કરૂં ? આ અપરાધની સજાને મેં પ્રથમથી જ નિશ્ચિત કરી રાખી છે, તો પછી તેને ભોગવાવામાં સંકુચિત શા માટે થાઉં ?"

"તમે જાણો છો કે, તમે આજે જે અપરાધ કર્યો છે, તેની સજા કેવી ભીષણ ભોગવવી પડશે. તમારો અપરાધ જેવો ભયંકરછે. તેવીજ તેની સજા પણ ભયંકર મળશે, એ વાર્ત્તાને હું ધારૂંછું કે, તમે તમારા હૃદયમાંથી વિસારી તો નહિ જ હોય ?"

"ના, હું એ વાર્ત્તાને બરાબર સ્મરણમાં રાખ્યા પછીજ એ અપરાધ કરવાને તત્પર થયો છું. આપના તરફથી મળવાની સજાને હું બહુ સારી રીતે જાણું છું. આપ મને મરણ સિવાય બીજી કોઇ સામાન્ય સજા કરવાના નથી, એ વાર્ત્તા મારા ખ્યાલમાં હમણાં નહિ પણ રાજા અનંતરાયને મુક્ત કરતી વેળાયેજ યાદ આવી હતી." પ્રસાદે કહ્યું.

"ત્યારે તે સજા ભોગવવાને તૈયાર છો કે ?" રાજા શૂરસિંહે પૂછ્યું.

"હા–ઘણી જ આનંદની સાથે. જે કાર્ય કરી હું રાજ્યનો અપરાધી થયો છું. તેની સજા ભોગવવાને હું એકવાર નહિ પણ સહસ્રવાર તૈયાર છું, પ્રત્યેક મનુષ્યને પોતાની કરણીનું કર્મ અવશ્ય ભોગવવું જ પડે છે. જગતમાં નીચ કામના કરનાર મનુષ્ય સદા નીચ ફળને જ ભોગવે છે. કામના અને કર્મ પર વિશ્વનું મંડાણ છે. માટે રાજન્! હું મારા અપરાધ તરીકે આપ જે ભયંકરમાં ભયંકર સજા મારા માટે નિશ્ચિત કરશો, તેનો પણ હું સ્વર્ગ સમાન સુખ માનીને સ્વીકાર કરીશ. કદાચિત્ ઘાતકોના હાથથી મારી ગર્દનને ગર્દમાં ન

મેળવતાં બીજી જગતની કોઇ નિંદનીય સજાને મારા શિરપર નાખશો, તો પણ મારૂં આ હૃદય કદાપિ ભયભીત થશે નહિ. વિશ્વના કોઇ પણ મનુષ્યે કામનાનું ફળ ભોગવવું જ પડશે એમ ધારીને કર્મ કરવું જોઇએ. સારા કિંવા નઠારા કર્મનું પરિણામ પણ મનુષ્યને તત્કાળ મળી જાય છે. એ વાર્ત્તાને હું ઘણી જ સારી રીતે જાણું છું."

"પણ પ્રસાદ, તમે આવા નિંદનીય કાર્યમાં શામાટે ભાગ લીધો વારૂ ?" શૂરસિંહે પૂછ્યું.

"રાજન્ ! મારાથી એ વાર્ત્તા કહી શકાય તેમ નથી. કારણ કે, રાજા અપરાધનો દંડ આપી શકે છે; તેમ કરવાનો તેમને સંપૂર્ણ અધિકાર છે. પરંતુ અપરાધીના અપરાધનો ઉદ્દેશ અથવા હેતુ જાણવાનો તેમને લેશ માત્ર પણ અધિકાર નથી." પ્રસાદે કહ્યું.

"પ્રસાદ ! આ સિદ્ધાંત નિરર્થક છે. શું તમે મારા બંદીખાનાના બંદીવાનોને છૂપી રીતે નસાડી મૂકો, તમને સોંપેલા અધિકારનો દુરુપયોગ કરો, છતાં મને તમારા અપરાધનો ઉદ્દેશ જાણવાનો પણ અધિકાર ન રહે, એ ક્યાંનો ન્યાય ? ક્યાંનો ઇન્સાફ ? પ્રસાદ જ્યારે તમે અપરાધી છો, ત્યારે સિંહાસનપર વિરાજેલા રાજાની આજ્ઞાથી તમારા અપરાધનો હેતુ પણ અવશ્ય જણાવવો પડશે. નહિ તો તમે રાજદ્રોહી ઠરશો માટે રાજદ્રોહીત્વના ભીષણ કલંકને ભાલ પ્રદેશપર ન લાગવા દેતાં અદ્યાપિ તમારી જે કીર્ત્તિ ઉજ્જવલ અને મહિમામયી રહેવા પામી છે, તેને વિશેષ સમુજ્જવલ અને વિશેષ મહિમામંડિત બનાવો. હું તમારા સુનામ અને સુયશને કોઇપણ પ્રકારે કલંકિત થાય એમ જોવા ઇચ્છતો નથી. તમે જે અપરાધ કર્યો છે, તેમાં કોઇ ગુપ્ત હેતુ તો અવશ્ય હોવોજ જોઇએ. કારણ વિના કાર્ય કદાપિ સંભવતું જ નથી. જ્યાં સુધી તમે તમારા અપરાધના ઉદ્દેશને મારી પાસે

વિદિત કરશો નહિ, ત્યાંસુધી મારી દૃષ્ટિમાં તમારૂં ગૌરવ કદાપિ જાજ્વલ્યમાન રહી શકશે નહિ. મારી કૃપાને પાત્ર થઇ શકશો નહિ. હજી પણ જો તમે તમારા નામ, યશ અને વીરતાનું રક્ષણ કરવા ઇચ્છતા હો તો મારા પૂછેલા પ્રશ્નનો સત્ય ઉત્તર આપી દો.” રાજા શૂરસિંહ ગર્વસહિત કહ્યું.

“ મહારાજ, જો ફરીવાર આવો બનાવ બનશે, તો ફરીવાર આવીજ રીતે અનંતરાયને મુક્ત કરીશ. રાજ્યના દણ્ડ કિંવા સજાની કશી પણ પરવા રાખીશ નહિ. અનંતરાયની રક્ષા કરવા માટે જો સેંકડોવાર ઘાતકોના-ક્રૂર જલ્લાદોના તીક્ષ્ણ કૃપાણથી પ્રાણ ગુમાવવા પડશે, તો પણ તેમ કરવામાં હું એક ક્ષણવારને માટે પણ સંકોચ કરીશ નહિ. અનંતરાયને માટે અગ્નિના સળગતા અંગારામાં લાખોવાર બળીને દગ્ધ થવું પડશે, તો પણ હું તેથી લેશ માત્ર પણ વિચલિત થઇશ નહિ. અનંતરાયને મુક્ત કરવા માટે સમુદ્રના અગાધ જળમાં સહસ્રવાર ડુબી મરવું પડશે તો તેથી પણ હું જરા પણ ભીતિ ધરીશ નહિ. ”

“ રાજન્ ! આપને અધિક ઉગ્ર થવાની કશી પણ આવશ્યકતા નથી. કોઈપણ પ્રકારના વિલંબ કર્યા વિના તમારા આ ઘોરતમ અપરાધીનો સત્વર સંહાર કરો. મારા અપરાધના ઉદ્દેશને જાણવાની આપ જે આકાંક્ષા રાખો છો, તે કદાપિ પૂર્ણ થશે નહિ. કારણ કે, નશ્વર જીવનની ક્ષુલ્લક આશામાં લુબ્ધ થઇને મારા આ પાપી દેહને અવનીપર ધારણ કરી રાખવાની મારી લેશ માત્ર પણ ઇચ્છા નથી. હું મારો હેતુ દર્શાવી આપનો કૃપાપાત્ર થવા ઇચ્છતો નથી. કારણ કે, આપની કૃપાનો ભીખારી થઇ આ તુચ્છ જીવનને ધારણ કરી રાખવાની ઇચ્છા રાખવા કરતાં મરણને આધીન થવું એ શતવાર સુખદાયક છે. અજમેર પતિ !

આજે આપને આવા આગ્રહવશ થયેલા જોઇને મને અત્યંત આશ્ચર્ય થાય છે. બસ, હવે હું આથી વધારે કહેવાની ઇચ્છા ધરાવતો નથી. હું રાજવિદ્રોહી છું, નિમકહરામી થયો છું, માટે એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના મારા પાપમય વપુને ધરણીપરથી નષ્ટ કરો. કરાળ કાળના ભીષણ ગર્ભમાં—અંધારામાં ધકેલી દો." પ્રસાદે કહ્યું.

પ્રસાદનાં આવાં વચનો સાંભળી સર્વ સભાસદો તથા સભામાં એકત્ર થયેલાં મનુષ્યો વિસ્મિત થઇને પ્રસાદના મુખ તરફ જોઇ રહ્યા. શૂરસિંહે તેને ઉદ્દેશીને પુનઃ પૂછ્યું કેઃ—"પ્રસાદ. અનંતરાય તમારે શું થાય છે, તમારો તેની સાથે શો સંબંધ છે?"

પ્રસાદે જવાબ આપ્યોઃ-"મહારાજ; ક્ષમા કરો. મારાથી આપના આ પ્રશ્નનો ઉત્તર આપી શકાય તેમ નથી. આપને વારંવાર હું અપમાનિત કરૂં છું, તો મારા તે અપરાધોને લક્ષમાં ન લાવતાં એક દાસને પામર જાણી ક્ષમા આપવાની ઉદારતા દર્શાવશો. હું અત્યારે એવા સંજોગોમાં આવી ગયો છું કે મારાથી કોઈ પણ ઉપાયે મારો અને અનંતરાયનો સંબંધ આપની સન્મુખ વિદિત થઇ શકે તેમ નથી."

રાજા શૂરસિંહે પૂછ્યું:-"પ્રસાદ, તમારા શરીરપર આઘાત કોણે કર્યો? તમારા આ ડાબા હાથને કોણે કાપી નાખ્યો? જ્યારે અનંતરાય તમારો હિતેચ્છુ છે, ત્યારે તેના દ્વારા આઘાત થાય, એમ સંભવતું નથી. મામલો ઘણો જ ભેદ ભરેલો છે. આજે રાત્રે જે બનાવ બન્યો છે, એનું ખરૂં રહસ્ય અમારા જાણવામાં કોઇ પણ રીતે આવી શકતું નથી. પ્રસાદ, ખરેખરૂં કહી દો કે, તમને આવા જખમી કોણે કર્યા? તમારા બાહુને કોણે કાપ્યો?

પ્રસાદે કહ્યુ:-"મહારાજ. અવિનયની ક્ષમા કરશો. હું આપના આ પ્રશ્નનો પણ યથાર્થ ઉત્તર આપી શકીશ નહિ. મારી આપની

સેવામાં એક નમ્ર યાચના છે કે. આપ હું જે પ્રશ્નનો ઉત્તર આપવાને નારાજ હોઉં, તેને પૂછવાનો વિશેષ આગ્રહ કરશો નહિ. ”

કાંઈક વિચાર કરી સહજ ઉશ્કેરાયલા અવાજથી રાજા શૂરસિંહે કહ્યું:–“તમે જ્યારે મારા સઘળા પ્રશ્નોના યથાર્થ ઉત્તર આપતા નથી. ત્યારે મારે લાચાર થઈને તમને રાજ્યના દણ્ડથી દણ્ડિત કરવાજ પડશે. તમારો અપરાધ ગુરુતર છે, તેની ક્ષમા આપી શકાય, એવો કોઈ પણ ઉપાય રાજ્યના નિયમને અનુસરીને ચાલવાથી મારા જોવામાં આવતો નથી. આવા અપરાધની સજા સ્વરૂપે પ્રાણનો દણ્ડ કરવો અનિવાર્ય જ છે; પરંતુ–”

પ્રસાદે કહ્યું:—“ રાજ્ય તરફથી જે કાંઈ સજા ભોગવવાની આજ્ઞા થાય, તે ભોગવવાને હું સર્વદા તૈયાર છું. આપની એ આજ્ઞાને હું શિરોમાન્ય રાખુંછું. પરંતુ રાજન્! એ દંડ ભોગવતાં પહેલાં હું આપ નામદારની સેવામાં એક પ્રાર્થના કરવાની પણ ઇચ્છા ધરાવુંછું.”

“ પ્રસાદ, તમે મારી પાસે શી પ્રાર્થના કરવા ઇચ્છો છો ? તમારી ઇચ્છા કયી વસ્તુને પાપ્ત કરવાની છે વારૂ ? જે કાંઇ યાચના કરવાની હોય, તે વિના સંકોચે દર્શાવો. ” રાજાએ કહ્યું

“ હું અન્ય કાંઇ પણ ઇચ્છતો નથી. કેવળ રાજા અનંતરાયની મુક્તિની અભિલાષાજ દર્શાવું છે. મરણને શરણ કરતાં પહેલાં આપ મારી એ ઇચ્છાને અવશ્ય તૃપ્ત કરશોજ, એવી મારી પ્રબળ માન્યતા છે.” પ્રસાદે ઘણીજ આતુરતાની સાથે પોતાનો મનોભાવ રાજા શૂરસિંહની સેવામાં વિદિત કર્યો અને ત્યાર પછી ઉત્સુકતાથી રાજા સ્હામું જોતો તે ઉભો રહ્યો.

રાજા શૂરસિંહે પૂછ્યું:—“ ત્યારે અત્યારે રાજા અનંતરાય ક્યાં છે વારૂ ? ”

પ્રસાદે કહ્યું:—"તેઓ ગમે ત્યાં હશે, તોપણ મારાથી કહી શકાશે નહિ. છતાં આપના સન્માનની રક્ષાર્થે હું એટલું તો અવશ્ય જણાવી શકીશ કે, તેઓ હજી અજમેરના રાજ્યની સીમા ત્યાગીને કોઇ અન્ય દેશમાં ગયા નથી. જ્યારે સેંકડો માણસો ચારે તરફ તેમને શોધવા માટે દોડી ગયા છે, ત્યારે તેઓ સત્વર બંદીવાન બની આપની સન્મુખ હાજર થશેજ, એમાં કશી પણ શંકા નથી."

શૂરસિંહે ગર્વની સાથે કહ્યું:—"જો રાજા અનંતરાય બંદીવાન થઇને મારી પાસે આવશે, તો તે ઘાતકોની–જલ્લાદોની તલ્વારથી અવશ્ય માર્યો જશે, એમાં તમે લેશ માત્ર પણ સંદેહ રાખશો નહિ. પ્રસાદ! જે પુરુષ જીવનના ક્ષુદ્ર પ્રલોભનથી અંધ થઇને એક કાપુરુષની પેઠે કારાગૃહમાંથી પલાયન કરી જાય, તેને ક્ષત્રિય કુળમાં જન્મેલો પણ શી રીતે માની શકાય? એવા અધમ અને જીવનની જૂઠી આશા ધરાવનારા ભીરુ પુરુષને તો ધરાના મૂળમાંથી એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના નષ્ટ કરવો જોઇએ. જેણે પોતાના ભ્રાતૃપુત્રનો સંહાર કરાવ્યો છે, અરે ભવાનીપ્રસાદ જેવા વીર પુત્રને કારસ્થાનના જાળમાં સપડાવીને મારી નાખ્યો છે, તેના પ્રતિ દયા અથવા અનુકંપા દર્શાવવાની મારી લેશ માત્ર પણ ઇચ્છા નથી."

"મહારાજ! આપ વીર પુરુષ છો, આ વસુધાના એક વિખ્યાત વિભાગના અધીશ્વર છો, તે સાથે મારા સ્વામી પણ છો, પરંતુ આપના મુખમાંથી અનંતરાયને માટે નીકળતા ક્ષુદ્ર શબ્દો સાંભળીને મારૂં હૃદય ચીરાઇ જાય છે. હું આપના ચરણમાં પડીને પ્રાર્થના કરૂં છું કે, આપ મને ગમે તેવી ભીષણ સજા કરો, પરંતુ રાજા અનંતરાયને માટે એક પણ કટુ શબ્દનો ઉચ્ચાર ન કરો. તેઓ પવિત્ર છે, આપ ધારો છો, તેવા પાપી નથી. કોઇ પણ વિષયનો પૂરતો શોધ કર્યા વિના

એક મનુષ્યને આટલી સીમા પર્યન્ત ભર્યા રાજદરબારમાં ઉતારી પાડવો, એ આપના સમાન ન્યાયસંપન્ન ભૂપતિને માટે કોઇ પણ પ્રકારે ઉચિત કિંવા યોગ્ય નથી. પણ હવે હું એ વિષયમાં વિશેષ વિવેચન ન કરતાં જો આપની આજ્ઞા હોય તો મારી એક પ્રાર્થનાને આપના ચરણોમાં નિવેદિત કરૂં."

"પ્રસાદ, હવે જે કાંઇ કહેવાની ઇચ્છા હોય, તે સત્વર જણાવી દો. કારણ કે, મારા ધૈર્યની સીમા તૂટી જાય છે, અપરાધીઓના પ્રાણનું પતન કરવા માટે મારૂં મન અત્યંત વ્યાકુળ થાય છે. કહો, તમે શું કહેવા માગો છો, વારૂ પ્રસાદ ?" રાજા શૂરસિંહે કહ્યું.

"આપ મહારાજાએ જણાવ્યું હતું કે, જે વ્યક્તિ વીરોત્સવમાં શ્રેષ્ઠ વીર તરીકે સાબીત થશે, તે જે સમયે જે કાંઈ પ્રાર્થના કરશે, તે જો યોગ્ય હશે તો, તેને કોઈ પણ પ્રકારના વિલંબ વિના તત્કાળ દાન કરવામાં આવશે. તો મેં સાંભળ્યું છે કે, ઉદયપૂરના મહાવીર મહારાણાએ, મનેજ શ્રેષ્ઠ વીર ઠરાવ્યો છે. મારી ઇચ્છા આપની પાસેથી એક અલ્પ યાચના કરવાની છે ?" પ્રસાદે કહ્યું.

"હા, એ વાર્ત્તા ઘણીજ સારી રીતે મારા સ્મરણમાં છે. કહો તમારી યાચના શી છે વારૂ ?"

"અન્ય કાંઇજ નહિ, કેવળ અનંતરાયનો ઉદ્ધાર કરવાનીજ મારી યાચના છે." પ્રસાદ બોલ્યો.

"એ યાચનાનો સ્વીકાર થઇ શકશે નહિ; કારણ કે એ સર્વથા અયોગ્ય અથવા અનુચિત પ્રાર્થના છે. અનંતરાય, મહા પાપિષ્ટ છે, તેણે પ્રાતઃ સ્મરણીય રાજા વીરેન્દ્ર કેશરીના પુત્ર ભવાનીપ્રસાદનું ખૂન કર્યું છે. બળાત્કારે રાજા બની તેના સિંહાસનને પચાવી પાડયું છે.

તે ઉપરાંત તેના પાપ કર્મોની પરિસીમાજ નથી. સમસ્ત રાજપૂતાનામાં તેના જેવો અધમ, કપટી, દુરાચારી અને કાગ્રસ્થાની પુરુષ અન્ય એક પણ નથી. એવા પાપ પ્રચારક પાપાત્મા-શયતાન અથવા પિશાચ પ્રતિ કોઇ પણ પ્રકારની અનુકંપા દર્શાવવી, એ વિશ્વ કર્ત્તાના પવિત્ર ન્યાયને કલંકિત કરવા સમાન છે. મારી ઇચ્છા એવા ઘોરતમ પાપને શિરપર વ્હોરી ભયંકર પાપાત્મા સ્વરૂપે પૃથ્વીમાં પરિચિત થવાની નથી. પ્રસાદ, તમે બીજી ગમે તે પ્રાર્થના કરો, તેનો સ્વીકાર કરવાને હું સર્વ પ્રકારે તત્પર છું. પરંતુ આવા પાપાત્માનો પૃષ્ટપોષક થવાનું મારામાં સાહસ નથી. મારે ઘણાજ ખેદ સહિત જણાવવું પડે છે કે, તમારી તે યાચનાનો સ્વીકાર કરવાને હું નિરુપાય છું."

પ્રસાદે કહ્યું:—"જૂઠી વાત-તદ્દન જૂઠી વાત. કોઈ પણ પ્રકારનું પ્રમાણ મેળવ્યા વિના, કેવળ લોકોના કહેવાપર વિશ્વાસ રાખી એક સજ્જન પુરુષનો દુર્જન તરીકે પરિચય આપવો, એ આપના સમાન બુદ્ધિમાન નરપતિને માટે ભૂષણીય નથી." પ્રસાદે કહ્યું.

"ગમે તેમ હો, તોપણ તમારી તે અયોગ્ય પ્રાર્થનાનો સ્વીકાર કરી શકાશે નહિ." શૂરસિંહે કહ્યું.

"શિરોહી જીતી આવ્યા પછી મહારાજે મને ઇચ્છા પ્રમાણે પુરસ્કાર માગી લેવાનું વચન આપ્યું હતું, અને એ વચનને મેં ભવિષ્યમાં માગવાનું કહી તે સમયે કાંઇ પણ માગ્યું નહોતું. પણ રાજન! અત્યારે હું વચનને પૂર્ણ કરવાની યાચના કરૂં છું." પ્રસાદ બોલ્યો.

"હા-તે વાર્ત્તા પણ મારા સ્મરણમાંજ છે. પરંતુ તે વિષયમાં હવે તમે શું કહેવા માગો છો?"

"બીજું કશું પણ કહેવા પ્રમાણે માગતો નથી. કેવળ અનંતરાયની મુક્તિનીજ ઇચ્છા ધરાવુંછું."

"અનંતરાય વિશ્વાસઘાતક છે; તેણે મારે ત્યાં અતિથિના વેશમાં આવી લૂટ ચલાવી છે, દસ્યુતા આરંભી છે, એવા ઘોર વિશ્વાસઘાતક પુરુષને મારાથી મુક્તિ આપી શકાશે નહિ. તમારી બીજી કાંઈ પણ ઇચ્છા હોય તો જણાવો." રાજા શૂરસિંહે કહ્યું.

"રાજન્! હજી પણ આપનું સન્માન સાચવીને કહું છું કે, રાજા અનંતરાયની આટલી બધી નિંદા ન કરો. તેને માટે આવા હલકા અને તુચ્છતા ભરેલા શબ્દો ન બોલો. મારી બીજી કોઈ પણ પ્રાર્થના કરવાની ઇચ્છા નથી. બસ, હવે મને વધભૂમિમાં લઇ જવાની જલ્લાદોને સત્વર આજ્ઞા આપી દો. વચનથી ભ્રષ્ટ થનાર રાજા સમક્ષ મારે એક પણ શબ્દ કહેવાની ઇચ્છા નથી."

ન્યાયાલય નિસ્તબ્ધ બની ગયું. પ્રસાદનો આગ્રહ અને નિર્ભયતા જોઇને સર્વજનો વિસ્મય-વિમુગ્ધ થયાં. શૂરસિંહ કાંઇક વિચાર કર્યા પછી પુનઃ બોલ્યોઃ—"પ્રસાદ, તમે તમારા પોતાના પ્રાણની ભિક્ષા માગો, હું તે આપવાને તૈયાર છું. વિના કારણ આવા સુંદર શરીરને જલ્લાદની તલ્વારના ભોગરૂપ ન બનાવો. શું તમને તમારી આ યુવાની પર પણ દયા નથી આવતી?"

"રાજાધિરાજ! ઘણીજ શર્મની વાત છે કે, આપના સમાન એક રાજપૂત વીરના મુખમાંથી હું આજે આવા તુચ્છ શબ્દો સાંભળી રહ્યો છું શું એક ક્ષત્રિયનો બાળક પોતાના કર્મમાં અગ્રસર થાય, તે કદાપિ હૃદયમાં જીવન કે શરીરની રક્ષાનો ભય રાખતો હશે ખરો કે? પંચત્વના માયામય અને નાશવંત પૂતળાં પ્રતિ દયા દર્શાવતો હશે ખરો કે? જીવન જાય તો ભલે જાય, આ કાયાનું પતન ક્ષણવાર પછી થતું તો આ ક્ષણેજ ભલે થાય. પરંતુ અનંતરાયનો ઉદ્ધાર એજ મારા જીવનની એક માત્ર વાંચ્છનીય વસ્તુ છે. આજે તે વાંચ્છનાને અપૂર્ણ

રહેલી જોઈને મારા હૃદયમાં અત્યંત શોક અને પરિતાપ થાય છે. અનંતરાય, આ ભૂમિમાં મારૂં સ્વર્ગ છે, હૃદયના પૂજનીય દેવતા છે. તેમનું અનિષ્ટ મારાથી જોઇ શકાય તેમ નથી. વળી જે સત્યનું પાલન કરવામાં કાયર છે, એવા રાજા પાસેથી પ્રાણની ભિક્ષા માગી તુચ્છ જીવન ધારણ કરી માતા વિશ્વંભરાને વિના કારણ ભાર દેવાની મારી ઇચ્છા નથી. રાજન્! આજે તમે તમારા કર્તવ્યને ભૂલ્યા છો અને હું પણ ભૂલ્યો છું. મારા એ અપરાધની સજા હું હમણાંજ ભોગવું છું અને આપની સજાનો ભાર પરમાત્માપર સુપ્રત કરૂં છું." ત્યાર પછી ઊંચા અવાજથી તે બોલી ઉઠયોઃ—" જલ્લાદો ક્યાં છો ? જ્યાં હો ત્યાંથી આવીને આ પાપપ્રતિમાને વિદારો, વધભૂમિ લઇ જઇ, દેવી ભવાનીને બલિદાન આપો."

આ સમયે દર્શકોના સમુદાયમાં એક પ્રકારનો ખળભળાટ મચી ગયો. એક મહાબળવાન વ્યક્તિ, ભીડ વેરેલીને રાજાના સિંહાસન પાસે આવવાની ચેષ્ટા કરી રહી હતી. તેના મસ્તકનો ઉપરનો ભાગ પાઘડીથી ઢંકાયલો હતો અને તેના મોઢાનો આખો ભાગ ઠંડા વસ્ત્રથી આચ્છાદિત હતો; બે આંખો સિવાયના તેના મુખના અવયવો બહુ સ્પષ્ટ રીતે જોઇ શકાતા નહોતા. તેણે સિંહાસન પાસે આવી પાઘડી તથા વસ્ત્રને ફેંકી દીધું. ત્યાર પછી એક પળમાત્રમાં સર્વ જનો તેને ઓળખતાંની સાથે જ ભયંકર પોકાર કરી બોલી ઊઠયાઃ—" રાજા અનંતરાય ? "

અનંતરાય તે અગણિત ચોહાણોના મધ્ય ભાગમાં નિર્ભયતાથી ઉભો રહીને વીરતાભર્યા ગંભીર સ્વરથી કહેવા લાગ્યોઃ—" હા—હા. હુંજ રાજા અનંતરાય છું. હું જ તે વીરેન્દ્રકેશરીનો સહોદર છું. ભાતૃપુત્રહન્તા પિશાચ છું! હું જવાનો હતો, પરંતુ તમારા રાજાનો

ઇન્સાફ જોવા આવ્યો છું. અત્યાર સૂધી અદશ્ય રહીને તેના અદ્ભુત ઇન્સાફની પદ્ધતિ જોતો ઉભો હતો."

રાજા શૂરસિંહે આજ્ઞા કરીઃ—"પ્રહરિ, અનંતરાયને બંદીવાન કરો."

અનંતરાયે કહ્યુંઃ—"અનંતરાયને બંદીવાન કરવાની કશી જરૂર નથી, હું અત્યારે બંદીવાન થઇને જ તમારી પાસે આવ્યોછું. હવે મારી પાસે આવશો નહિ. મને મારી વાર્તા પૂરી કરવાનો અવસર આપો. મારી વાર્તા પૂર્ણ થયા પહેલાં સેંકડો સૈનિકો આવશો, તો પણ મને અહીંથી લેશ માત્ર પણ ખસેડી શકશો નહિ. જે બંદીવાન જીવનની આશાનો ત્યાગ કરી અત્યારે તમારી સમક્ષ આવી હાજર થયો છે, તેને બંદીવાન કરવાની કશી જરૂર નથી. ચાલો, હવે હું જે વાર્તા કહું, તેને બરાબર સાંભળી લો. વચ્ચમાં કોઇ એક શબ્દ પણ બોલશો નહિ."

રાજા શૂરસિંહ એક પ્રકારનો ઉપહાસ કરી બોલ્યોઃ—"વિશ્વાસઘાતકને વળી ભર્યા દરબાર સમક્ષ કાંઇ પણ વાર્તા કહેવાની ઇચ્છા રહેતી હશે ખરી કે? અનંતરાય! તું મહાપાપી છે, અન્યાયી છે, મારા રાજ્યનો અતિથિ થઇ તેં આતિથ્યનો સ્વીકાર કરી તેના પ્રત્યુપકારની પરાકાષ્ટા કરી બતાવી છે. નરાધમ અને ક્ષુદ્ર માનવી! એક ક્ષુદ્રશૃગાલની માફક નશ્વર જીવને ધારણ કરી રાખવાની આશાથી તેં પલાયન કરી ક્ષત્રિયધર્મની સીમા કરી બતાવી છે! માટે હવે અમારી ઇચ્છા તારી પાપભરી વાર્તા સાંભળવાની નથી."

અનંતરાય અતિશય ઉશ્કેરાઇને બોલ્યોઃ—"રાજા શૂરસિંહ! કદાચ હું વિશ્વાસઘાતી, હઇશ મહાપાપી હઇશ અથવા તો અધમતાનો અવતાર પણ હોઇશ. તથાપિ એટલું તો અવશ્ય સ્મરણમાં રાખજે

કે, તારા જેવો કૃતઘ્ન, અસત્યવાદી અને વચનભંગ થનાર પાપાત્મા તો નથી જ, તું પાપની જીવતી પ્રતિમા છે. તારા પાપનો અવધિજ નથી. તારા મુખમાંથી ઉચ્ચારેલા વચનનો તેં ભંગ કર્યો છે. નીતિનો માર્ગ ત્યાગી તું પાપના પત્થરની નૌકામાં ચઢી ચૂક્યો છે. એક તુચ્છમાં તુચ્છ મનુષ્યથી પણ અધમ બન્યો છે. તારા જેવા વચન ભ્રષ્ટ રાજા સમક્ષ એક પણ વાર્તા કહેવાની મારી ઇચ્છા નહોતી, છતાં હૃદયના આવેગને ન દબાવી શકવાથી લાચારીથી મારે તને બે ચાર કડવા શબ્દો કહેવા પડે છે. ”

શૂરસિંહ વિસ્મિત થઇને પૂછ્યુંઃ—“ હું કૃતઘ્ન છું, વચનભ્રષ્ટ થયો છું ? અનંતરાય મેં મારા કયા વચનનો ભંગ કર્યો છે, શી કૃતઘ્નતા દર્શાવી છે વારૂ ? ”

અનંતરાયે કહ્યુંઃ—“ આ બાળકે એક દિવસ તારી ઇજ્જત, માન, પ્રાણ અને રાજ્યની રક્ષા કરી હતી, એક ક્ષુલ્લક ચાંચડની પેઠે ચોળાઇ જતો બચાવ્યો હતો, એ મહત્તમ ઉપકારને શું અત્યારે તું રાજ્યના મદથી અંધ બનીને સર્વથા વિસરી જ ગયો ? ઇચ્છા પ્રમાણે યાચના કરવાનું વચન આપી, વચન માગતી વેળાયે ક્રૂર જલ્લાદોના વિષમ કૃપાણથી વધભૂમિમાં મોકલી તેના પ્રાણ લેવાને, લોહી રેડવાને તૈયાર થયો ? શિરોહીના રાજાના ભીષણ આક્રમણથી જેણે તારી, તારા પરિવારની, તારી પ્રજાની અને તારા સમસ્ત રાજ્યની રક્ષા કરી તને એક મહા બળવાન રાજાની કક્ષામાં લાવી મૂક્યો છે, તારા રાજ્યને એક શક્તિ સંપન્ન રાજ્યની તુલનામાં લાવી મૂક્યું છે તથા તારા નામને એક પ્રચંડ વીરપુરુષ તરીકે પ્રકાશમાં આણ્યું છે, તેનો જીવ લેવામાં જ તું ઉપકારનો બદલો વાળી આપવાની અભિલાષા પ્રકટ કરી બતાવે છે ! સત્તાના ગર્વથી વિચારશૂન્ય થયેલા મદાંધ ભૂપાળ !

પ્રથમ વિચાર કરી સૂક્ષ્મ રીતે જો કે, આજે તારા રાજ્યની વિજયી વૈજયંતિ અતિશય ગર્વની સાથે દશેદિશામાં ફરકી રહી છે, એનો આધાર કોણ છે? કોના પ્રતાપે તું એ અનુપમ માન પ્રાપ્ત કરી શક્યો છે. તારાપર અનંત ઉપકાર કરનાર વીરપુરુષ તેની વીરતાના બદલામાં તેને મરણની સજા કરતાં અથવા તો આપેલા વચનનો ભંગ કરતાં તને લેશ માત્ર લજ્જા પણ નથી આવતી? શું આજ તારી કૃતજ્ઞતા છે? શું આવું જ અજમેરના અધીશ્વરનું સત્યવાદિત્વ છે? અવિચારી રાજા! સાહસ કર્મ કરતાં પહેલાં તેના પરિણામનો વિચાર કર."

આ સાંભળીને શૂરસિંહ કાંઇક શર્માઇ ગયો. તેણે નીચું મસ્તક કરી જવાબ આપ્યો:—"હું ઉપાયહીન છું, રાજ્યના ધર્માનુસાર રાજદણ્ડની વ્યવસ્થા કરવા માટે મારે નિરુપાયે બંધાવું પડયું છે."

બૂમ પાડી અનંતરાય બોલી ઊઠયો:—"એવા રાજધર્મને પગતળે કચડી નાખી તેના ચૂરેચૂરા કરી નાખ, એ રાજધર્મ નથી, પશુધર્મ છે. અરે પશુધર્મ પણ નથી, પિશાચધર્મ છે. પશુઓ પણ કરેલા ઉપકારનું કદાપિ વિસ્મરણ કરતાં નથી. અત્યારે તારૂં હૃદય ક્રોધરૂપ પિશાચથી પરાધીન થયું છે. તું મનુષ્યમાંથી રાક્ષસના રૂપમાં બદલાઇ ગયો છે. તારી આંખો આગળ અન્યાયનું આવરણ આવી પડયું છે. શું રાજધર્મ એવું સૂચવે છે કે, ઉપકારકનો જલ્લાદના કૃપાણથી સંહાર કરાવવો? ના—કદાપિ નહિ. રાજધર્મ ઉદાર છે, **उदार चरितानां तु वसुधैव कुटुम्बकम्** એજ રાજધર્મનું મૂખ્ય સૂત્ર છે. આવો પિશાચધર્મ તને કોણે શિખવ્યો? એક સામાન્ય અપરાધના બદલામાં પ્રાણદાતાનો વિનાશ કરવાનું તને કોણે શિખવ્યું? આ સર્વ તારા મિથ્યા પ્રલાપો છે. આવો દંભ દર્શાવવાથી રાજધર્મનું પાલન કદાપિ કરી શકાતું નથી. હું તારી આવી પ્રમાણહીન વાર્તાપર લેશમાત્ર પણ

વિશ્વાસ મૂકી શકતો નથી. કારણ કે, તું વચનભ્રષ્ટ છે,. મારાથી પણ અધમ છે. હું અનીતિ વિસ્તારક રાક્ષસ છું, તું વચનભ્રષ્ટ પિશાચ છે. નરકમાં મારે અને તારે ઉભયને માટે એકજ સ્થાન નિર્માણ થઇ ચૂકયું છે. ઉન્મત્ત અને વિચારશૂન્ય ભૂપતિ! હૃદયમાં વ્યાપેલા અંધકારના આવરણને એકવાર દૂર ફેંકી દઈ, જરા વિચાર કરી જો કે, તું અત્યારે જે કાર્ય કરવાને તત્પર થયો છે, તે કાર્ય કોઇ પણ પ્રકારે ઉચિત છે ખરૂં કે? કયા શાસ્ત્રમાં એવું સૂચવન કર્યું છે, કે પોતાના જીવનદાતા, માનની રક્ષાકર્ત્તા તથા પ્રતિષ્ઠાના આધાર સ્વરૂપ પુરુષને તેના એક માત્ર સામાન્ય અપરાધના બદલામાં પ્રાણદણ્ડ આપવો? તેના શરીરને શૃગાલ કૂકૂરનો ભક્ષ બનાવવું? હું અત્યારે જે શબ્દો કહી રહ્યો છું, તેનો વિચાર તને અત્યારે નહિ આવે, તેનો પશ્ચાતાપ અત્યારે નહિ થાય, પરંતુ જ્યારે તારા હૃદયનો કોપરૂપ પિશાચ અન્તર્હિત થશે, એટલે તને તારૂં હૃદય જ ખાવા માંડશે, તારા પાપના જંતુઓ તનેજ ફોલી ખાશે. તારી ભૂલ આપોઆપ સમજાઇ જશે."

અનંતરાયના શબ્દોએ રાજા શૂરસિંહના હૃદયપર શલ્યના સમાન અતિ ભીષણ આઘાત કર્યો. તે લજ્જાનો માર્યો મનમાં ને મનમાંજ સળગી ઉઠયો, તેના મુખ પર મલિનતાની છાયા છવાઈ ગઇ. જો તે અનંતરાય અને પ્રસાદદ્વારા બનેલો સર્વ વૃત્તાંત સાંગોપાંગ જાણતો હોત, તો અનંતરાયની વાર્ત્તાનો કાંઇક પણ ઉત્તર આપી શકત. પરંતુ તે તેનાથી સર્વથા અજ્ઞાત હોવાથી મૌન ધારી બેસી રહ્યો.

અનંતરાય ત્યારે વાઘની પેઠે ગર્જના કરી બોલી ઊઠયો:—

"શૂરસિંહ! વીરેન્દ્રકેશરીએ કરેલા ઉપકારોને પણ શું તું વિસરી ગયો છે? જેણે વારંવાર તારી ઇજ્જત, માન, ધન અને રાજ્યની

રક્ષા કરી હતી, તારા કલ્યાણની કામનામાં જ જેણે શિરોહી સાથેના યુદ્ધમાં પોતાના પ્રાણ આપ્યા હતા, એ વીરતાના યજ્ઞમાં જેણે પોતાના વીરતનુની આહુતિ આપી હતી, તેને પણ શું તું વિસરી ગયો છે? આ બાળક તે વીરેન્દ્રકેશરીનો પુત્ર ભવાનીપ્રસાદ છે. મારા દ્વારા તે મર્યો નથી, લૂટારાઓએ તેનો વાળ પણ વાંકો કર્યો નથી. માતા ભવાનીની કૃપાથી અત્યારે તે આ સભાસદનમાં વિદ્યમાન છે. જો કોઇ કહેતું હોય કે, ભવાનીપ્રસાદનું ખૂન થયું છે, તો તેમાં સર્વનો ભયંકર પ્રમાદ થાય છે, અથવા તો તેઓ ભ્રમણામાં જ ભમે છે."

જો ન્યાયાલયમાં સહસા વજ્રાઘાત થયો હોત અથવા તો સાક્ષાત્ જુમાઇમાતા દેહ ધારણ કરી પોતાની વિરાટ અથવા પ્રચંડ મૂર્ત્તિ સહિત આવી ઉભી રહી હોત, તો તેથી પણ સભાસ્થાનમાં એકત્ર થયેલા માનવસમૂહમાં આવું આશ્ચર્ય—આટલી બધી વિસ્મયતા કદાપિ પ્રકટ ન થાત, એમ અમે ખાત્રીપૂર્વક કહી શકીએ છીએ. વિસ્મિત સભાસ્થળ નિઃસ્તબ્ધ થઈ ગયું.

ધીમે ધીમે શૂરસિંહના મનમાં બધી વાર્ત્તાઓ સાંભરી આવવા લાગી. જે દિવસે પ્રસાદે બુઆરાની રણભૂમિમાં અસાધારણ વીરતા દર્શાવી શત્રુ મિત્ર આદિ સર્વને વિસ્મિત કર્યા હતા, તે દિવસથી આજ દિવસ સુધી જે જે ઘટનાઓ ઉપસ્થિત થઈ હતી, તે બધી ધીમે ધીમે શુરસિંહના મનમાં તરી આવી. તે અજાયબીમાં પડી ગયો અને પોતાના મનમાંજ વિચારવા લાગ્યો કેઃ—" શું ત્યારે હું અત્યાર સુધી કેવળ ભ્રમમાં જ પડી રહ્યો હતો? આવી અસાધારણ શૂરવીરતા દર્શાવનાર વીરેન્દ્રકેશરીના પુત્રને હું અન્ય સામાન્ય પુરુષ માનીને તેની અવગણના જ કરતો હતો? નહિ—હવે મને મારી તે ભૂલ સ્પષ્ટ સમજાઈ આવે છે. મારા મનમાંથી હવે શંકાનું સામ્રાજ્ય નષ્ટ થયું છે. ખરેખર

આ વીરવર **વીરેન્દ્રકેશરીનો** પુત્ર **ભવાનીપ્રસાદ** જ છે. તેના વિના બીજા કોઇની બાહુમાં આવું બળ હોય જ નહિ.”

આ પ્રમાણે વિચાર કરી તેણે પુનઃ સંદેહનું નિરસન કરવાના ઉદ્દેશથી પૂછ્યું:—“શું આ બાળક તે મહાત્મા **વીરેન્દ્રકેશરીનો** પુત્ર **ભવાનીપ્રસાદ** જ છે?”

**અનંતરાયે** કહ્યું:—“**ભવાનીપ્રસાદની** વીરતા, યુદ્ધ કુશળતા જોવા છતાં પણ શું તેને આજ દિવસ સુધી ઓળખી શક્યા નથી? મેં તો તેને દૂરથી જ ઓળખ્યો હતો.”

ત્યારે રાજા **શૂરસિંહ** સિંહાસન પરથી નીચે ઉતરી **ભવાની** પાસે આવી ઉભો રહ્યો અને **પ્રસાદના** બન્ને હાથને પોતાના હાથમાં લઇને અનુતાપ સૂચક સ્વરથી બોલ્યો:—“**ભવાનીપ્રસાદ**, હું સેંકડો વાર કૃતઘ્ન છું. મારો અપરાધ ક્ષમાતીત છે, પરંતુ તમે દેવતાના પુત્ર છો, માટે મને અવશ્ય ક્ષમા કરશો જ. મેં તમારો કશો પણ સત્કાર કર્યો નથી. તમારા ગુણની હું કશી પરીક્ષા પણ કરી શક્યો નથી. રાજા **અનંતરાયના** શબ્દોએ મારા હૃદયમાં અનુતાપનો અગ્નિ સળગાવી દીધો છે. હવે મને મારી ભૂલ જણાઇ આવી છે. વીરવર **પ્રસાદ**, મારા પર કૃપા કરી મારા ભીષણ અપરાધની ક્ષમા કરશો કે? મારા અત્યાર સુધીના દોષાનું ક્ષમારૂપ વારિથી નિવારણ કરશો કે?”

**ભવાનીપ્રસાદ** અત્યાર સુધી ચૂપ જ હતો. કાકાના મનોભાવને બદલાયલો જોઇ તેનું હૃદય આનંદ અને અનુતાપથી ફાટી જતું હતું. તે વિચારતો હતો કે:—“આવા પવિત્ર કાકાને હું પ્રથમથી ઓળખી શક્યો નથી! જીંદગી સુધી તેમના ચરણ તળે બેસી સેવા કરવામાં આવે તો પણ મારા પાપનું પ્રાયશ્ચિત થઇ શકે તેમ નથી. અહા! અત્યારે તેમનું હૃદય કેવું વિમળ અથવા પરિષ્કૃત થઈ ગયું છે!”

સુરસિંહના સંબોધનથી ભવાનીપ્રસાદનું હૃદય વિચલિત થયું, તેના મુખમાંથી એક શબ્દ પણ સરી શક્યો નહિ; તે ચુપકીથી ઉભો રહ્યો.

અનંતરાય બોલ્યો:—" ભવાનીપ્રસાદ, સંસારમાં મેં કદાપિ કોઇનો પણ વિશ્વાસ કર્યો નથી, ભગવાનના સરજેલા સકળ જીવોમાં વિશ્વાસયોગ્ય પાત્ર-કોઇ પણ હોય, એવી મારી ધારણા પણ નહોતી. પરંતુ મારી એ ધારણા કેવળ ભ્રમયુક્ત જ હતી. તેં આજે મારા તે ભ્રમનું નિરસન કર્યું છે. મારી ભ્રમણાને જડમૂળથી ઉખેડી નાખી છે. ક્ષણભંગુર સુખો અને મનોતીત કલ્પનાઓના પ્રલોભનકૂપમાં પડી મેં સંસારનું એક પણ નીચ કૃત્ય અવશિષ્ટ રહેવા દીધું નથી. કારસ્થાનનાં જાળ પાથરી અનેક પ્રાણીઓનો મેં ભોગ લીધો છે. અનેક આશાવંત મનુષ્યોનો વિનાકારણ પૃથ્વીમાંથી સંહાર કરાવ્યો છે. તારા પિતાના પવિત્ર સિંહાસનપર બેસી મેં નરાધમે એવાં એવાં કુકૃત્યો કર્યા છે કે જેનું સ્મરણ થતાંની સાથે જ મારા શરીરમાં અત્યારે પણ કંપનો આવિર્ભાવ થાય છે. મેં રાજ્યસત્તાના મદમાં અંધબનીને ન કરવાનાં કાળાં કામો કર્યાં છે. તને તારા રાજ્યનો અધિકાર છીનવી માર્ગનો ભીખારી બનાવ્યો છે. અરે! એટલેથી જ મારૂં રાક્ષસી હૃદય તૃપ્ત ન થવાથી મેં તને અનેકવાર મૃત્યુના મુખમાં નાખવાની પણ કોશિશો કરી છે. પરંતુ હવે જોઉં છું કે, માતા ભવાનીની કૃપાથી તારો વાળ પણ વાંકો થવા પામ્યો નથી. આ જગત કર્મની ભૂમિ છે, એમાં જેવાં બીજ રોપવામાં આવે, તેવાં ફળો પ્રત્યેક પ્રાણી માત્રને ભોગવવાં પડે છે. મનુષ્યની કામનાઓ જ મનુષ્યને જળ પ્રપાતની પેઠે સુખ દુઃખની સંજ્ઞામાં લાવી મૂકે છે. કામના તેવું કર્મ થાય છે અને કર્મ તેવું ફળ મળે છે. કામનાને પરિણામે ઉદ્ભવેલાં કર્મો મનુષ્યમાત્રને કરવાં પડે છે અને

એ કર્મનાં ફળ અનંતનામી ઇશ્વર.પણ યોગ્ય વિચાર કરીનેજ આપે છે. વિશ્વસંસારના સમસ્ત જીવો એ કામના અને કર્મને આધીન છે. મારી જેવી કામના હતી, તેવાંજ મેં કર્મો કર્યાં છે અને એ કર્મોનું પરિણામ પણ મને આ ક્ષણેજ મળી જવાનું છે. જગતમાં તારા જેવા સહનશીલ, ધીર અને નમ્ર નરો વિરલજ હોય છે, એનો મને આજે સંપૂર્ણ સાક્ષાત્કાર થયો છે. તેં મારા પાષાણવત્ કઠિન હૃદયને પીગળાવી દીધું છે. જે હૃદયનું પરિવર્તન કરવાને દુનિયાના દેવો પણ અશક્ત હતા, તે તેં સહજમાં જ કરી બતાવ્યું છે. મહત્વાકાંક્ષાના સાગરમાં ડૂબી, સારાસારના વિચારથી શૂન્ય બની અને ભવિષ્યના પરિણામનો લેશમાત્ર પણ વિચાર ન કરતાં પ્રલોભનરૂપ પિશાચનું દાસત્વ સ્વીકારી મેં તને કષ્ટ આપવામાં કશી પણ ન્યૂનતા રહેવા દીધી નથી. છતાં પણ તું તારા ધર્મ અને કર્મમાં જેવોને તેવોજ મજબૂત દૃઢ રહ્યો છે, એ જોઇને આજે મારા આનંદનો અવધિ થયો છે. તું સત્ય અને સુંદર છે. આ અજીત હૃદય-રાજ્યપર તેં આજે વિજય મેળવ્યો છે. હું કદાપિ રડયો નથી, પરંતુ તેં મને રડાવ્યો છે, મારી આંખ્યોમાંથી આંસુની અસ્ખલિત ધારાઓ વહેવડાવી છે. જે મનુષ્ય પોતાના સદ્દગુણથી રડાવી શકે છે, તેને માટે સમસ્ત વિશ્વસંસાર ઉપયુક્તજ છે. તું તારા પિતાના સિંહાસનપર વિરાજી જગતને સત્ય ધર્મ શિખવાડવાનો સહન શીલતાનો અનુપમ બોધ આપ તથા રાજપૂતોની અક્ષયા કીર્ત્તિ રાખીને તારા પિતાના વંશને ચિરકાળને માટે ઉજ્જવલ કર."

ત્યાર પછી નિષધના સૈનિકોને સંબોધીને તે ઉંચા અવાજથી બોલ્યો:—"કુશાવહગણ, સ્વર્ગીય વીરેન્દ્રકેશરીના પુત્ર ભવાનીપ્રસાદને હું આજે નિષધનું રાજ્ય પાછું સોંપું છું. તમે આજે જે વસ્તુ મેળવી

છે, તે સમસ્ત વિશ્વસંસારને પણ દુર્લભ છે. મેં દેવતામાં પૂર્વે કદાપિ વિશ્વાસ કર્યો નહોતો, પરંતુ હવે મને દેવતાપર સંપૂર્ણ વિશ્વાસ જન્મ્યો છે. તમે પણ એક દિવસ તેને ઓળખી શકશો, તેના હૃદયના મહત્વનો પરિચય પામી શકશો. ઇશ્વરે તમારા પર અત્યંત દયાવાન થઇને આવા ઉત્તમ ગુણ સંપન્ન ભૂપાળને તમારો અધીશ્વર બનાવ્યોછે. ભવાનીપ્રસાદની વિરુદ્ધમાં રહીને તમે જે યુધ્ધો કર્યાં છે એનો વિચાર કરી કોઇ પણ ભયભીત થશો નહિ, દેવતાની પાસે ભય રાખવાનું કશું પ્રયોજન જ નથી. તેના તરફથી તમને ક્ષમા મળશે, ન માગવા છતાં પણ તે તમને અવશ્ય ક્ષમાનું દાન આપશે જ. તમારા અનેક અપરાધો પ્રતિ લેશ માત્ર પણ લક્ષ ન આપતાં તે તમારા પ્રતિ પ્રેમ ભરી લાગણીથી જોશે.”

રાજા શૂરસિંહ ત્યાર પછી ભવાનીપ્રસાદનો હાથ પકડી નિષધના સૈન્યની સ્હામો આવી બોલ્યો:—“નિષધદેશના શૂરા સૈનિકો! તમારામાંના ઘણાખરા વફાદાર સૈનિકોએ તમારા સ્વર્ગીય નરપતિ વીરેન્દ્રકેશરીના યુવરાજ ભવાનીપ્રસાદ પ્રતિ જે અપૂર્વ માન અને પ્રેમની ભાવના દર્શાવી છે, એ વાર્તા મારાથી અવિદિત નથી; મને તે જોઇને અપાર આનંદ થયો છે. પરંતુ અત્યારે મારો તમો સર્વને માત્ર એક અનુરોધ કરવાનો જ ઈરાદો છે અને મને આશા છે કે, તમો તેનું પાલન અવશ્ય કરી બતાવશો જ. જે વીરનર વીરેન્દ્રકેશરીએ તમો સર્વને આજસૂધી પાળીપોષીને તમારી રક્ષા કરી હતી અને તેમના પ્રતિ તમોએ જે અલૌકિક સન્માન પ્રગટ કરી બતાવ્યું હતું, તેવું જ તેમના પુત્ર ભવાનીપ્રસાદ પ્રતિ પણ કરી બતાવશો. જ્યારે તમારો નૂતનરાજા તમોને ક્ષમા આપવાની ઉદારતા દર્શાવે છે, ત્યારે મારામાં શું સામર્થ્ય છે કે હું તમોને કોઇ પણ પ્રકારની સજા કરી,

શકું ? તમારા સર્વે અપરાધોને લક્ષમાં ન લાવતાં હું પણ તમોને ક્ષમા આપું છું. તમો તમારા રાજાને લઇને તમારા દેશમાં ઘણાજ આનંદની સાથે જઈ શકો તેમ છો. હું તમોને તેમાં કશી પણ ક્ષતિ કરવા ઇચ્છતો નથી. પરંતુ જે મારા મિત્રનો પુત્ર છે, જેના પિતાએ મને અનેકવાર વિપત્તિના વાવાઝોડામાંથી બચાવ્યો છે, મારા સન્માનની રક્ષા માટે જેણે પોતાના પ્રાણનું બળિદાન આપ્યું છે, તથા જે વીર બાળકે મારા કલ્યાણ માટે રાજ્યદ્વાર તજીને અસંખ્ય સંકટો વેઠયાં છે, મારા રાજ્યના રક્ષણ માટે જેણે ઘણા કાળસુધી શત્રુ સમક્ષ વિગ્રહ જારી રાખી પોતાના શરીરમાંથી ઉષ્ણ રૂધિરની ધારાઓ વહેવડાવી છે તથા મારા ભલામાં જ જે બાળક દિનરાત નિમગ્ન રહ્યો છે, તેને યોગ્ય ઉપહારથી ભૂષિત કર્યા વિના મારાથી અજમેરનો પરિત્યાગ કરી નૂરહાર પ્રતિ જવા દેવાશે નહિ. જો કે, તેણે મારાપર જે ઉપકાર કર્યા છે, તેના બદલામાં હું મારૂં સમસ્ત રાજ્ય, અખૂટ ધન ભંડાર અને મારા પ્રાણ પણ અર્પણ કરૂં, તો પણ તેનો બદલો મારાથી કદાપિ વાળી શકાય તેમ નથી તે નથી જ.

" ભવાનીપ્રસાદ ! હું મારા રાજ્યના સમુજ્જવલ રત્નને તમારા કંઠમાં પહેરાવી દઉંછું. રાજનંદિની ઉર્મિઆલાને તમારા કરમાં સુપ્રત કરૂં છું. હું ધારૂં છું કે, એ રત્ન તમારા હૃદય રાજ્યના સિંહાસનની શોભામાં અનુચિત ગણાશે નહિ. "

ત્યાર પછી તેણે અનંતરાય તરફ મુખ ફેરવીને કહ્યું:—" રાજા અનંતરાય, વીરેન્દ્રકેશરીના વીરપુત્રને હું ન આપું એવી મારા અધિકારમાં એક પણ વસ્તુ નથી. તે જે માગે તે આપવાને હુ સર્વદા તૈયાર છું. ભવાનીપ્રસાદ જ્યારે તમને રાજદણ્ડથી મુક્ત કરવાની ઇચ્છા ધરાવે છે. ત્યારે હું કોઇ પણ પ્રકારનો સંકોચ રાખ્યા વના તમોને

મુક્તિ આપુંછું. પરંતુ વીરેન્દ્રકેશરીના સમાન પ્રાતઃ સ્મરણીય ભ્રાતા તરફથી અમે લોકોએ આવા નીચતમ કાર્યો થવાની સ્વપ્નમાં પણ કદાપિ કામના કરી નહોતી. પરંતુ હશે. હવે જે કાર્યો થઈ ગયાં છે, એનું પુનરાવર્તન કરવાની અમારી લેશ માત્ર પણ ઇચ્છા નથી. જાઓ હવે તમે પણ અહીંયા તમારી ઇચ્છામાં આવે તે સ્થાનપ્રતિ જવાને સ્વતંત્ર છો, તમને મારા તરફથી કશી પણ ઈજા આવે તેમ નથી. ”

અનંતરાયે કહ્યું:—‘ રાજા શૂરસિંહ, યુદ્ધવિદ્યા એ શી વસ્તુ છે, એ વિષયમાં તમે જો કાંઈ પણ જાણતા હોત તો તમે મારા વ્યવહારને કદાપિ નીચોચિત ગણુત જ નહિ. એક દિવસને માટે પણ મેં અથવા મારા સૈનિકોએ તમારા આતિથ્યનો સ્વીકાર કર્યો નથી. કદાચ આતિથ્યનો સ્વીકાર કરવો પડશે એવા ભયથી મેં અહીંથી લગભગ બે કોશ જેટલી દૂર મારી છાવણી નખાવી હતી. ત્યાર પછી તમારાપર કેવી રીતે આક્રમણ કર્યું હતું, એતો તમે જાણોજ છો. જો ભવાનીપ્રસાદ તમારા પક્ષમાં ન હોત, તો તમારૂં નગર, દુર્ગ આદિ સર્વ સપાટ કરી દેત. તમારા શહેરના પ્રત્યેક પુરુષોને ચૂંટી ચૂંટીને સ્વધામમાં મોકલી દેત પરંતુ દુર્ભાગ્યયોગે પરમાત્માએ મને તેવો પ્રસંગ આપ્યો નથી. અજમેરપતિ ! યુદ્ધમાં કૌશલ્ય અથવા છળ-કપટનો આશ્રય લેવામાં આવે તો તે નિંદનીય ગણાતું નથી. મહાભા-રતના યુદ્ધ સમયે મહાપુણ્યશાળી અને સત્યવક્તા યુધિષ્ઠિરે પણ ‘અ-શ્વત્થામા મરાયો ’ ના સંદિગ્ધ શબ્દોનો ઉચ્ચાર કરી દ્રોણગુરુના હૃદયપર અસહ્ય આઘાત કરી પોતાનો પક્ષ વિજયી થાય, એવો ઉપાય લીધો હતો. ભગવાન કૃષ્ણે પણ શિખંડીને મહાપ્રતાપી બ્રહ્મચારી ભીષ્મપિતામહ સમક્ષ ઉભો કરી અર્જુનને વિજયી કર્યો હતો. નંદવં-શનું નિકંદન કાઢતી વેળાએ મહા બુદ્ધિમાન અને કપટકળા વિસ્તારક

ચાણક્યે પણ એ કપટ શસ્ત્રનોજ ઉપયોગ કર્યો હતો. એ કપટ વિદ્યાનો વિષય કાંઇ નવીન નથી. મહાન મહાન પ્રચંડ યોદ્ધાઓએ પણ એનું અવલંબન કર્યું છે. કેવળ તલ્વાર પકડી જાણવાથીજ વીરતાની પરાકાષ્ટા આવી જતી નથી. ગમે તેવા સમર્થ શક્તિધારક પુરુષને પણ યુદ્ધભૂમિમાં કપટ–કૌશલ્યનો આશ્રય ગ્રહણ કરવો પડે છે. જે જે રાષ્ટ્રોનું પતન થયું છે, તે કેવળ શત્રુઓની વીરતાથીજ નહિ, પરંતુ એ વીરતાની સાથે કપટ કળાનું પણ સંમિશ્રણ થયેલું છે. રાજ્યના સૂત્રનો મુખ્ય આધાર કપટ વિદ્યાપર જ અવલંબી રહે છે. જો મારા એ કપટયુક્ત કાર્યથીજ તમને મારા પ્રતિ ઘૃણા ઉત્પન્ન થતી હોય, તો તેમાં તમારો ભયંકર પ્રમાદ થાય છે. વિશ્વના એક ચિરસ્થાયી નિયમનું અપમાન થાય છે. ”

ત્યાર પછી તેણે ઘણાજ ગર્વિત સ્વરથી કહ્યું:—“ રાજા શૂર-સિંહ, દાન ગ્રહણ કરવાનો મને અભ્યાસ નથી. તમારી પાસેથી અનુ-ગ્રહની ભિક્ષા માગી જીવવા કરતાં હું મરણને આધીન થવામાં વિશેષ સુખ માનું છું. એવા નિર્માલ્ય જીવનને ધારણ કરી રાખી દેવી વસું-ધરાને વિનાકારણ કષ્ટ આપવા ઇચ્છતો નથી. ગમે તેમ તો પણ તમે મારા સમોવડીયા છો, સમોવડ પાસેથી જીવનની ભિક્ષા માગી કલંકમય જીવન ધારવા કરતાં કરાળ કાળના ભીષણ ચક્રમાં કચડાઇ જવું–ચૂર્ણ થઇ જવું એ વિશેષ ઉત્તમ છે. આ વિશ્વનું કોઇ પણ પ્રાણી મને મુક્તિ આપી શકે તેમ નથી. મારી મુક્તિનો ઉપાય હું પોતેજ કરૂં છું. ”

આમ કહી વસ્ત્રના મધ્યભાગમાંથી તેણે એક ઉઘાડી તલ્વાર બહાર કાઢી અને તેને બન્ને હાથથી મજબૂત રીતે પકડી એક [illegible] વારમાં પોતાની છાતીમાં ઘોંચી દીધી. તલ્વારનો પ્રવેશ થતાંજી [illegible]

જ તેનું વક્ષ: સ્થળ વિદીર્ણ થયું અને છિન્ન વૃક્ષની પેઠે અનંતરાયનો જીવન શૂન્ય દેહ પૃથ્વીપર પડી ગયો.

ભવાનીપ્રસાદ એકદમ અનંતરાય પાસે દોડી આવ્યો. તેણે જોયું કે, તેના દેહમાં હવે પ્રાણ રહ્યા નથી. ભવાનીની જે તલ્વાર ભવાનીનો ભોગ લેવા માટે એક દિવસ તેના શરીરપર પડી હતી, તેના તરફ તે પ્રાણહત્યાકારી કૃપાણ ભણી જોતો તે ચુપકીથી રડવા લાગ્યો.

તે તલ્વાર ભવાનીપ્રસાદની જ હતી; અને અનંતરાય તેને કારાગૃહમાંથી પોતાની સાથે લઇ ગયો હતો. ભવાનીની તલ્વારે ભવાનીનો ભોગ ન લેતાં અનંતરાયના અંગની આહુતિ લીધી. જીવનમાં અને મરણમાં પરિણામ એકજ આવ્યું. તેણે જીંદગી સુધી અસત્ય દ્વારા, સત્યને મારવાનો પ્રયાસ કર્યો, પરંતુ એના યોગે સત્યના સનાતન અસ્ત્રથી તેની પોતાની જ હત્યા થઈ. **કામનાએ આ જીંદગીના કર્મને પીડવાની ચેષ્ટા કરીને છેવટે જ્ઞાનાસ્ત્ર દ્વારા પોતાનું અસ્તિત્વજ નષ્ટ કર્યું. હાય! કામના!! તારો જન્મ કયાં થયો છે? આ જીવનને અશાંતિમય કરવા માટે તને આ ધરણીપર કોણે મોકલી છે! સંસારને અસાર કરવા તું શામાટે જન્મી છે?"**



## ઉપસંહાર

Day by day may love enfold thee,
Sunlight fill thy way,
Handns of tender keeping hold thee
Day by day,

Arthur L. Salmon.

ત્યાર પછી બીજાં ત્રણ વરસ વીતી ગયાં હતાં, નૂરહાર પુનઃ આનંદ અને શાંતિના યોગે હસી રહ્યું હતું, આજે પ્રથમના જેવો રાજા અનંતરાયના રાજ્યાધિકાર જેવો અવિશ્વાસ, શોક, પરિતાપ કે ભય આદિ કશું પણ રહ્યું નહોતું. વીરેન્દ્રકેશરીના રાજત્વ સમયે નૂરહાર જેવી રીતે હસતું હતું, તેવીજ રીતે આજે પણ તેના પુત્ર ભવાનીપ્રસાદને હૃદયપર ધારણ કરી તે હસી રહ્યું હતું.

જનાર્દન હસ્યો, રાજબાલા ઉર્મિબાલા હસી અને સર્વ જનો હસ્યાં, પરંતુ શ્વેતા અને નીલા લેશ માત્ર પણ હસી નહિ. શ્વેતા જાણે હવે કદાપિ હસશેજ નહિ, એવો ભાસ થવા લાગ્યો. કારણ કે અત્યારે તેનું હૃદય સ્મશાનવત્ શૂન્ય થઇ ગયું હતું. તેનો પ્રાણાધિક પ્રેમિક જયન્તકુમાર વિગ્રહમાં મૃત્યુવશ થઇ વીરગતિને પ્રાપ્ત થઇ ચૂક્યો હતો. પરંતુ નીલાના હૃદયમાં આનંદને સ્થાને શોક અને હાસ્યના સ્થાને રુદન શા કારણથી ઉદ્ભવ્યું હતું? એનું પણ એક ગહન કારણ હતું. તેને જનાર્દને રડાવી હતી. શી રીતે રડાવી હતી, તે હવે અમો જણાવીએ છીએ.

એક દિવસ શ્વેતાએ ઘણા પ્રયત્ને જનાર્દનને એક નિર્જન સ્થાનમાં પકડી પાડ્યો. જનાર્દન તે સમયે વિસ્તીર્ણ રાજોદ્યાનના એક

વિભાગમાં બેસીને બાળા રાજાને માટે તીર ધનુષ તૈયાર કરતો હતો. એ સમયે શ્વેતા બોલી કે:—"ઓહો! આતો આં ખૂણામાં છુપાઇને બેસી રહ્યા છે ને શું? હુંતો આખું નૂરહાર ફરી વળી. રખડી રખડીને મારા પગ પણ થાકી ગયા."

જનાર્દને જવાબ આપ્યો:—"જો તેં તારા હૃદયમાંજ મારો શોધ કર્યો હોત, તો તારે આટલો બધો પરિશ્રમ કરવાની આવશ્યકતા ન પડત. કારણ કે, તારા હૃદયમાંથી મારો પત્તો બહુ સહજમાંજ મળી શકત, આખા નૂરહારમાં રખડવાનો પ્રસંગ ન આવત."

શ્વેતાએ કહ્યું:—"તમારાં એવાં ભાગ્યજ ક્યાંથી હોય કે હું તમારી છબીને મારા હૃદયમાં ધારણ કરી રાખું? નીલાની પાસે જઇને આ બધી રસિક વાર્તાઓ કહી સંભળાવજો."

જનાર્દન બોલ્યો:—"બાપરે! અત્યારે એનું નામ ક્યાંથી સંભાર્યું?"

શ્વેતાએ પૂછ્યું:—"કેમ, એમાં શો વાંધો છે?"

જનાર્દને જવાબ આપ્યો:—પ્રથમ તો તે ગાળાગાળી અને મારામારી કરતી હતી, પણ હમણાં—"

શ્વેતાએ કહ્યું:—"હમણાં હૃદય ભરીને તે તમને ચાહવા માંડી છે ખરું ને વારુ?"

જનાર્દને કહ્યું:—"શ્વેતા! માર સહી શકાય છે, પરંતુ તેનાં નયન બાણ સહી શકાતાં નથી."

શ્વેતા બોલી:—"ત્યારે એક કામ કરો."

જનાર્દન:—"ફરમાવો!"

શ્વેતા:—"મશ્કરી કરવી મૂકો અને હવે તમે નીલાની સાથે લગ્ન કરો."

જનાર્દનઃ—"વામન રૂપ હોવા છતાં ચંદ્રમાની આશા રાખું? મારાથી તેમ થઇ શકશે નહિ."

શ્વેતાઃ—"ચંદ્રમા પોતેજ જો વામનના કંઠ વળગી પડે તો."

જનાર્દનઃ—"તો કંઠ સૂધીજ રહે, ગળાંની નીચે જઇ શકે જ નહિ."

શ્વેતાઃ—"શું ત્યારે તમે **નીલા**ને વિષ માનો છો? છટ્!"

જનાર્દનઃ—"ખરેખર ઝેર જેવી માનું છું. **નીલા** વિષની પેઠે ત્યાગ કરવા યોગ્ય છે."

શ્વેતાઃ—"એવું શું બોલો છો? શું **નીલા** કુરુપા છે?"

જનાર્દનઃ—કુરુપા! **નીલા** કુરુપા? ના–તે કુરુપા નથી. **નીલા** અતિ સુંદર છે, **નીલા**ની આંખો સુંદર છે, હાસ્ય સુંદર છે, હૃદય સુંદર છે, નામ સુંદર છે, તેનું સમસ્ત સુંદરજ છે. એ સૌંદર્ય રાશિ દ્વારા તેણે મને ઉન્મત્ત કરી દીધો હતો; પરંતુ મેં અનેક યત્નોથી આત્મ સંયમ કર્યો છે. માટે હવે કૃપા કરી મને લોભ ન બતાવ. વિના કારણ મારા હૃદયને દુઃખિત ન કર."

"હું વૃથા લોભ દર્શાવતી નથી, તમે જો સમ્મત થાઓ તો હું હમણાંજ લગ્ન કરાવી દઉં તેમ છું; એમાં કશો પણ પ્રત્યવાય આવે તેમ નથી." શ્વેતાએ કહ્યું.

"આ જીવનમાં હવે તેમ થઇ શકશે નહિ. મેં લગ્ન કર્યાં છે" જનાર્દને કહ્યું.

"લગ્ન કર્યાં છે? કોની સાથે લગ્ન કર્યાં છે?" શ્વેતાએ કહ્યું.

"તે વાર્ત્તા જણાવવાની હવે કશી જરૂરજ નથી." જનાર્દને જવાબ આપ્યો.

"ના, તે કહેવીજ પડશે." શ્વેતાએ આગ્રહ પૂર્વક કહ્યું.

"મને તે વિષયમાં ક્ષમા કર." જનાર્દન બોલ્યો.

"ક્ષમા સહજમાં મળી શકતી નથી. ખરૂં કહો કે તમે કોની સાથે લગ્ન કર્યાં છે? જો તમે સાચે સાચું ન કહો તો તમને જુમાઇ માતાની આણ છે, મહાકાળીના સોગન છે.' શ્વેતાએ કહ્યું.

જનાર્દન થોડીવાર નિરુત્તર રહ્યો. પછી મ્હોં ઉંચું કરી ગદ્‌ગદ્‌ કંઠથી બોલ્યોઃ—"શ્વેતા, હું કેવળ એક જણનેજ ચાહુંછું. તેના સિવાય બીજું કોઇ પણ મારા સ્નેહનું પાત્ર નથી."

"તે કોણ છે વારૂ?"

"તે વ્યક્તિનું નામ સાંભળવાની તારી જ્યારે પ્રબળ ઇચ્છા જ છે, ત્યારે સાંભળ, હું મારા પ્રેમિકનું નામ તને કહી સંભળાવું છું. તે મારો પિતા છે, માતા છે, સ્ત્રી, પુત્ર, પ્રભુ, ઇશ્વર, સખા, ભ્રાતા તથા મારૂં સર્વસ્વ છે. તેનાથી પ્રિય મને આ વિશ્વ અથવા વિશ્વની એક વસ્તુ પણ પ્રિય નથી." જનાર્દને કહ્યું.

"તેનું નામ શું છે?"

"ભવાનીપ્રસાદ."

"રાજા? રાજાને ચાહો છો? તે સારૂં કરોછો, પરંતુ તેથી સ્ત્રી ગ્રહણ કરવામાં શી અડચણ છે?"

"ઘણી અડચણ છે. મારા સ્નેહનો અંશ માત્ર પણ બીજા કોઇને આપી શકાય તેમ નથી." જનાર્દને કહ્યું.

આ સમયે સમીપમાંજ બાળા રાજાને ગોદમાં લઇને નીલા આવી પહોંચી. તેને જોઇને શ્વેતાએ કહ્યુંઃ—"તમે બાળા રાજાને તો ચાહો છો કે? જો ચાહતા હોતો શા માટે ચાહો છો?"

જનાર્દને હસીને ઉત્તર આપ્યોઃ—" તે તો ભવાનીપ્રસાદનો અંશ છે. ભવાનીપ્રસાદનું સ્વરૂપ છે, "

આમ કહીને જનાર્દને બાળરાજાને નીલાની ગોદમાંથી તેડી લીધો, પરંતુ તે સમયે તેણે નીલાના મુખ તરફ એકવાર પણ જોયું નહિ. નીલાએ પણ જનાર્દનના મુખ ભણી દૃષ્ટિપાત ન કર્યો; કેવળ એક મર્મભેદક દીર્ઘ નિઃશ્વાસ મૂક્યો ! હાય ! તેણે જનાર્દનને પોતાના પ્રેમમય મનમાં શા માટે ચાહયો હશે ?

જનાર્દનના હૃદયમાં તૂફાન ઉઠયું હતું કે નહિ, તે વિષયમાં અમે કશું પણ જાણતા નથી. પરંતુ તે બાળકને ખભાપર લઈ એકદમ ઉતાવળાં પગલાં ભરતો આખા બગીચામાં ફરવા લાગ્યો. છેવટે એક લતાકુંજમાં જે સ્થળે બેસીને રાજા ભવાનીપ્રસાદ એક અદ્‌ભુત ફરિયાદ સાંભળી રહ્યો હતો, ત્યાં આવીને ઉભો રહ્યો.

ફરિયાદ ઉત્સાની હતી અને અપરાધી અથવા પ્રતિવાદી દેવળરાય હતો. દેવળ અત્યારે હાજર નહોતો, અને ઉત્સા ઉભી હતી. રાજા ભવાનીપ્રસાદ તથા રાણી ઉર્મિમાલા એક સંગેમરમરની વેદી પર વિરાજમાન હતાં. ઉત્સા કહેતી હતીઃ—" જૂઓને બાપુ, મારાં પૂતળાં ફેંકી દીધાં છે, તથા મારી મધુરી મેનાને પણ ઉડાડી દીધી છે."

ભવાનીપ્રસાદનાં નયનો આનંદથી નૃત્ય કરતાં હતાં તથા અધર હાસ્યથી કંપી રહ્યા હતા; પરંતુ તેમ છતાં પણ તેણે ઘણીજ ગંભીરતાની સાથે કહ્યુંઃ—" એતો દેવળનો મોટો અન્યાય કહેવાય, હું એના આ અપરાધની યોગ્ય સજા આપ્યા વિના રહીશ નહિ."

દેવળરાય, એક લતાકુંજના ઓથમાં છૂપાઈ રહ્યો હતો. તે એકદમ દોડી આવીને બોલ્યોઃ—" કેમ બાપુ, મારી તલવાર, છો

તથા ઢાલ આદિ સર્વને એણે સરોવરમાં ફેંકી દીધાં છે, એટલે મેં પણ એનાં પૂતળાં અથવા રમકડાંને નાખી દીધાં છે અને મેનાને પણ નસાડી મૂકી છે."

ન્યાયાધીશ ભવાનીપ્રસાદે કહ્યું:—"કેમ ઉત્સા, તેં એનાં તીર તથા બીજાં હથિયારો ફેંકી દીધાં છે કે?"

ઉત્સાએ જવાબ આપ્યો:—"હા, ફેંકી દીધાં છે. પણ તેઓ તીર છોડીને આકાશનાં પક્ષિયોને શા માટે મારે છે? તલ્વાર વડે નાનાં નાનાં હરિણોને શા માટે કાપી નાખે છે?"

ભવાનીપ્રસાદ બોલ્યો:—"તમો બન્નેએ અન્યાય કર્યો છે, માટે હું તમને બન્નેને સજા કરીશ, જો દેવળ, મીનાઓનો દેશ જીતીને અમ્બર નામે એક નવા રાજ્યની સ્થાપના કરી છે. તને તારા અપરાધની સજા તરીકે અમ્બર રાજ્યના સિંહાસન પર અભિષિક્ત કરૂં છું, માટે તું ઉત્સાને લઇને સત્વર અમ્બર ભણી જવાને વિદાય થા."

દેવળરાય ચકરી ખાઇને ભાઇના પગપર પડયો. તેણે કહ્યું:—"ભાઇ, હું સિંહાસન અથવા રાજત્વઆદિ કશું પણ ઇચ્છતો નથી. તમારી પાસેથી મને નસાડશો નહિ ભાઇ, તમને છોડીને જવાથી હું એક ક્ષણ પણ જીવી શકીશ નહિ."

ત્યારે ભવાનીપ્રસાદે દેવળરાયને પોતાની છાતીપર ખેંચી લીધો તથા એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યા વિના તેના શરીર પર આંખોના આંસૂના બે ચાર ટીપાં ટપકાવી દીધાં. તે જોઇને ઉર્મિબાલા બોલી:-"કુમાર, તમે જો અમ્બર જવાને સમ્મત થયા હોત તો મારા હૃદયને કેટલી બધી શાંતિ મળી શકત?"

ભવાનીપ્રસાદ આંખો લૂછીને બોલ્યોઃ—" કેમ શું તું ધારે છે, હું દેવળરાય વિના રહી શકું વારૂ ? "

ઉર્મિબાલાએ જવાબ આપ્યોઃ—" અમારા બધાના વિના તમે રહી શકો તેમ છો, પણ કુમાર દેવળરાયના વિના એક દિવસ પણ રહી શકો તેમ નથી. "

ઉત્સાએ જોયું કે, તેનાં પૂતળાંનું અપહરણ કરનારને સજા થતાં રાજાની ગોદમાં બેસવાનું સ્થાન મળ્યું છે. એ જોઇને તે બોલીઃ- ભાઈ, તમે પણ એની વાતથી ભોળવાઇ ગયા કે ? તેઓ મને પણ આવી રીતે વારંવાર ભોળવ્યા કરે છે. "

ભવાનીપ્રસાદે હસીને કહ્યુંઃ—" ઉત્સા, આમ જો તારૂં પૂતળું આવે છે. " ઉત્સાએ પાછી ફરીને જોયું કે, બાળરાજા જનાર્દનની ગોદમાં બેસી પોતાના તરફ આવી રહ્યો હતો. બાળરાજાનું વય કેવળ દોઢ વર્ષનું જ હતું અને દેખાવમાં તે બરાબર રાજા ભવાનીપ્રસાદ જેવો જ જણાતો હતો.

ઉત્સાએ દોડી જઇ બાળકને તેડી લીધો. બાળકરાજાને લેવા માટે દેવળરાયે હાથ લંબાવ્યો, પરંતુ બાળક ઉત્સાને છોડીને કાકા પાસે ગયો નહિ. ત્યારે ઉત્સા હસી પડી; તથા ગુપ્ત રીતે દેવળને એક ચુંટી ખણીને બોલીઃ—" કેમ શું થયું, હવે મારાં પૂતળાંને ફેંકશો કે ? તમારા તે પાપથી તો આ બાળક પણ તમારી પાસે આવતું નથી ? "

મેનાનું પીંજર છેક નજીકમાં જ હતું. દેવળરાય કાંઈ પણ બોલ્યા વિના પાંજરા પાસે દોડયો ગયો. તે જોઇને ઉત્સા બૂમ પાડી ઉઠી તથા બાળકને રાણીની ગોદમાં ફેંકીને ચોરની પાછળ પડી.

ચોરના ભાગ્યમાં શું ભોગવવું પડયું, તેના તરફ કશું પણ લક્ષ

આપ્યા વિના ભવાનીપ્રસાદ બાળક પાસે ગયો અને ત્યાર પછી તેણે તેના મુખપર એકાદ ચુંબન પણ કરી લીધું. એથી તેનું આખું શરીર રોમાંચિત થયું, તે આવેગપૂર્વક બોલી ઊઠયો:—" રાણી, આપણે કેવાં સુખી છીએ. "

રાણીએ કહ્યું:—" હાય ! આજે જો પ્રમદા જીવતી હોતતો !"

રાજાએ કહ્યું:—ખરૂં કહે છે ઉર્મિ, આજે જો પ્રમદા હોત તો !"

રાણી બોલી:—" મને સંપૂર્ણ વિશ્વાસ છે કે, પ્રમદા આપણી આસપાસ ફરી રહી છે. તમને મૂકીને તે પ્રેમમયી સ્વર્ગમાં પણ રહી શકે તેમ નથી; તે ફરીવાર આવશે, મારા ગર્ભમાં આશ્રય ગ્રહણ કરી પુનઃ તમારી સાથે સંબંધ સ્થાપન કરશે. મારે કન્યા થશે તો હું તેનું નામ પ્રમદા જ રાખીશ. "

એ સમયે પાછળથી કોઇક બોલ્યું:—" પ્રમદાનું નામ કોણ લે છે ? "

બન્નેએ પાછું વાળી જોયું તો, પ્રમદાની આંધળી માતા તથા વૃદ્ધ પિતાને આવતાં જોયાં. ઉત્સા અને દેવળ પણ તેમને ઘણાજ માનની સાથે ભેટી પડીને રાજા પાસે લઇ આવતાં હતાં. પ્રમદાની માતાનું આજે પ્રથમના જેવું શરીર રહ્યું નહોતું. સૂકાઇને લાકડા જેવું થઈ ગયું હતું. રડીને તેણે પોતાની આંખો પણ ગુમાવી હતી. ભવાની-પ્રસાદે અજમેર છોડતી વેળાયે તે બન્ને ધણી ધણીયાણીને માનસહિત પોતાની સાથે આણ્યાં હતાં.

તેમને આવતાં જોઇને રાજા તથા રાણી ઉભય આસનપરથી ઊઠીને ઉભાં થયાં. ભવાનીપ્રસાદે કહ્યું:—" અમે જ તેનું નામ લેતાં હતાં.

પ્રમદાની માતા બોલી:—" બાળા, તમો સવ સદા સુખી થાઓ.

જોઈને તમારાં જેવાં પુત્ર કન્યા પ્રાપ્ત કર્યા છે; તેને હવે શું દુઃખ છે? પ્રમદાને માટે અમો હવે જરા પણ દુઃખી નથી. તમારા સ્નેહ અને સન્માનથી તેને વિસરી ગયાં છીએ."

વૃદ્ધ પિતા બોલ્યોઃ—"ત્યારે શું અમો ચાહ્યાં વિના રહી શકીશું નહિ? એક જણને છોડીને બીજી વ્યક્તિને મેળવવાની આશાથી અશાન્ત હૃદયે આખા સંસારમાં ભટક્યા કરીએ? કેમ, ભાઈ પ્રસાદ તું એવા આધારની આશા રાખીશ ખરો કે? તેં અમને જે આશ્રય આપ્યો છે, તે અમોને સ્વર્ગથી પણ અધિક પ્રિય ભાસે છે. ભાઇ! જો તું અમને ન મળ્યો હોત તો, અમે ભગવાનને જ મેળવી શકત. પૃથ્વીનો પરિત્યાગ કરી, ભગવાનના શાન્તિમય ધામમાં જ વિરામત."

પ્રેમિકા ઉર્મિબાલાએ કહ્યુંઃ—"બાપુ, સ્નેહ એજ ધર્મ છે, તે સ્નેહ મનુષ્યપર રાખો અથવા ઇશ્વરના ચરણોમાં ઢોળો. ઉભયની ગતિ સમાન જ છે."



સમાપ્ત.